# વ્યાપારની કળ. 82

પ્રસિદ્ધ કર્તા
નાનચંદ માણેકચંદ મહેતા.
કાલબાદેવી પ્રીં. પ્રેસ.—મુંબઇ. ૨

# વ્યાપારની કળ.

ઉત્પાદક—

શ્રી કચ્છી વીશા ઓસવાલ દે. જૈન પાઠશાળા

ખડક પાલાગલી—મુંબઇ

લેખક—

સ્વ. શ્રીયુત્ જીવાભાઇ અમીચંદ પટેલ.

ગુ૦ હેડ માસ્તર પનાલાલ જૈન હાઇસ્કુલ—મુંબઈ

છપાવી પ્રસિધ્ધ કરનાર—

નાનચંદ માણેકચંદ મહેતા — સેક્રેટરી

કાલબાદેવી પ્રીં. પ્રેસ.—મુંબઈ.

મુંબઈ. જુલાઇ—૧૯૧૨

મૂલ્ય આઠ આના.

# શ્રી કચ્છી વીશા ઓશવાલ દે.
# જૈન પાઠશાળા

શાળાની કેળવણીથી પછાત પરંતુ વ્યાપારમાં કુશળ, મહેનતુ અને સાહસિક આ કોમની વસ્તી મુંબઇમાં વધતી ચાલી તેવે પ્રસંગે પોતાને હરેક પ્રકારે અનુકુળ એવી શાળાની જરૂરીઆત તે કોમને જણાઈ અને આ શાળા કાયમના ફંડ સાથે સં ૧૯૬૧માં સ્થપાઇ. તે શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટેના અભ્યાસક્રમમાં મતભેદ પડયા જે સ્વાભાવિક હતું. જુદા જુદા મત, જરૂરીઆત અને જુદા જુદા ક્રમના અનુભવ ઉપરથી તથા કચ્છમાંથી ગુજરાનઅર્થે મુંબઇમાં આવતા આ કોમના મોટી ઉમરના અભણ છોકરાના તરત ધંધે લાગી જવાના હિતભણી નજર કરતાં જેમ અલગ શાળા તેમ અલગ અભ્યાસક્રમ માટે શાળાકમીટીને નવીન યોજનાની જરૂર જણાઇ–ટુંક મુદતમાં સાધારણ ભાષા–જ્ઞાન, વ્યાપારી–વ્યાવાહારિક બારીકીઓ, સૂચનાઓ, મુંબઈમાંના વ્યાપારને લગતા જાહેરખાતાઓના વહીવટનું જ્ઞાન, નામું, વગેરે મેળવીને તરત ધંધે લાગી શકે તેટલા સારૂ અર્થશાસ્ત્રને અનુસરીને ક્રમની યોજના–ખરડો તૈયાર કરવામાં આવ્યો, શાળા કમીટીમાં તે રજુ થયો અને તે યોજનાને અમલમાં મુકવા માટે ખર્ચની મંજુરી સાથે નીચે લખ્યા સદ્‌ગૃહસ્થોની એક સબ–કમીટી નીમવાનું સર્વાનુમતે નક્કી થયું.

શેઠ દામજી કેશવજી — શેઠ પદમશી ઠાકરશી.
શેઠ લખમશી હીરજી મહીશેરી B. A., L L. B.
શેઠ ગોવિંદજી મૂળજી મ્હેપાણી B. A., L L. B.
શેઠ જીવરાજ માંદણ — શેઠ માંદણ ઘેલાભાઈ

આ સબ–કમીટીએ તે ખરડા ઉપર વિચાર ચલાવીને તથા તે ખરડા ઉપરથી એક પુસ્તક લખવા માટે જુદા જુદા વિદ્વાનોથી તપાસ

કરીને એક વાંચનમાળા તથા એક દેશી હિસાબનું ગણિત લખાવવા ઠરાવ કર્યો તે ઉપરથી આ પુસ્તકના જેવડા એક પેજના બે રૂપીઆ તથા બીજી સરતોથી મુંબઇમાંની બાબુ પી. પી. જૈન હાઇસ્કુલના ગુજરાતી હેડમાસ્તર સ્વ. શ્રીયુત્ જીવાભાઈ અમીચંદ પટેલ સાથે નક્કી થયું.

આ યોજના મુજબનું પુસ્તક લખાઇ તૈયાર થયા પછી સબ-કમીટીએ તે વાંચી તપાસી જોયું, અને જેવી યોજના અને ધારણા હતી તેવુંજ તે પુસ્તક લખાયું છે એમ ઠર્યું. લખાએલું આ પુસ્તક તૈયાર થયા પછી તે છપાવીને અમલમાં મુકવા વખતે તે યોજના ઉભી કરનાર શાળાના સેક્રેટરી મી. નાનચંદ માણેકચંદ મહેતાએ શાળાની નોકરી છોડી અને તેથી તે પુસ્તકનો લાભ બચ્ચાંઓને આપવામાં ઢીલ થઈ તેથી છપાવવાનું મુલતવી રહ્યું.

આ પુસ્તક લખાવતાં શાળાને જે ખરચ થયું હોય તે તથા તે પુસ્તકની છાપેલી અઢીસો પ્રતો શાળાને કીમત લીધા વિના આપવી—એ બે સરતો થી આ લખેલા પુસ્તકની બે માગણી શાળા કમીટી પાસે રજુ થઈ અને માજી સેક્રેટરી મી. નાનચંદ માણેકચંદની વિના સરતોની માગણી રજુ થઈ. શાળા કમીટીએ તેના ઉપર સારી રીતે વિચાર–ચર્ચા ચલાવીને સર્વાનુમતે ઠરાવ કર્યોકે આ પુસ્તક મી. નાનચંદ માણેકચંદને એવી સરતે આપવુંકેઃ—

મી. નાનચંદ માણેકચંદે શાળાની સેવા બજાવેલી છે તેની કદર બુજીને આ પુસ્તક તેમને ભેટ આપવું. તેની પહેલી આવૃત્તિ તે પોતાના ખરચે છપાવી તેની અઢીસો પ્રત શાળાને વગર કીમતે આપે અને બીજી આવૃત્તિ છપાવવા વખત આવે તો તે વખતે શાળાની મરજી હોય ને તે બીજી આવૃત્તિ છપાવે તો ભલે નહીં તો પછીની આવૃત્તિ મી. નાનચંદ ખુશીથી છપાવે. વગેરે.

શા. ગાંગજી હેમરાજ
ઓનરરી સેક્રેટરી.

# પ્રસ્તાવના.

અર્થશાસ્ત્રનો વિષય અતિ ગહન છે. પરિપક્વ બુદ્ધિનાં મગજો પણ તેના સિદ્ધાંતોમાં ગુંચવાઇ જાય છે. અને સાધારણ બુદ્ધિને તો તેમાં ઘણી જગા:-પર કશી ગમ જ પડતી નથી. આટલું છતાં પણ આખી દુનિયા તેના નિયમોની પાછળ જ જાણ્યે-અજાણ્યે દોડયાં કરે છે. વ્યાકરણ ભણ્યા વગર પણ જેમ આપણે તેના નિયમો પ્રમાણે વ્યવહાર ચલાવ્યે જઇએ છીએ, તેમ અર્થશાસ્ત્રના નિયમો જાણ્યા વિના પણ આપણે તેના નિયમ પ્રમાણે વ્યવહાર ચલાવ્યે જઇએ છીએ. છતાં વ્યાકરણ ભણવાથી જેમ ભાષાનો વ્યવહાર વધારે સરલ ને શુદ્ધ થાય છે, તેમ અર્થશાસ્ત્રના નિયમ જાણવાથી આપણો આર્થિક વ્યવહાર પણ વધારે સરલ કરી શકાય છે ભવિષ્યમાં આપણે આપણા બળ-બુદ્ધિનો ઉપયોગ અર્થપ્રાપ્તિને માટે કેમ કરવો, તેની યોજના થઇ શકે છે; દુનિયામાં ચાલતી અનિયંત્રિત સ્પર્ધા, પ્રજાઓની સારી નરસી આર્થિક સ્થિતિ, ને વ્યવહારનું શુદ્ધ સ્વરૂપ આપણા ખ્યાલમાં આવી શકે છે.

અર્થશાસ્ત્રનો વિષય અતિ ઉપયોગી છતાં પણ તે સાધારણ જનસમાજમાં વધારે પ્રચલિત થયો નથી, અને તે સકારણ છે. એક તો તે વિષય અતિ ગહન છે, ને તેના નિયમો સમજવામાં સાધારણ બુદ્ધિ થાકી જાય છે; તથા તેની દુર્ગમ્યતાને લીધે તે છેક નીરસ જણાય છે. વળી ગુજરાતી ભાષામાં આ વિષયને લગતાં સ્વતંત્ર પુસ્તકો લગભગ નથી. થોડાંક ભાષાંતરો સિવાય ગુજરાતી વાચક વર્ગને આ વિષયમાં આપણું સાહિત્ય દોરી શકે તેમ નથી. આમ હોવાથી આપણા જનસમાજનો મ્હોટો ભાગ આ વિષયથી છેક અજ્ઞાન છે. પરંતુ હુન્નર કળામાં, વ્યાપાર વ્યવહારમાં ને સ્પર્ધામાં આગળ વધતી દુનિયાના આ જમાનામાં આપણી પ્રજાએ પણ હરિફાઇમાં ટકી રહેવા તૈયાર થવાનું છે. ને તે વખતે તેણે પોતાના બળના ઉપયોગ માટે આવાં શાસ્ત્રો દ્વારા રસ્તા યોજવા જોઇએ છે. આથી આજકાલ આ વિષયને લગતાં પુસ્તકો-ની જરૂર વધારે છે. અને તેમાં પણ જેમ બને તેમ આ વિષયને ઓછો કઠિન—સમજાય તેવો—અને બની શકે તો રસિક—વાર્તાના રૂપમાં ગોઠવી જનસમાજના હાથમાં આપવાની ખાસ જરૂર છે. આપણાં ઉછરતાં બાળકોને જો રસ પડે તેવી રીતે આ વિષય તરફ આકર્ષવામાં આવે તો જતે દહાડે તેમાંનો કેટલોક ભાગ આ વિષયનાં ગહન તત્વોનો અભ્યાસી થાય, ને પરિ-

ણામે ભવિષ્યમાં આ વિષયનું સાહિત્ય આપણામાં ઉત્પન્ન થવા પામે તથા તેના ધોરી સિદ્ધાંતો જનસમાજને દૃષ્ટિગોચર થાય.

આ ધારણા પાર પાડવાને મ્હને **શ્રી કચ્છી વીશા ઓશવાળ જૈન પાઠશાળાની વ્યવસ્થાપક કમીટીએ** વાર્તાના રૂપમાં આ વિષયના ધોરી સિદ્ધાંતો સમજાવવા એકાદ પુસ્તક લખવા આજ્ઞા કરી. અને મોટી ઉમરનાં પણ સાધારણ રીતે પકવ થતી આવતી બુદ્ધિનાં બાળકો સમજી શકે તેટલી સરલતા રાખવા મ્હને સૂચવ્યું. આ બંને બાબતો ધ્યાનમાં રાખીને મ્હેં આ પાઠો લખ્યા છે. જો કે હું આ બંને હેતુ બરાબર જાળવી શકયો નથી. અને ઘણી સાવચેતી રાખવા છતાં પણ સંવાદો રૂપે તથા વાર્તારૂપે લખાયલા આ પાઠોમાં નીરસતા ને કઠિનતા રહી ગઇ છે. પરંતુ આ વિષય જ એવો છે કે તેમાં આવા આવા ઘણા પ્રયાસો થશે ત્યારે જ સરલ ને રસિક પુસ્તકો આપણો જનસમાજ મેળવી શકશે.

આ પાઠો મ્હોટી ઉમરનાં બાળકો માટે લખાયલા હોવાથી તેમાં અર્થશાસ્ત્રના સઘળા નિયમો કે કારણો સમજાવવા પ્રયત્ન નથી કર્યો. મ્હોટા મ્હોટા અર્થશાસ્ત્રીઓના બુદ્ધિને ગુંચવી નાખે તેવા પરસ્પર વિરૂદ્ધ વિચારોનું દર્શન થવા નથી દીધું. તેમ જમીન, મહેનત ને મૂડી સંબંધેની તમામ બાબતોને લગતું ઝીણું ઝીણું વિવેચન કરવા યત્ન નથી કીધો. પરંતુ અર્થ-શાસ્ત્રના થોડાક ધોરી સિદ્ધાંતોનું સ્વરૂપ ઉપલક ઉપલક સમજાવવા યત્ન કીધો છે. અને તે પણ કશા ચોક્કસ ક્રમ વિના.

આ પુસ્તક જૈનશાળામાં ઉપલા ચલાવવાનું જ છે. જેથી એકાદ બે વરસના અનુભવે તેની યોગ્યાયોગ્યતા જણાઇ આવશે. તથા કયા અંશમાં કેટલા સુધારાને અવકાશ છે તે માલમ પડશે. છતાં પણ વિદ્વાન વાચકો જે સૂચના કરશે તે પર પુરતું ધ્યાન આપવા ચૂકાશ નહિ

મુંબાઇ, જૈન હાઇસ્કુલ.
તા. ૨૪-૯-૦૯

**જીવાભાઇ અમીચંદ પટેલ.**

# વ્યાપારની કળ.

## અર્થ શાસ્ત્ર

### દ્રવ્યનું ઉત્પાદન ને તેના વિભાગ

ઉત્પાદનનાં ત્રણ અંગ—જમીનની ઉત્પાદક શક્તિ—મહેનતની ઉત્પાદક શક્તિ—મૂડીની ઉત્પાદક શક્તિ—દ્રવ્યના ઉત્પાદના ભાગ.

૧



પોષ મહિનાની ટાઢ કકડીને પડતી હોવાથી બારણું બંધ કરીને ભીમજી શેઠ પોતાના મિત્ર રામજી સાથે ઓરડામાં ગમગીન ચહેરે બેઠા હતા. કેમકે આ વરસે તેમને કપાસના વેપારમાં ભારે ખોટ ગઈ હતી. પોતે ૧૦ હજાર રૂપિયા રોકીને મ્હોટા પાયાપર કપાસનું વાવેતર કરાવ્યું હતું. પરંતુ કમનસીબે મનમાનતો પાક તેઓ મેળવી શક્યા નહોતા. તેમજ ઘણા દિવસ રાહ જોવા છતાં બજારમાં તેજી નહિ આવવાથી ગઈ કાલેજ તેણે ઉતરતે ભાવે વેચાણ કરી દીધું હતું. આથી તેઓ ચારથી પાંચ હજારની નુકશાનીના બોજા નીચે આવી પડ્યા હતા. ભવિષ્યમાં આ ખોટને પૂરવાને માટે શું કરવું એ ચિંતા તેમને અત્યારે મુંઝવતી હતી. તેવામાં કોઈએ બહારથી ઓરડાનું બારણું ખખડાવ્યું. શેઠે ધીમેથી બારણા તરફ

જોઇ અંદર આવો એમ કહ્યું. એટલે એક સીપાઈ હાથમાં સુંદર કવર લઇને દાખલ થયો. ને ઘણી નમનતાઈથી પાસે આવી શેઠના હાથમાં કવર મુંક્યું. તેમણે કવર ઉઘાડી તેમાંની આમંત્રણ પત્રિકા વાંચી સિપાઇને કહ્યું: બહોત અચ્છા. શેઠ સાહેબકું હમારા સલામ બોલના. આ સાંભળી નીચો નમી સિપાઇ રવાના થયો. એટલે રામજીએ તે પત્રની હકીક્ત જાણવા ભીમજી શેઠ તરફ જોયું. શેઠે રામજીના હાથમાં તે પત્રિકા મૂકતાં કહ્યું—રામજી, ખરેખર મ્હને નવાઇ લાગે છે અને ત્હને પણ આ વાંચવાથી તેટલીજ નવાઇ લાગશે.

પત્રિકા લેઇ રામજીએ વાંચી. તેમાં કપાસના વેપારમાં પોતાને આ વરસે ઘણો સારો નફો થવાથી પોતાનાં માણસોને બક્ષીસ આપવા તથા મિત્રોને આનંદ આપવાને માટે આજે સાંજે ૪.વાગે પોતાના બંગલાપરની મીજબાનીમાં પધારવાને જુગતરાય શેઠે ઘણું માનપૂર્વક આમંત્રણ કર્યું હતું.

આ વાંચી રામજીને પણ નવાઇ લાગી..ને તેણે હસીને પૂછયું.:—

જુગતરાય શેઠે પણ ત્હમારા જેટલીજ મૂડીથી કપાસનું વાવેતર કરાવ્યું હતું, ખરૂં કે નહિ?

શેઠે કહ્યું:—હા, છતાં તેઓ સારો નફો મેળવી શકયા ને આપણે પાયમાલ થઇ ગયા એ નશીબની જ વાતને?

રામજી:—એમ નશીબ પર દોષ કાઢવાથી આપણી આ નવાઇ સંતોખાય તેમ નથી, આતો બહુ વિચારવા જેવી બાબત છે. અને તેનું કારણ શોધવાની જરૂર છે. ત્હમે ને તેણે એકજ વખતે સરખી મૂડીથી એકજ ગામમાં ને એકજ વસ્તુનો વ્યાપાર કર્યો છે, છતાં એકને નુકશાન થયું છે ને એકને ફાયદો થયો છે. તો તેમાં કાંઇ ખાસ કારણો જ હોવાં જોઇએ.

ભીમજી—એમાં બીજાં કારણો શું હોય? જેનાં જેવાં કિસમત. છતાં ત્યાં મીજબાનીમાં જવાથી આપણને કંઇક વધારે ખબર મળશે.

રામજી—અલબત મળશેજ. નહિ મળે તોપણ આપણે મેળવીશું. કે જેથી ભવિષ્યમાં આપણે શીરીતે વ્યાપારમાં આગળ વધવું તે જણાય હું સાડાત્રણે આપની પાસે આવીશ. આપ તૈયાર થઇ રહેજો.

ભીમજી—વારૂ.

પછી રામજી પાઘડી પહેરી ઘેર ગયો. ને શેઠ પણ ન્હાઇ ધોઇ પૂજાસામગ્રી સાચવી જમી પરવારી ચિંતામાં ને ચિંતામાં ચાર વાગવાની રાહ જોતા પડી રહ્યા.

સાડાત્રણે રામજી આવતાં બંને જણા જુગતરાયને ત્યાં ગયા. ત્યાં ઘણા મ્હોટા મ્હોટા માણસોને નોતરેલા હતા, તથા આનંદની અનેક ગોઠવણો કરી હતી. ગાયનો, ફોનોગ્રાફ, જાદુની રમતગમત, ચ્હાપાણી, નાસ્તા, ફુલહાર, બક્ષીસો વગેરેથી જુગતરાયે પોતાના મ્હેમાનો તથા ચાકરોને ખૂબ રાજી કર્યા, ને પોતાના કર્મકારોની મહેનતનાં ઘણાં ઘણાં વખાણ કર્યાં, કેમકે તેમને લીધેજ પોતાને આટલો ફાયદો થયો હતો.

## ઉત્પાદનનાં ત્રણ અંગ.

ફુલતોરા મળ્યા પછી મંડળી ધીમે ધીમે રવાના થવા માંડી. આખરે પાંચ સાત શેઠીઆજ બાકી રહ્યા ત્યારે જુગતરાયે ભીમજીને પૂછ્યું:—

કેમ શેઠજી, હવે તો આપ પણ વેચાણમાંથી ફારક થયા હશો ?

હાસ્તો—વેણીશંકરે વચમાંજ જવાબ આપ્યો. આજે આપને ત્યાં તેમ કાલે પરમદહાડે ભીમજીભાઇને ત્યાં પણ અમને બીજબાની મળવી જોઇએ. કેમકે એમને પણ આ વ્યાપારમા આપની પેઠે પ્રભુકૃપાથી ઠીક નફો મળ્યો હશે.

રામજી—આપ ધારો છો તેવું ભીમજી શેઠના સંબંધમાં નથી.

વેણી૦—કેમ નહિ. આ સાલ વરસાદ પણ ઠીક હતો, ને જુગતરાય ભાઈના કહેવા પ્રમાણે બજાર પણ ઠીક હતું, તોપછી અમારી ધારણા કેમ ખોટી હોય?

વસંતરાય—વેણીશંકર, ત્હમારી ધારણા ખોટી નથી, પણ કેટલાંક એવાં સજ્જડ કારણો આપણા બંને શેઠના વ્યાપાર સાથે જોડાયલાં હતાં કે જુગતરાયભાઈ પોતાની ધારણા કરતાં પણ વધારે નફો મેળવી શકયા છે. ને ભીમજીભાઇને ઉલટું ગાંઠનું થોડુંક ગુમાવવું પણ પડયું હોય એમ મ્હને લાગે છે. મ્હેં પહેલેથી છેક છેલ્લે સુધી આપણા બંને શેઠનાં વ્યાપાર ખેતી પર બરાબર ધ્યાન આપ્યું છે. ને તેમાંથી મ્હને ઘણું શીખવાનું મળ્યું છે.

ભીમજી—વસંતરાય, ત્યારે તો ત્હમારો અનુભવ મ્હને ઘણો કિમતી થઇ પડશે. કૃપા કરી આપે જે જોયું ને અનુભવ્યું છે તે અમને સમજાવશો?

વસં૦—ઘણીજ ખુશીથી. તેથી આપને અને આ બધાને ઘણું ઘણું વિચારવાનું મળી આવશે. સાંભળોઃ પ્રથમતો નવાઈ જેવું એજ લાગશે કે આપની તથા જુગતરાયભાઈની શરૂઆત તદ્દન એક સરખીજ હતી, આપે બંનેએ રૂા. ૧૦ હજાર કાઢેલા હતા, વળી બંનેએ સરખા એકરની જમીન રોકી હતી, એટલુંજ નહિ પણ બી બંનેએ સરખું લીધું હતું. જરા સંભારી જુઓ.

ભીમજી—( હસીને )—હા ખરૂં છે.

રામજી—( નવાઈથી ) વાહ! આતો મૂડી, જમીન, બીજ, બધામાં સરખાપણું ને પરિણામમાં આટલો બધો તફાવત? ત્યારે કામ કરનારાઓની સંખ્યા વત્તીઓછી રોકવામાં આવી હશે.

વસં૦—નહિ, કર્મકારોની સંખ્યા પણ બેઉ શેઠીઆની લગભગ સરખી છે!

વેણી૦—આતો વિચારવા જેવી વિગતો આપ કહો છો.

વસંત૦—હું આપને હવે સમજાવીશ કે પરિણામ આમ કેમ આવ્યું ? આતો દેખીતું છે કે નફાતોટાનો બધો આધાર ઉત્પન્ન થયેલા પાક પર જ છે. વધારે કે ઓછો, ને સારો કે નઠારો પાક થાય તે પ્રમાણે વત્તી ઓછી કિમત ઉપજે ને નુકશાન નફો થાય. હવે પાકને ઉત્પન્ન કરવાને આપણને શાની શાની જરૂર પડે છે, તે જરા મ્હને કહેશો ?

ભીમ૦—એ તો દેખીતુંજ છે કે મૂડી, ખેતર, કુવા, બીજ ખેડુત, મજુરો, ખેડવા નીંદવાનાં હથિયારો, બળદ, વખારો વગેરે વગર પાક ઉત્પન્ન થાય નહિં.

વસં૦—આપણે ખેતર, કુવા વગેરેને જમીનના પેટામાં ગણીએ, મજુરો તથા ખેડુતોને મહેનતમાં ગણીએ ને હથિઆરો, બીજ, ખાતર, બળદ, પગાર વગેરેને મૂડીના પેટામાં ગણીએ તો પાક ઉત્પન્ન કરવામાં ત્રણ વસ્તુઓની મુખ્ય જરૂર છે. જમીન, મહેનત ને મૂડી. ખરૂં કે નહિ ?

જુગત૦—બરાબર છે. આમાંથી એક સાધન ઓછું હોય તો પાક ઉત્પન્ન થઇ શકે નહિ.

વસંત૦—હવે જુઓ કે આપણા બંન શેઠીઆની પાસે જમીન, મહેનત ને મૂડી સરખાં હતાં. તથા આસપાસની કુદરતની અસર પણ બેઉપર સરખી હતી છતાં પરિણામમાં જે મ્હોટો તફાવત પડયો તે ફક્ત કળાકૌશલ્ય, જ્ઞાન ને ઉમંગના ઉપયોગનું પરિણામ છે. જુગતરાયે પોતાનાં જ્ઞાન, કળાકૌશલને ઉમંગને લીધે જમીન, મહેનત, ને મૂડી પાસેથી વધારે લાભ લીધો. અને ભીમજી ભાઈમાં આ ત્રણે બાબત ઓછી હોવાથી તેઓ લાભ લઈ શકયા નહિ.

ભીમજી૦—એ શી રીતે ? જરા વધારે વિસ્તારથી સમજાવો તો સમજાય.

વસંત૦—એમ કરવાને માટે આપણે દરેક બાબત છુટી છુટી લઇએ અને તેને જરા વધારે બારીકીથી તપાસીએ.

## જમીનની ઉત્પાદક શકિત

વસંત—ભીમજી ભાઇ, જમીન પસંદ કરવામાં, તેને ખેડવામાં, તેમાં ખાતર નખાવવામાં, સુધરેલાં ઓજારો વાપરવામાં, આસપાસનો લાગવગ સાચવવામાં ને પાકની હેરવણી ફેરવણી કરવામાં જુગતરાયભાઇએ પોતાના જ્ઞાનનો બહુજ મજાનો ઉપયોગ કર્યો છે. જ્યારે આપે માત્રસસ્તા ભાડાની જમીન પસંદ કરીછે. આપે લીધેલી જમીનનાં માલિક જુગતરાય પાસે આવી ગયા હતા. ને જુગતરાય તે જમીન જોઈ પણ આવ્યા હતા. પણ નીચેનાં કારણોથી તે જમીન તેમણે પસંદ કરી નહિ.

(૧) તે જમીન ગામ ને સ્ટેશનથી ઘણીજ દૂર છે.

(૨) તે કાળી ને રસાળ નથી. પણ કાંકરીવાળી ને ચિકાશ વગરની છે.

(૩) તેમાં આજે લગભગ છ વરસથી કપાસજ વાવવામાં આવે છે.

(૪) આસપાસ પાણીનો વગ નથી.

**ભીમજી**—(વચમાં) જમીન ખરીદતાં મ્હેં આમાંની કશી બાબત તપાસીજ નહોતી. પણ વારૂ ત્હમે જે કારણો ગણાવ્યાં તેથી નુકશાન શું ?

વસંત—તે કહું: (૧) જમીન ગામ ને સ્ટેશનથી ઘણી દૂર હોવાને લીધે આપણને તથા મજુરોને ત્યાં જવા આવવાની ઘણી માથાકુટ પડે. વખત જાય ને પાક પર તથા કામ કરનારાઓ પર પૂરતી દેખરેખ રાખી શકાય નહિ. આવવાજવાનો તથા સ્ટેશનપર માલ લઇજવા લાવવાનો ખર્ચ વધારે થાય. માલ લઇ જતાં રસ્તામાં

તે ધૂળથી રઝોટાઈ બગડે ને તેથી બજારમાં હલકા માલની સાથે ઓછે ભાવે વેચાય.

(૨) કપાસના પાકને કાળી ને ચીકણી જમીનજ માફક આવે છે. લાલ, ગોરાડુ કે કાંકરી વાળી જમીનમાં કપાસ સારો થતો નથી. આથી આપની જમીન તો કપાસના વાવેતરને માટે યોગ્ય નથીજ.

(૩) આપની જમીન કપાસના બરની નથી છતાં પણ આપણા અણઘડ ખેડુતો તેમાં આજે છ વરસથી લાગટ કપાસ જ વાવે છે. આપને ખબર છે કે દરેક છોડ અમુક પ્રકારનોજ ખોરક જમીનમાંથી મેળવે છે. જો લાગલાગટ એકને એક જાતના છોડ જમીનમાં વાવવામાં આવે તો તે છોડને જોઈતો ખોરાક જમીનમાંથી ઘટતો જાયછે ને જો ખાતર વગેરેથી તે દરવરસે પૂરો પાડવામાં ન આવે તો તે જમીનનો કસ ઉતરતો જાય છે, ને પાક બરાબર ઉતરતો નથી. આથી દરવરસે પાકની એવી હેરવણી ફેરવણી કરવો જોઇએ કે જમીનમાંથી એકજ જાતનો કસ ઘટી ન જાય. હવે આપની જમીનમાં એકતો કપાસને માટે જોઇતો ખોરાક જ ઓછો છે, અને વળી છ વરસથી પાક સારો થતો નથી, છતાં પણ કપાસજ વાવવામાં આવે છે. જેથી ત્હમારો પાક કદી પણ સારો થઈ શકે તેમ નહોતું. હવે છેલું કારણ પાણીના વગનું રહ્યું. પાણીનો વગ પાસે હોય તો તેથી પાક સારો ઉતારી શકાય છે એતો દેખીતું જ છે.

ભિમજી—ત્હમારૂં કહેવું તદ્દન ખરૂં છે. મ્હારા અજ્ઞાન ને પ્રમાદ ને લીધેજ હું વધારે પાક મેળવી શકયો નથી.

વસંત—જમીનના કુદરતી બંધારણ તથા આસપાસની સ્થિતિ ને લઇને તેની અમુક હદ સુધી ઉત્પાદક શકિત હોય છે. છતાં પણ ખાતર તથા સુધરેલાં સાધનો વડે આપણે તેની ઉત્પાદક શકિત વધારી શકીએ છીએ. જુગતરાયભાઇએ સારી જમીન પસંદ કરી

એટલુંજ નહિ પણ કપાસને જે તેલીઓ ખોરાક જોઈએછે તે ખોરાકવાળું ખાતર ખાસ મુંબઈથી તપાસ કરાવી મંગાવ્યું ને નખાવ્યું, તથા સુધરેલાં હળથી જમીનને ઉંડી ખોદાવીને ઉંચીજાતનાં ઇજીપશ્યન કપાસનાં તેમાં બીજ વાવ્યાં, વળી હરવખત નીંદણી કરાવીને છોડની સંભાળ રાખી. આથી તેઓ વધારે ને સારો પાક મેળવી શકયા.

રામજી—ખરેખર, અમે તો ખાતર નખાવવાની કે નકામા છોડ નીંદાવવાની પણ ઓછીજ દરકાર કરી છે.

વસંત— આ પ્રમાણે માલના ઉત્પાદનનું એક અંગ જે જમીન, તેને જુગતરાયભાઈએ કેળવીને વધારે ઉત્પાદક બનાવ્યું ને લાભ લીધો.

## મહેનતની ઉત્પાદક શકિત.

વસંત—હવે આપણે (દ્રવ્ય) માલના ઉત્પાદનના બીજા અંગને તપાસીએ. જમીન ને મૂડી કરતાં મહેનતની અસર ઉત્પાદન પર ઘણી થાય છે, અને કેટલીક બાબતોમાં તો ઉત્પાદનનો સઘળો આધાર મહેનત ઉપર જ હોય છે, મહેનતને લઇને જ માલ વધારેઓછો કે સારો નઠારો ઉત્પન્ન થાય છે. જુગતરાયે જ્યારે કર્મકારો (કામ કરનારાઓ) રાખ્યા ત્યારે આ ચાર ગુણવાળા કર્મકારો મેળવવવાને તેણે સારી મહેનત લીધી હતી.

(૧) ચાલાકી (નીપૂણુતા) (૨) બુદ્ધિ (૩) મિતાચારપણું (આહાર વિહારમાં નિયમિતપણું) (૪) પ્રમાણિકતા.

જો કર્મકારોમાં આ ચાર ગુણો હોય તો આપણને ઘણોજ ફાયદો થાય. તેઓ સદાચારી ને મિતાચારી હોય તો આપણું કામ તદ્દન નિયમિત ચાલે ને તેમાં કશી ખલેલ પહોંચે નહિ. તેઓના પ્રમાણિકપણાંને લીધે બગાડો થતો અટકે, તેઓ પોતાનું જ ધારીને કામ કરે ને આપણને તેમાં વિશ્વાસ બેસવાને લીધે દેખરેખ ઓછી રાખવી પડે. તેઓ

બુદ્ધિમાન ને ચાલાક હોય તો દ્રવ્ય વધારે ને સારૂં કેમ ઉત્પન્ન થાય તેને માટે નિરંતર કોશીશ કર્યા કરે. કહો ભીમજીભાઇ તમે મજુરો તથા ખેડુતો રાખ્યા ત્યારે તેઓ કેવા છે તે વિષે કંઇ પણ તપાસ કરાવી હતી. ?

**ભીમજી**—નહિ. બીલકુલ નહિ. અને મ્હને કંઇક એવો પણ અનુભવ થયો છે કે મ્હારા કર્મકારો આળસુ થંઇ બેશી રહ્યા હતા. ને પાકને સાચવવા કે સુધારવા તેમણે ઝાઝી પરવા રાખી નહોતી.

વસં૦—કર્મકારો આટલા ગુણવાળા હોય એટલેથીજ કાંઈ પતતું નથી. બીજી ઘણીક બાબતો પર આપણે ધ્યાન આપવાનું છે. હું ત્હમને ફક્ત બે જ બાબત વિષે કહીશ. એક તો કર્મકારોને કામની વહેંચણી કરી ગોઠવી દેવા જોઈએ. કામની વહેંચણી કરવી એટલે જેને જે કામ સારૂં આવડતું હોય તેને તેજ કામ સોંપવું, ને બીજાં કામ તેની પાસે કરાવવાં નહિ. ઘડીકમાં એક કામ ને ઘડીકમાં બીજું કામ હાથમાં લેવાથી કે આપવાથી એકેક કામ પૂરૂં કે સારૂં થતું નથી. પણ એકજ કામ પર એકજ માણસને રોકેલ હોય તો તે ઝપાટાબંધ ને સારૂં થાય છે. જુગતરાયભાઈએ ખેડુતને, મજુરને, તથા પાકને સાચવનારને તેનાં ખાસ કામ સોંપી દીધાં હતાં. એટલુંજ નહિ પણ ખેતરમાં કપાસ લોઢવાનું જે ન્હાનું કારખાનું તેમણે ઉભું કર્યું હતું તેમાં પણ દરેક માણસોને કામ વહેંચી આપ્યાં હતાં. આવી ગોઠવણ કરવાથી નકામો વખત જતો અટકે છે, કારીગરની ચંચળાઇ વધે છે, કામ સારૂં થાય છે, ને હુશીઆર કારીગરોને નવી નવી શોધ કરવાની તક મળે છે, કેમકે તેનું ચિત્ત એક જ બાબત પર ચોંટેલું હોય છે.

**રામજી**—વાહવા, કામની વહેંચણીના ફાયદા તો ખરેખર અમૂલ્ય છે.

વસં૦—બીજી બાબત તે કર્મકારોની મહેનતને મદદ આપવાની છે. યંત્રોથી એ બહુ સારૂં થઇ શકે છે. સાંચાની મદદથી એક કારીગર

દશ કારીગર જેટલું ને સારૂં કામ કરી શકે છે. આપે બંને એ ઘણા મ્હોટા પાયા પર ખેતી કરાવી હતી. જેથી ખેડવાનાં, નીંદવાનાં, કાલાં ફોલવાનાં, કપાસ લોઢવાનાં ને દાબવાનાં યંત્રો વાપરવાને માટે પૂરતી અનુકુળતા હતી. જુગતરાયભાઇએ બની શક્યું ત્યાં ત્યાં પોતાના જ્ઞાનનો ઉપયોગ કરી નવા સાંચા વાપરી થોડે કારીગરે ઘણું કામ કીધું. જ્યારે આપ જુની રૂઢીને વળગી રહ્યા, ને પોતાના એકના એક ખેડુતો પાસે જ ખેડવાનું, વાવવાનું, નીંદવાનું, લણવાનું, ફોલવાનું ને ચરખા ફેરવવાનું કામ કરાવ્યું.

**રામજી**—પણ સાંચા ખરીદવામાં તો બહુ મૂડી રોકવી પડે.

**વસં૦**—તે ખરૂં. પણ તે મૂડી તો ઘરમાંજ રહેવાની છે. કાંઇ એક વખતના વપરાશથી તે નાશ પામી જવાની નથી. અત્યારે જુગતરાયભાઇ પાસે જે જે સાંચા પડેલા છે તેના તેઓ ધારે તો પૈસા ઉપજાવી શકે તેમ છે.

**વેણી૦**—ખરૂં છે. શરૂઆતમાં ખરચ જેવું લાગે પણ એ તો બેંકમાં મૂકેલા પૈસા જેવું છે.

**વસંત**—આપ ચાલાક, બુદ્ધિમાન, મિતાચારી ને પ્રમાણિક કારીગરો રાખવાથી, કામની વહેંચણી કરવાથી ને યંત્રો વગરેની મદદ લેવાથી મહેનતની ઉત્પાદક શક્તિ ઘણી વધી જાય છે. જેમ આ ધંધામાં તેમ દરેક ધંધામાં સમજવું.

## મુડીની ઉત્પાદક શકિત.

**ભીમજી૦**—જમીન ને મહેનતની ઉત્પાદક શક્તિનો ત્હમે ઘણો સારો ખ્યાલ આપ્યો. તે માટે ત્હમારો ઘણો ઉપકાર થયો. હવે મૂડી વિષે સમજાવો. જ્ઞાન ને કળા કૌશલ્યથી શું તે પણ વત્તી ઓછી ઉત્પાદક થઇ શકે ખરી કે?

વસંત—અલબત, એમાં શી નવાઇ આપને હું એ વાત સમજાવું. તે પહેલાં મૂડી કોને કહેવી તે વિષે મ્હને કંઇ ખુલાસો કરશો?

રામજી—ઓહો! એમાં શું છે. મજુરો તથા ખેડુતને પગાર આપવાને માટે જે પૈસા રોકીએ તે મૂડી.

વેણી૦—એકલા પગારથી કંઈ ન વળે. બી લેવા માટે તથા ઓજારો માટે પણ પૈસા રોકવા જોઇએ.

વસંત—આટલા પરથી જ મૂડીના કામનો કંઇ સ્પષ્ટ ખ્યાલ થતો નથી. ખરૂં જોતાં તો ઉત્પત્તિને વાસ્તે સાહિત્ય, તથા સાધન પૂરાં પાડવાં, મજુર તથા માલનું સંરક્ષણ કરવું, તથા મજુરોને ખવડાવવું વગેરે કામો મૂડી વડે થાય છે.

મૂડીનો કેટલોક ભાગ એક જ વખત વાપરવાથી ખુટી ન જતાં બીજા ઉત્પાદનને માટે પણ ટકી રહે છે. બીજ એક વખત વાવ્યાં એટલે તે તો નાશ પામી ગયાં. કર્મકારોને ખાવા માટે જે વસ્તુઓ આપી તે પણ એકજ વખત વાપરી શકાશે. આવી જાતની મૂડીને જંગમ મૂડી કહે છે, પરંતુ હળ, કોસ, વખારો, ને બીજા સાંચા એ એવા પ્રકારની મૂડી છે કે તે ઘણી લાંબી મુદત ટકી રહે છે ને એક બે વખતના વાપરથી તે નાશ પામતાં નથી. આવી મૂડીને સ્થાયી મૂડી કહે છે. હવે આપણા બંને શેઠે પોતાની જંગમ ને સ્થાયી મૂડી કેવી રીતે ઉપયોગમાં લીધી તે તપાસીએ એટલે તરત જ કોની મૂડી વધારે ઉત્પાદક ને કોની ઓછી ઉત્પાદક નીવડી તે જણાઇ આવશે.

બી, ખાતર ને કર્મકારોના પગારના ભંડોળમાં વાપરેલી મૂડી જંગમ મૂડી કહેવાય છે. ભીમજીભાઇએ બજારમાંથી સાધારણ ભાવ આપીને કપાશીયા ખરીદ્યા હતા. જ્યારે જુગતરાયભાઈએ જુદી જુદી જાતના કપાશીઆ મગાવી તેના ખાસ અનુભવીઓને પૂછાવ્યું હતું કે કયા કપાશીયાઓમાંથી ઝીણા તાર નીકળે તેવું, લીસું, ચીકણું ને વધારે રૂ નીકળશે? ઘણાખરા તરફથી તેમને ઇજીપ્શયન કપાસનાં બીયાં વાપ-

રવાની ભલામણ કરવામાં આવી હતી. આથી તેમણે તે બીયાં આપના જેટલાં જ પણ મોંઘે ભાવે મગાવ્યાં, હવે આમ બીરૂપી મૂડી હલકીને સારી હોવાનું પરિણામ એ આવ્યું કે જગતરાયભાઇનો કપાસ ઉંચી પ્રતનો થયો ને તે લેવાને મુંબઇની મીલવાળાઓની ઉપરા છાપરી માગણીઓ આવી, જેથી તેઓ મનમાનતો ભાવ પણ મેળવી શકયા. જ્યારે ભીમજીભાઇનો કપાસ સાધારણ રીતે તમામના જેવોજ ઉતર્યો ને તેનો સારો ભાવ ઉપજી શકયો નહિ.

ખાતર પણ જંગમ મૂડી છે. અને ભીમજીભાઇએ પોતાની મૂડીને એ સ્વરૂપમાં તો જરા પણ વાપરી નહિ. જમીન હલકા પ્રતની હતી. અને દરવરસે કપાસ જ વાવવામાં આવતો હતો છતાં તેમણે ખાતર નખાવવાની જરૂર જોઇ નહિ. પરંતુ જુગતરાયભાઇએ પોતાની જમીન કાળી ને રસાળ હોવા છતાં કપાસને માફક આવે તેવું ખાતર મોંઘે ભાવે પ્રો૦ ગજ્જરની લેબોરેટરીમાંથી મગાવ્યું ને તે નખાવ્યું. તથા જમીન ઉંડી ખેડાવી, આથી કાલાંથી તુટી પડે તેવા કપાસના છોડ જમીનને ચીરીને બહાર નીકળી આવ્યા ને કપાસથી ખેતરને ભરી દીધું.

કર્મકારોના ભરણ પોષણને માટે તો હું આગળ કહી ગયો છું, કે જુગતરાયભાઈએ નીપૂણ, બુધ્ધિમાન, મિતાચારી ને પ્રમાણિક કર્મકારો વધારે પગાર આપીને રોકયા. આમ જો કે તેને પગારના રૂપમાં વધારે પૈસા આપવા પડયા, પણ તેને લીધે તે કર્મકારોના હાથથી ઘણું ને સારૂં કામ થયું.

પાકના સંરક્ષણને માટે ભીમજીભાઇએ બીલકુલ માણસો રોકયાં નહતાં. ખેડુત જ બધું કરશે એમ તેમણે ધાર્યું હતું. આથી ઢોરઢાંખરથી કે હરામખોરોથી કે હલકા મજુરોથી તેમના પાકને તે ન જાણે તેવી રીતે ખમવું પડયું હશે, પણ જુગતરાયભાઇએ એ માટે ખાસ કાળજી રાખી હતી ને હથિઆર બંધ માણસોથી પાક સાચવ્યો હતો.

આ પ્રમાણે એકની જંગમ મૂડી ઉત્પાદક ને બીજાની ઓછી ઉત્પાદક રહી છે. હવે આપણે સ્થાયી મૂડીની તપાસ કરીએ. ખેડવા–નીંદવાનાં હથિયારો, કપાસ લોઢવાના સાંચા, વખારો, ઢોર ઢાંખર રાખવાના તબેલા એ બધી સ્થાયી મૂડી છે. કેમકે તે કંઈ એકજ વખતના વાપરથી ખૂટી જવાનાં નથી. ઘણા મ્હોટા પાયાપર ત્હેમોએ ખેતી કરેલી હોવાથી તેમાં સારાં સુધરેલાં હથિયારો વાપરવાને અવકાશ હતો. ને તેથી જુગતરાય ભાઈએ વરાળથી ચાલતો હળ તથા નીંદવાનાં સુધરેલાં ઓજારો મગાવ્યાં હતાં. જેથી ઝપાટાબંધ ને થોડાંજ માણસોની સહાયતાથી પણ ઘણું સારૂં કામ થયું હતું. વળી બહુ મ્હોટા જથ્થામાં પાક તૈયાર થવાની આશા હતી. જેથી તે કપાસ લોઢવાને માટે ન્હાના પાયાપર છેલ્લી ફેશનનું એક ન્હાનું કારખાનું તેમણે ઉભું કર્યું છે. આથી તેમનો તમામ કપાસ ત્યાં લોઢવામાં આવ્યો હતો. ભીમજીભાઈને કપાસ લોઢાવવાના જેટલા પૈસા આપવા પડયા તેના કરતાં ઘણા વધારે જો કે આ કારખાનું ઉભું કરવામાં જુગતરાયભાઈને પૈસા ખરચવા પડયા છે, પરંતુ તે કારખાનું મૂડી સ્થાયીહોવાથી હવે પછી પણ તેને લાભ આપ્યાં કરશે. વળી આથી વધારે ફાયદો તો આ થયોઃ—

કાલાં વીણી ગામમાં લાવતાં, ત્યાં ફોલાવતાં, કેટલાક દહાડા આડમાં કપાસને પડયો રહેવા દેતાં, પછી ગાડાં ભરી આંહીથી બાર ગાઉપર આવેલી જીન ફેકટરીમાં તે મોકલાવતાં, ત્યાં ઘણા દહાડા ઉઘાડા મેદાનમાં તે પડયો રહેતાં, ને છેવટે લોઢાતાં તથા ગાંસડીઓ બંધાતાં સુધીમાં તો લગભગ અડધો અડધ ધૂળને કાંકરી તેમાં ભરાઈ જાય છે. આથી કપાસ છેક હલકી જાતનો થઈ જાય છે. સાંચામાં ધૂળની કાંકરી ઘસાવાથી અગ્નિ ઉત્પન્ન થવાની બહુ ધાસ્તી રહે છે. જેથી ધૂળ લાગેલા કપાસને કોઈ મીલવાળા રાખતા નથી. ભીમજી ભાઈના કપાસના આવા હાલ થવાથી તે બજારમાં માંડ માંડ ને છેક

હલકે ભાવે વેચાયો જ્યારે જુગતરાયભાઈનો કપાસ ઈજીપ્શયન હોવાથી છોડ પરથીજ કાલામાંથી ચુંટી લેવામાં આવ્યો ને ખેતરમાંજ ઉભા કરેલા કારખાનામાં તે ને તેજ દહાડે લોઢાઈ ગાંસડીમાં પેક થઈ ગયો. આથી તેને ધૂળનો ઓછાયો પણ ન પડયો ને બહુજ ઉંચી પ્રતના કપાસમાં ગણાઇ મોંઘે ભાવે વેચાયો.

આમ જુગતરાયભાઇની સ્થાયી ને જંગમ મૂડી ઉત્પાદક સ્વરૂપમાં ખરચાઇ. જ્યારે ભીમજીભાઈએ ગામથી ઘણે દૂર આવેલા ખેતરમાં પોતાને રહેવાને, માટે ઘણોજ સુંદર બંગલો બંધાવ્યો. અલબત દૂરના ખેતરમાં આપણી આવજા વખતે વિશ્રામ લેવા ઓરડાની જરૂર છે ખરી, પરંતુ વિશાળ ને સુંદર બંગલાની જરૂર કાંઇ નહોતી. આપે તો બંગલાની આસપાસ બગીચો કરવામાં, તેમાંના ફરનીચરમાં ને તેની રખેવાલીમાં જ માણસો રોકી ઘણો ખરચ કર્યો. આમાં ખરચાયેલી મૂડી નવો માલ ઉત્પન્ન કરવામાં કશી પણ મદદ કરી શકી નહિ.

આ પ્રમાણે આપણા બંને શેઠીઆઓના વ્યાપારનો ઇતિહાસ છે. કહો ભીમજીભાઇ, જુગતરાયભાઇ ત્હમારા કરતાં, વધારે પાક, વધારે ભાવ ને વધારે નફો મેલવે તેમાં કંઈ નવાઇ પામવા જેવું છે?

ભીમજી –નહિં જ. અને મ્હારા જેવો નુકશાનીમાં ઉતરી પડે તેમાં પણ કંઇ નવાઇ નથી.

રામજી–બહુજ વિચારવા લાયક ત્હમે તપાસ રાખી છે. જરા કૃપા કરી ત્હમારા સંભાષણનો ટુંકામાં સાર કહી જશો.

વસંત–ઘણી ખુશીથી, જુઓ.

દ્રવ્યને ઉત્પન્ન કરવામાં ત્રણ બાબત કામે લાગેછે.

૧ જમીન  ૨ મહેનત  ૩ મૂડી.

જમીન–તે ખાતર ને યંત્રથી વધારે પાક આપનારી બનાવી શકાયછે. તથા ઉંચી પ્રતની ને આસપાસના પાણી, સ્ટેશન વગેરેના વગની જમીન પસંદ કરવામાં આપણને લાભ થાય છે.

મહેનત–કર્મકારો નીપૂણ, મિતાચારી, બુદ્ધિમાન ને પ્રમાણિક પસંદ કરવાથી આપણા કામને ઘણો લાભ થાયછે, તેમજ તેવા કર્મકારોથી, કામની વહેંચણીથી ને સાંચા વગેરેની મદદથી મહેનત વધારે ઉત્પાદક બની શકેછે.

મૂડી—સ્થાયી ને જંગમ મૂડીને ધંધાને લગતા યોગ્ય સ્વરૂપમાં રોકવામાં આવે તો તે વધારે ઉત્પાદક બને છે. યંત્રો રૂપી મૂડી પરિણામે વધારે લાભ આપે છે.



## દ્રવ્યના ઉત્પાદના ભાગ.

ઉપરની બધી વાત એક કર્મકાર ધીરજથી સાંભળી રહ્યો હતો આ ચર્ચા પૂરી થઇ એટલે એકદમ તેણે પ્રશ્ન પૂછયો–વસન્તરાયજી, આમાં અમારા મહેનત કરનારાને ફાયદો શો? ફકત શેઠના ફાયદાની વાતો ત્હમે કરી, ને અમારી પાસેથી ખૂબ કામ કરાવવાની સલાહ આપી: આતો ઠીક છે કે શેઠ ભલા છે તે વળી અમને આમ બક્ષીસો વગેરે આપે છે.

વસન્ત–એમ કેમ હોય? તેથી ત્હમને પણ ફાયદો છે. માલ તૈયાર કરવામાં આપણે જે ત્રણ અંગ ગણાવ્યાં તે દરેક અંગને પાક વધારે થવાથી ફાયદો થાય છે.

ભીમજી–એ શી રીતે?

વસન્ત–જુઓ, જમીનને તેના ભાગના બદલામાં ભાડું મળે છે; મહેનતને તેના ભાગના બદલામાં પગાર મળે છે; ને મૂડીને તેના ભાગના બદલામાં વ્યાજ ને નફો મળે છે. આ પ્રમાણે ઉત્પન્ન થયેલા દ્રવ્ય ત્રણ ભાગમાં–ભાડું, મુસારો ને નફો–વહેંચાઈ જાય છે.

હવે આ ત્રણ અંગમાંનું જે વધારે ઉત્પાદક નીવડે ને પાકને વધારે કે સારો બનાવે તે તેટલો હિસ્સો વધારે માગે જ. ત્હમારી જમીનને ભાડું વધારે મળે છે, ને ભીમજીભાઇવાળી જમીનને ભાડું ઓછું મળે છે. વળી આવતી સાલ જોશોતો ખબર પડશે કે ભીમજી ભાઇવાલી જમીન હજુ પણ હલકે ભાડે દેવી પડશે. ને જુગતરાય ભાઇવાળી જમીન વધારે ભાડે રાખનારા ઘણા નીકળશે. એતો ખરૂં. ને' કે જેમ માલ વધારે સારો તેમ તેની કિંમત પણ વધારે. જે જમીન વધારે રસાળ તેનું ભાડું પણ વધારે. ખાતર વગેરેથી જો તેની રસાલતા વધારવામાં આવે તો તેનું ભાડું પણ વધતું જાય.

મહેનતનું પણ તેવુંજ છે. સારા કેળવાયલા કર્મકારોને સારા મુસારા મળે છે. તે આપણે નજરે જોઈએછીએ, વળી કર્મકારોની મહેનતથી માલ વધારે થાય ને તેથી તે સસ્તો વેચાય ને તેથી કારીગરોને તે માલ સસ્તો મળે. વળી મ્હેં જે કામની વહેંચણીનો, યંત્રો વગેરેની મદદની ને મિતાચાર વગેરે સદ્‌ગુણોની વાત કહી તે અમલમાં મૂકવાથી કર્મકારોનો જીંદગી કેવી સુખરૂપ થઇ જાય, તેને ઓછી મહેનત કરવી પડે, તેમનાં વ્યસનો ઘટી જાય, તેમની બુદ્ધિ ખીલે ને તેમનાં શરીર સારાં રહે વળી પગાર સારા મળવથી તેઓ સુખે રહી શકે છે.

છેવટે જ્ઞાન ને કળા કૌશલથી, ખેડવાથી, સારી દેખરેખ રાખવા થી, જે વધારે પાક ઉત્પન્ન થાય તે મૂડીદારને મળે. આમ વધારે ઉત્પન્ન થયેલ દ્રવ્ય વધારે પ્રમાણમાં જમીન, મહેનતને મૂડીને મળે.

ભીમજી—વસંતરાય, આજે ત્હમારો ઘણો જ ઉપકાર થયો. ઘણી ઉપયોગી બાબતો ત્હમે મ્હને સમજાવી, ભવિષ્યમાં તે ધ્યાનમાં રાખીનેજ હું મ્હારો ઉદ્યોગ ચલાવીશ.

વસંત—અને મ્હને ખાતરી છે કે તો ત્હમે સારો લાભ મેળવી શકશો. જો કે વખત ઘણો, વહી ગયો હતો, પણ આ આનંદની વાતોમાં કોઇને તે જણાયો નહિ. હવે જુગતરાય ભાઇના આગ્રહથી બધાએ ફરી ચ્હાને નાસ્તો લીધાં ને પછી ફૂલ તોરા લઇ મંડળી ધીમે ધીમે વીખરાણી.

---

## કિંમત.

( કિંમતનું વલણ ખપ ને છત સરખું કરવા તરફ હોય છે. )

મી. હે ની બદલી ઓસ્ટ્રેલિયામાં મ્હોટા પગારથી થઇ. અને તેમને એકદમ પોતાના નવા હોદ્દાનો ચાર્જ લેવાને માટે કરાંચી છોડવું પડયું. આથી પોતાના બંગલામાંનો ઘણો ખરો સામાન જેટલી મળે તેટલી કિંમતે એકદમ કાઢી નાખવાને મી. સ્ટીલની કંપનીને ફરમાવ્યું મી. સ્ટીલની કંપની કમીશન લઇ જાહેર લીલામ કરવાનું કામ કરતી હતી. તેણે આ હુકમ મળતાંજ મી. હેનો વેચવાનો સામાન ગણી લીધો ને તા. ૨ જી માર્ચ રવિવારે સાંજના ત્રણ વાગ્યાથી પોતાની ઓફીસમાં જાહેર હરરાજી કરવાની જાહેરખબરો છપાવી ચારેબાજુ વહેંચાવી દીધી. આથી રવિવારે બે વાગતાથી ત્રણ વાગતા સુધીમાં તેની ઓફીસમાં માલ ખરીદનારાઓની જબરી ગરદી એકઠી થઇ ગઇ. જેમાં મ્હોટો ભાગ યુરોપીઅન ને પારસી ગૃહસ્થનો હતો. આમાં નવરોજજીને હોરમસજી નામના બે પારસી ગૃહસ્થ પણ હરરાજીની ધમાલ જોવાને તથા સરતે મળે તો કંઇ લેવાની ઇચ્છાને લીધે આવ્યા હતા.

ત્રણ વાગતાં મી. સ્ટીલના એક માણસે આવી ધીમે ધીમે સામાન બહાર લાવી હરરાજ કરવા માંડયો. લેનારા ગૃહસ્થો વારંવાર સામાન તપાસવા લાગ્યા તે તપાસતાં તપાસતાં કંઈ કંઇ ચ્હડાવો કરવા લાગ્યા. "૧૦ રૂા. ૧૦ રૂા. એકવાર, સાડાદશ રૂા. સાડાદશ રૂા. એકવાર સાડાદશ રૂા બેવાર " એવા પોકાર સંભળાવા લાગ્યા. અને ધીમે ધીમે માલનો ઉઠાવ પણ થવા લાગ્યો. કોઈક કોઇક વાર ઘણા જણ સ્પર્ધા કરી પ્રતિપક્ષીને ખાડામાં ઉતારી દેતા હતા. ને સ્વમાની ફૈલણજીઓ ખાડામાં ઉતર્યા પછી ઢીલા થઈ જતા હુતા કેટલીક વાર અતિ કિમતી સામાન પાણીને મૂલે અપાઇ જતો હતો ને બધા ટગર ટગર જોયાં કરતા પણ ચ્હડાવો કરતા નહિ, આ સઘળી ધમાલ આપણા બે પારસી ગૃહસ્થો જોઇ રહ્યા હતા. છેક પાંચ વાગતા સુધી આ ધમાલ ચાલી તેમાં નીચેની ત્રણ વખતે બંને પારસી ગૃહસ્થનું ઘણું ધ્યાન ખેંચાયું હતું.

૧ મહાકવિ શેકસપિયરના હાથની લખેલી એક ન્હાની પોથી હતી જે ઘણી જીર્ણ થઈ ગઈ હતી. પસ્તીમાં ફેંકી દઇએ તો પણ તેના એક અડધીયે ન ઉપજે એ પોથી લેવાને ચાર અંગ્રેજોએ સજ્જડ હરિફાઇ કરી ને દશ, વીશ, પચાસ, એમ વધતાં વધતાં એક એક જણ ખસતો ગયો ને અંતે એક અંગ્રેજે રૂા. ૨૨૫ માં તે જુના કાગળની પોથી લીધી.

૨ એક ઘણી જ ઉમદા કારીગરીનો લાકડાનો ન્હાનો બંગલો હતો. તે એટલો તો સુશોભિત, બારીક નકશી વાળો ને આકર્ષક હતો કે એ ઘડી જોઇ રહેવાનું મન થાય. એ બંગલો જેણે તૈયાર કરાવ્યો હશે તેણે અવશ્ય તેના કારીગરને જ સેંકડો રૂા. આપ્યા હશે. પણ અફસોસ! ફકત સાત રૂપિયાની હસવા સરખી નજીવી કિમતમાં તે આપ યયો.

૩ એક સુંદર કબાટ શરૂઆતમાં તેની લગભગ પડતર કિંમતે એટલે રૂા. ૭૫ માં અપાયો. જ્યારે તેની જ જોડીનો બીજો કબાટ જે ભાંગારમાંથી બહાર કાઢવામાં આવ્યો તે પાણીને મૂલે એટલે રૂા: ૨૨ માં જ અપાયો. તે વખતે કોઇ ચ્હડાવો કરનારા નીકળ્યા જ નહિ.

પાંચ વાગ્યે સઘળું ખલાસ થયું એટલે બધા વેરાયા. નવરોજજી ને હોરમસજી પણ ઘર તરફ વળ્યા. રસ્તામાં અતિ આશ્ચર્યથી ઉપર ની ત્રણ હરરાજીની વાત કહી બતાવી, હોરમસજીએ કહ્યું—નવરોજ, મ્હને તો આ ત્રણે વખત ઘણી નવાઇ લાગી. આમ કિંમતમાં અતિ ફારફેર થઇજવાનું શું કારણ હશે?

નવરોજજી સારૂ ભણેલ હતો, તેણે કહ્યું—હમેશાં કિંમતોનું વલણ ખપ ને છતને સરખાં કરવા તરફ હોય છે. માટે જ આપણને નવાઇ લાગે તેવા ફારફેર કિંમતમાં થાય છે.

હોર૦—એટલે?

નવ૦--જ્યારે ખપ ને છત બંને સરખાં થાય ત્યારે જ હરકોઇ વસ્તુની કિંમત નક્કી થાય છે. છત કરતાં ખપ વધારે હોય ત્યારે કિંમત વધવા માંડે છે, ને તેથી ખપ ઘટવા માંડે છે. અંતે કિંમત વધતાં વધતાં એટલે આવીને અટકે છે કે તેથી છત ને ખપ બંને સરખાં થઇ જાય છે. તેથી ઉલટું જ્યારે ખપ કરતાં છત વધારે હોય છે ત્યારે કિંમત ઘટવા માંડે છે. આથી ખપ વધે છે, અંતે ખપ ને છત બંને સરખાં થાય છે ત્યારે કિંમત ઘટતી અટકે છે એટલે કે કિંમતનો સઘળો આધાર ખપ ને છતની સમતોલતા પર છે.

હોર૦—હું તો આમાં કશુંય ન સમજ્યો. મ્હેરબાની કરીને દ્રષ્ટાંતથી જરા સ્પષ્ટ કરી સમજાવો તો ઠીક.

નબ૦—વારૂ આપણે ઉપલી ત્રણ હરરાજીમાંથી એકેક બાબત લઇએ. પેલી કાગળની જુની ચોપડી રૂા. ૨૨૫ થી વહેંચાણી, ખરૂં ? તે ચોપડી કવિ શિરોમણિ શેક્સપિયરના પોતાના હાથની લખેલી હતી. જેથી એક પવિત્ર યાદગાર તરીકે પોતાના ઘરમાં રાખવાની જબરી ઇચ્છા ચાર જણાને થઇ. આથી વસ્તુ એક ને લેનારા ચાર થયા—છત કરતાં ખપ ચાર ગણો થયો, જો આની આજ સ્થિતિ રહે તો તો તે વસ્તુ વેચાય નહિ. કેમકે ચાર લેનાર ને વસ્તુ એક, તેની શીરીતે વહેંચણી થાય? કાંતો વસ્તુ વધવી જોઇએ ને કાંતો લેનારા ઘટવા જોઇએ, તો જ તે વસ્તુ વેચાય. હવે કેટલીક વસ્તુઓ તો એવી હોય છે કે તેની છત વધારી શકાય. એક કબાટ હોય ને ઝાઝા લેનારા હોય તો કદાચ આપણે બીજો કબાટ આણી શકીએ ને લેનારાના ખપને પહોંચી વળીએ, પણ શેક્સપિયરના હાથની લખેલી ચોપડીઓ તો આખી દુનિયમાં જેટલી હશે તેટલી જ રહેવાની, તે કદી પણ વધવાની નહિ આમ આ વસ્તુની છત વધારી શકાય તેમ નથી' ત્યારે હવે ખપ ઘટાડવો જોઇએ. ચાર જણામાંથી જો ત્રણ જણ ખશી જાય તો જ બાકીનો ચોથો તે લઇ શકે, પણ આ ત્રણ માણસને કોણ ખેસવે? આ કામ કિંમતે કર્યું. ચારે જણાએ મનમાં વિચાર કરી રાખ્યો હશે કે વધારેમાં વધારે મ્હારે આટલે સુધી પણ તે પોથી લેવી, તેથી જો કિંમત વધી જાય તો ન લેવી. માનો કે એકે રૂા. ૫૦, બીજાએ ૧૦૦, ત્રીજાએ ૨૦૦ ને ચોથાએ ૨૫૦ સુધી તે લેવાનું ધાર્યું છે. હવે ચારેની હરિફાઇથી કિંમતમાં ચ્હડાવો થવા લાગ્યો. વધતાં વધતાં પચાશની ઉપર કિંમત ગઇ એટલે પહેલો લેનારો ખશી ગયો. સો ઉપર કિંમત જતાં બીજો ને ૨૦૦ પર જતાં ત્રીજો પણ ખશી ગયો, ને ચોથો રૂા. ૨૨૫ પર આવી ઉભો. હવે કોઇ વધારો કરનાર રહ્યું નહિ. જેટલી વસ્તુ છે તેટલા જ લેનાર રહ્યા. આથી ખપ છત સરખાં થતાં જ તેની કિંમત રૂા. ૨૨૫ નક્કી થઇને તે વસ્તુ વેચાણી. હવે સમજાયુ, કે કિંમતે કેવી રીતે ખપ ને છત સરખાં કર્યાં?

હોર૦—હા, હવે સમજાયું. પેલા બંગલાની કિંમત કેમ હલકી ઉપજી તેપણ હવે કંઇક કંઇક સમજાય છે.

નવ૦--તે પણ આ જ નિયમને આધારે. બંગલાની બાબતમાં ખપ કરતાં છત વધારે હતી. વસ્તુ એક હતી પણ લેનાર કોઇ નહોતા. આથી તેની કિંમત છેક ઉતરી ગઈ. એટલી બધી નજીવી કિંમત થઇ ગઇ કે તેટલી નજીવી કિંમતે તે રાખવાની ઘણાકને ઇચ્છા થઇ ને તે લેવા બહાર પડયા. આમ ખપ જાગ્યો, ને આખરે ખપ ને છત એક થતાં તે વેચાયો. બંગલો જો કે કિંમતી હતો, તેના બનાવનારે પુષ્કળ પૈસા ખરચ્યા હતા. પણ અત્યારે અહીં તેનો કોઇને ખાસ ખપ નહોતો. બે ચાર જણાને તે ઘરમાં નમુના તરીકે રાખવાની ઇચ્છા થઇ હશે. પણ પૈસા ખરચીને રાખવાની મરજી નહિ. આથી તેવાની ઇચ્છા તે ખપ કહેવાય નહિ. એકાદ બે જણને એવી ઇચ્છા થઇ કે પાંચ દશ રૂપિયામાં જો તે મલે તો રાખવો. આથી બંગલાનો આટલો ખપ જાગ્યો. ને માગણીની શરૂઆત થઈ. આખરે એક જણ રૂા. પાંચથી કિંમત વધતાં ખસી ગયો ને બીજે રૂા. ૭માં તે લઇ લીધો. વસ્તુ કિંમતી હોય પણ જ્યાં તેનો ખપ નહોય ત્યાં તેની કિંમત ઉપજતી નથી. એક સરસ ચોપડી હોય પણ તે ઘણા અભણ માણસોના ટોળામાં વેચાવાને માટે મૂકવામાં આવે તો તેની કશી પણ કિંમત ઉપજે નહિ. કેમકે તેનો ત્યાં ખપ નથી; પણ ભણેલાઓની વચમાં તે મૂકવામાં આવે તો તેનો કંઇક ખપ જાગે ને જેવો ખપ જાગે તેવી કિંમત ઉપજે.

હેર૦—એતો ઠીક, પણ પેલાં એક જ જાતનાં કબાટ એક વખતે રૂા. ૭૫ થી ને બીજે વખતે રૂા. ૨૨ થી વેચાયાં તેનું કેમ? ત્યાં તો ખપ ને છત બંનેની સ્થિતિ સરખી હતી, છતાં કિંમતમાં આટલો ફેર શાથી?

નવ૦--નહિ. ખપ ને છત બંને વખતે સરખાં હતાં જ નહિ. પહેલી વાર કબાટ મૂકાયો ત્યારે લેનારા ઘણા જણ હતા. લેનારાઓને ખબર નહોતી કે તેની જોડીના જ કેટલાક કબાટો અંદર પડયાં છે. જો તેવી

ખબર હોત તો તેઓ ચડાવામાં ઉતાવળા થાત નહિ, પણ તે તો એમ જ જાણુતા હતા કે આ એક જ કબાટ છે. આથી તેઓ ચડાવો કરવા લાગ્યા. પરિણામે કિમત છેક નવા કબાટની કિમતની પાસે આવીને ઉભી રહી. જેથી લેનારાઓએ વિચાર્યું કે આટલી કિમતમાં તો છેક નવો કબાટ તયાર કરાવી શકાય, તો પછી જુનો શામાટે લેવો? આમ થવાથી તેઓ ધીમે ધીમે ખસી ગયા. મતલબ કે 'છત'માં' વસ્તુ એક ને 'ખપ'માં પાંચ સાત જણા હતા. અંતે કિમત એવી થઇ કે ખપ ઘટી ગયો ને છત જેટલો ખપ રૂા. ૭૫ પર થયો. હવે બીજો કબાટ બ્હાર કાઢયો ત્યારે કબાટનો જેને જેને ખપ હતો તે સઘળા ચાલ્યા ગયા હતા. આથી તે કબાટ પણુ ઓછો હોવાને લીધે રૂ. ૨૨ માં જ વેચાયો. જો તે વખતે પણુ જેને જેને કબાટનો ખપ હતો તે તે ગૃહસ્થો હાજર હોત તો તેની કિમત વધી જાત. પણ તેમ નહોવાથી છત જેટલો ખપ જગાવવા કિમત ઉતરી ગઇ. આમ દરેક વેચાણ વખતે સમજવું.

હોર૦—આતો બહુ અગત્યનો નિયમ ત્હમે મ્હને સમજાવ્યો. વેપારીઓ કે જેઓ વસ્તુઓની કીમત આપે છે તે સઘળા આ નિયમ જાણુતા હશે ?

નવ૦—નિયમ જાણુતા હોય કે ન જાણુતા હોય તો પણુ હમેશાં તે નિયમને આધીન તેને રહેવું પડે છે. આપણા લોકો આવા નિયમો જાણુતા નથી તેથી તેઓ વ્યાપારમાં પુરો લાભ મેળવી શકતા નથી. યુરોપીઅનો તે જાણે છે ને તેથી ઘણો લાભ મેળવે છે.

હોર૦—આ નિયમ જાણુવાથી વેપારી કેવી રીતે લાભ મેળવી શકે?

નવ૦—અમુક વસ્તુની છત કયાં વધારે છે, ને અમુક વસ્તુઓનો ખપ કયાં વધારે છે: એટલું જાણુવાથી દરેક વેપારી કઇ વસ્તુનો કેટલો ને કયાં વેપાર કરવો તે નક્કી કરી શકે છે. ને ભારે નફો મેળવે છે.

જ્યાં છત વધારે હોય છે ને ખપ ઓછો હોય છે ત્યાં તે વસ્તુ ઘણી સસ્તી મળે છે. ને જ્યાં છત ઓછી હોય છે ને ખપ વધારે હોય છે ત્યાં તે વસ્તુ ઘણે મોંઘે ભાવે વેચાય છે. આથી ખપ ને છતનું જ્ઞાન ધરાવનાર વેપારી તે વસ્તુ સસ્તે ભાવે ખરીદ કરે છે ને મોંઘે ભાવે વેચે છેઃ દાખલા તરીકે મુંબઇની મેસર્સ. રાલી બ્રધર્સની કંપનીનું કામ જુઓ. તે આખા દેશમાંથી ઘહુંની ખરીદી કરે છે ને વિલાયત મોકલાવે છે. આપણા દેશમાં ઘહું પુષ્કળ પાકે છે. આપણને જેટલા જોઇએ તે કરતાં પણ વધારે અમુક અમુક પ્રાંતોમાં પાકે છે, જે પ્રાંતોમાં આમ ખપ કરતાં ઘણીજ છત છે ત્યાં તે બહુ સસ્તા મળે છે. રાલી બ્રધર્સના માણસો ત્યાંથી સસ્તે ભાવે ઘહું ખરીદે છે. હવે વિલાયતમાં ઘહું પાકતા નથી. કેમકે તે ઠંડો દેશ છે. ને ઘહું ગરમ દેશની પેદાશ છે.પરંતુ વિલાયતના લોકોને ખાવાને માટે તથા પાંઉ, બીસકીટ વગેરે ખાવાની જણસો બનાવી બહાર દેશાવર ખાતે મોકલવાને માટે ત્યાં ઘહુંનો ઘણો ખપ છે. આથી ત્યાં ઘહું બહુ મોંઘે ભાવે વેચાય છે. રાલી બ્રધર્સ આંહીથી સસ્તે ભાવે ખરીદેલા ઘહું ત્યાં ચ્હડાવી દે છે, ને બહુ મોંઘે ભાવે વેચી દે છે. આથી તેને ઘણોજ નફો રહે છે. આપણા લોકોને આવી ખબર નથી. તેથી સારો ભાવ મેળવી શકતા નથી.

હોર૦—ખરૂં છે, આપણા કારીગરો માલ પેદા કરી જાણે છે; પણ તેનો ઉઠાવ કરી જાણતા નથી. જેથી તેનો માલ ઘરમાં ને ઘરમાં જ પડી રહે છે, ને કારીગર ભૂખે મરે છે.

ન૨૦—વેપારીના બચ્ચાએ તો હંમેશા કોઇ ચીજની કિંમતમાં વધારો ઘટાડો થાય ત્યારે તરતજ તેનાં કારણ શોધી કાઢવાં જોઇએ. ખપ ઘટયા વગર કે છત વધ્યા વગર કોઇ વસ્તુની કિંમત ઉતરતી નથી. તેમ ખપ વધ્યા વગર કે છત ઘટયા વગર કોઈ વસ્તુની કિંમત

વધતી નથી. માટે કયે વખતે કઇ વસ્તુ સંઘરવી ને કયે વખતે કઇ વસ્તુ વેચી નાંખવી તે બહુજ વિચાર પૂર્વક વેપારીએ સમજી લેવું જોઇએ.

હોરા૦—આજે મ્હને ઘણો કિમતી લાભ આ વાત ચીત પરથી થયો. હું હજી આ નિયમ પર વિચાર કરીશ ને કંઇ શંકા ઉત્પન્ન થશે. તો ત્હમારી પાસે આવીશ.



## મુસાંાના દર.

હજારો વિદ્યાર્થીઓની નજર જેના પર ટંગાઈ રહેલી હતી તે ડીસેમ્બરની ૨૨ મો તારીખ આખરે આવી. આજે બપોરે ૧ વાગ્યે મેટ્રીકની પરીક્ષાનું પરિણામ બહાર પડવાનું હતું. અગીઆર વાગ્યા થી રજા લઈ ટાવર પાસે વિદ્યાર્થીઓની ભીડ થવા માંડી હતી ને હું પાસ થયો હોઇશ કે નહિ? મ્હારૂં નામ આવશે કે નહિ? પાસ થયો હોઉં તો હવે શું કરવું? કઈ લાઇન લેવી? નાપાસ થયો હઇશ તો હું મ્હારા વડીલો પાસે શું મોઢું બતાવીશ? આવા આવા અનેક તર્કવિતર્ક કરતા અને વારેઘડીએ ટાવર પર ઘડીઆળ સામું જોતા અધીરા હૃદયના વિદ્યાર્થીઓની ગરદી ખુબ જામી ગઇ. એવામાં બધાનાં હૃદયને ધબકાવનારો એકનો ટકોરો થયો. તેવાંજ યુનીવર્સીટી હોલનાં બારણાં ઉઘડયાં અને એક ઉંચી બેઠક પર આવીને રજીસ્ટ્રારે પાસ થયેલાનાં નામો પોકારવા માંડયાં. મ્હોં ફાડીને પોતાનું નામ સાંભળવા અતિ ઉત્સુક થયેલા વિદ્યાર્થીઓ ચૂપચાપ થઇ ગયા, ને જેમ જેમ પોતાનાં નામ સાંભળતા ગયા તેમ તેમ હર્ષમાં ને તરંગમાં નાચતા પાછા ફરવા લાગ્યા, જ્યારે પોતાનું નામ નહિ આવેલા વિદ્યાર્થીઓ નિઃશ્વાસ મૂકી ફીકકે ચહેરે ને ભાંગેલે પગે ઘર તરફ વળવા મંડયા.

આ ટોળામાં ગુલાબરાય ને જગમોહન નામના બે ગરીબ છોકરા હસતા હસતા ને મ્હોઢેથી તડાકા મારતા પાછા ફર્યા હતા. કેમકે તે બંને જણા સારે નંબરે પાસ થયા હતા.

જગ૦-- ગુલાબ, પ્રભુ કૃપાથી આપણી મહેનત ને જીંદગી તો સફળ થઇ, પણ હવે ભવિષ્યનું શું કરવું? ભણવું કે નોકરી કરવી ?

ગુલા૦— વસુ વિનાના નર પશુ. ભણવામાં પૈસાની ખાસ જરૂર પડે તેમ છે. અને તે મ્હારી કે ત્હારી પાસે નથી. માબાપે માંડ-માંડ મજુરી કરી આપણને આટલે સુધી ભણાવ્યા, હવે વધારે પૈસા ખરૂચવાની તેમની શક્તિ નથી, માટે ભણવાનો ખ્યાલ લાચારી સાથે માંડી વાળવો.

જગ૦— ખરૂં છે. તેમ વ્યાપારાદિ સ્વતંત્ર ધંધો પણ પૈસા વગર આપણાથી થઇ શકે તેમ નથી. થોડી ઘણી પણ મૂડી રોકયા સિવાય કોઇ ધંધો સ્વતંત્ર રીતે ચલાવી શકાય નહિ.

ગુલા૦—ત્યારે તો ફક્ત નોકરીજ બાકી રહી. કોઇ ને ત્યાં કર્મ-કાર તરીકે રહીને જે મુસારો મળે તેમાંજ આખી જીંદગી ગાળવી એ મ્હારા ને ત્હારા ભાગ્યમાં લખેલું છે.

જગ૦—પણ આપણી બહાદુરી તો ત્યારે જ કહેવાય કે જે સ્થિતિમાં આપણે મૂકાયલા છીએ તેમાં રહીનેજ વધારે સારો નફો મેળવી શકીએ.

ગુલા૦--એ શી રીતે ?

જગ૦--આપણે સોધો કાઢવું જોઇએ કે કયા કર્મકારોને વધારે મુસારો મળે છે ? અને શામાટે તેમને વધારે મુસારો મળે છે ? પછી આપણે પણ તેટલો વધારે મુસારો મેળવવાને યત્ન કરવો.

ગુલા૦—વાહવા, મ્હને પણ તે વિચાર ગમે છે, પણ તેમ કરવાને માટે આપણે જુદા જુદા કર્મકારો પાસે જઇ હકીકત મેળવવી જોઈએ. કાલબાદેવી રસ્તા પર મ્હારા કેટલાક ઓળખીતા મિત્રો છે તેની પાસે આપણે જઇશુ?

જગ૦— ઘણી ખુશીથી.

આ પ્રમાણે વાતો કરતા કરતા બંને મિત્રો મેદાન ઓળંગી કાલબાદેવી રોડ પર આવી પહોંચ્યા. આ રસ્તા પર એક બમનજી માનેકજી નામે પેન્ટરની મ્હોટી દુકાન હતી. ત્યાં ચંદ્રશંકર કરીને ગુલાબરાયનો જાણીતો એક માણસ નોકર હતો. તેની પાસે બંને ગયા. તે વખતે ચંદ્રશંકર કોઇ શ્રીમંત ગૃહસ્થની છબિ ચીતરતો હતો. છબિ એટલી તો આબેહુબ હતી કે બંને જણ દિંગ થઇને એકી ટશે ઘણી વાર સુધી તેને જોઇ રહ્યા ને અંતે તે કામને વખાણતા ખુરશીપર બેઠા. ગુલાબરાયે પોતાની પાસ થયાની ચંદ્રશંકરને વાત કરી. તે ઘણો ખુશી થયો, અને હવે શું કરવા ધાર્યું છે તે પૂછયું.

ગુલા૦—પાસે પૈસા ન હોવાથી આગળ ભણવાનું કે મૂડી રોકવી પડે તેવો ધંધો કરવાનું બની શકે તેમ નથી માટે નોકરી શોધવા વિચાર કર્યો છે.

ચંદ્ર૦—કયા ધંધાની નોકરી કરવા ધાર્યું છે?

ગુલા૦—હજુ કંઇ તે ચોક્કસ કર્યું નથી. પણ કયા ધંધામાં વધારે પગાર મલેછે, તે તપાસી–પછી કોઇ ધંધો પસંદ કરીશું.

જગ— આપને અહીં શો પગાર મલે છે?

ચંદ્ર૦— ૭૫ રૂા. દર મહિને.

જગ૦—આપ જાતે સ્વતંત્ર ધંધો ન કરતાં નોકર તરીકે રહેવું શામાટે પસંદ કરો છો?

ચંદ્ર૦—હું ખાનગી સ્વતંત્ર કામ પણ કરૂં છું. સ્વતંત્ર ધંધો કરતા પહેલાં તે ધંધાને લગતી ઘણીક માહિતી મેળવવી જોઇએ. મ્હને પુરતી માહિતી મળી ગયા પછી હું નોકરી છોડી દેવાનો છું.

જગ૦—આવી એક છબિ તૈયાર કરો તો તેનું શું મળે?

ચંદ્ર—તેનું કંઇ નક્કી નહિ. જેવું સામું ઘરાક. એક છબિના બસો ચારસો પણ મળે ને કદાચ તેથી એ વધારે પણ મળે.

ગુલા૦--અને એક છબિ તૈયાર કરવામાં આપને ખરચ કેટલું થાય? તથા વખત કેટલો લાગે?

ચંદ્ર૦—(હસીને)ઘણું થોડું. ભાગ્યે જ ૨૫ રૂા.થી વધારે, અને વખત પણ તેટલો જ થોડો-એક બે અઠવાડીઆમાં એક છબિ તૈયાર થાય.

જગ૦—વાહવા, ત્યારે તો આપનો ધંધો ઘણી સારી કમાણીનો. શેઠ ત્હમને ૭૫ રૂા. કે તેથી પણ વધારે પગાર આપે તેમાં શી નવાઇ?

ચંદ્ર૦--કેમ, અમારો ધંધો કરવા વિચાર થાય છે?

જગ૦--કમાણીનો આપે હિસાબ ગણાવ્યો તે પરથી તો વિચાર થઇ જાય તેવું છે.

ચંદ્ર૦--હરકોઈ ધંધામાં કમાણી કે હરકોઇ રોજગારમાં મુસારો વધારે ઓછો મળે છે, તેનાં કેટલાંક ખાસ કારણ હોય છે. ત્હમે અત્યારે અમારે ત્યાં નોકર રહેવા આવો તો તમોને પૂરા પાંચ રૂપીયા પણ અમે ન આપીએ, કેમકે તમોને આ ધંધાને લગતું શું જ્ઞાન છે? આ ધંધો શીખતાં ભારે ખરચ ને પુષ્કળ વખતનો વ્યય કરવો પડે છે. ત્હમે આજથી શરૂઆત કરો ને ખંતથી રાત દિવસ

મંડયા રહો ત્યારે આઠ દશ વર્ષે આવું કામ કરી શકો, ને તેટલા વખતમાં શીખવનાર માસ્તરને માટે તથા સાહિત્યોને માટે ત્હમારે ભારે ખરચ કરવો પડે, વલી ત્હમારામાં ચિત્રકળાની સ્વાભાવિક શક્તિઓ તીવ્ર ન હોય તો ત્હમે ગમે તેટલું ખરચ ને મહેનત વાપરો પણ તેનું કંઈ બહુ સારૂં પરિણામ આવે નહિ. આમ પુષ્કળ પૈસો ઘણી લાંબી મુદ્દત, સતત્ મહેનત ને સ્વાભાવિક શકિત એ સંધાને પરિણામે જ અમે આટલો ભારે મુસારો મેલવી શકીએ છીએ. જે ધંધા વગર મુશ્કેલીએ ને વગર ખરચે શીખી શકાય છે તે ધંધામાં કારીગરોને ભારે મુસારા મળતા નથી. કેમકે ઘણા માણસો તે ધંધો કરવા લલચાય છે. પરંતુ જે ધંધામાં ઘણી મહેવતની, લાંબા સમયની, પુષ્કળ પસાની ને સ્વાભાવિક શકિતની જરૂર પડે છે તે ધંધો કરવા થોડાંજ માણસો દોરાય છે. જેટલાં દોરાય છે તેમાંથી પણ કામ શીખતાં સુધી સતત્ પ્રયત્ન કરનારા થોડા જ નીકળે છે, અને સ્વાભાવિક શકિત પણ થોડાકમાંજ તીવ્ર હોય છે. આથી આ ધંધામાં સારો મુસારો મળે છે.

કાચ બનાવવાના કારખાનામાં, વહાણ બાંધવાના કારખાનામાં કે સાંચાઓ ચલવવાને માટે જાઓ. ત્યાં પણ સારા મુસારા મલશે, પરંતુ તે કામની પૂરી આવડત મેળવવાને માટે મ્હેં ગણાવી તેટલી બાબતોની જરૂર પડશે જ. માટે જો સારો મુસારો મેળવવાની ઇચ્છા હોય તો ધંધાને લગતી આવડત, અભ્યાસથી ને મહેનતથી પ્રથમ મેલવી લો.

જગ૦—ઓહો! આતો મુશ્કેલીની પછવાડે જ મુસારો સંતાએલો છે ને શું?

ગુલા૦—તેમ ન હોય તો તો બધા માણસો આ ધંધો જ કરે. ઠીક ચંદ્રશંકર ભાઇ હવે અમે રજા લઈશું.

ત્રણે જણ ઉઠયા ને એક બીજાને નમસ્કાર કરી જુદા પડયા. બહાર રસ્તા પર આવ્યા પછી જગમોહને કહ્યું: જોયું કામ શીખવાની સહેલાઇ અને સસ્તાઇ અથવા મુશ્કેલી ને ભારે ખરચ તથા સ્વાભાવિક શકિત પર મુસારાના દરનો આધાર છે. એમ આપણને અંહીથી સમજાયું, ચાલો હવે આપણે શામજીભાઇ પાસે જતા આવીએ.

ગુલા૦--તે શો ધંધો કરે છે ?

જગ૦—તે મ્યુનિસિપાલિટીના નોકર છે અને કુતરા પકડવાનું કામ કરે છે. જો હું ન ભૂલતો હોઉં તો તેમને રૂા. ૧૫૦ મલે છે.

આમ વાતો કરતા કરતા તે શામજીભાઇના દિવાનખાના પાસે આવીને ઉભા. તેને જોઇને શામજીભાઈએ અંદરથી જ કહ્યું: આવો જગમોહન, કેમ પરીક્ષાનું પરિણામ શું આવ્યું ?

જગ૦ -(મ્હોં મલકાવી)પ્રભુ કૃપાથી સારૂં પરિણામ આવ્યું છે. આ મ્હારા મિત્ર પણ પાસ થયા છે.

શામ૦—ચાલો, બહુ સારૂં થયું. જો કંઈ નોકરીએ વલગવાની ઇચ્છા હોય તો મ્હને કહેજો, હમણાં બે જગો ખાલી છે.

જગ૦—કેટલા પગારની ?

શામ૦—પગાર સારો મલશે, લગભગ શરૂઆતમાં રૂા. ૩૦ થી ૪૦ મલશે.

ગુલા૦- અને કામ શું કરવાનું ?

શામ૦--એક જગા મ્હારા હાથ નીચે છે ને ત્યાં હમેશાં માણસો તથા ગાડીઓ લઈ ગામમાં ફરી કુતરાં પકડાવવાનું કામ કરવાનું છે; બીજી જગા આપણા શામરાવને ત્યાં છે. તેઓ હમણાં હાડકાંનું ખાતર

(સુપરફોસ્ફેટ)બનાવેછે, તેથી ગામડામાં જઇ હાડકાં ખરીદવાનું કામ ત્યાં કરવાનું છે; અમારા આ બંને કામમાં કંઇ આવડતની જરૂર નથી; તમે બીજે હરકોઈ ઠેકાણે જશો તો આટલા સારા પગારનું અડધું પણ નહિ મલે.

જગ૦—બીજા ધંધાઓ કરતાં ત્હમારા ખાતામાં વધારે સારા પગાર મલે છે તેનું શું કારણ?

શામ૦—કામ હલકું કરવું પડે તે કારણ. કામની રૂચિરતા ને અરૂચિરતા પર મુસારાનો આધાર છે, આવાં કામ કરવાની રૂચિ ઘણાં જ થોડાં માણસોને થાય છે, કેમકે આ હલકા કામમાં લોકો તરફથી ઘણું અપમાન ને ધિક્કાર સહન કરવાં પડે છે, ગેરઆબરૂ મલે છે, તથા આપણું અંતઃકરણ પણ સંકોચાયછે; સામાન્ય રીતે અપમાન સહન કરવાં ને કે આવાં નિર્દય ને હલકાં કામ કરવાને માટે વધારે લાલચ મલતી હોવા છતાં પણ માણસો તૈયાર થતાં નથી. ચામડાં કમાવવાનો ધંધો પણ આવો જ છે, ને તેથી તેમાં કર્મકારોને ભારે મુસારો મલે છે. જે ધંધામાં માન મરતબો સચવાય છે તે ધંધામાં ઓછો મુસારો મલે છતાં માણસો પડાપડી કરે છે. ત્હમારે ઉજળે લૂગડે ફરવું હોય, ગાદી તકીઆ પર બેસવું હોય તો શિક્ષક કે કારકુન બનો, પણ તેમાં ત્હમને દશ બાર રૂપિયા જ મલશે. ને જો માન અપમાનની દરકાર ન હોય તો મ્હને કહેજો એટલે આ જગાઓ અપાવી દઇશ.

જગ૦ આપનું કહેવું સત્ય છે. હું પિતાશ્રીને પૂછી આપને જવાબ આપી જઇશ. (ઉઠીને)હવે હું રજા લઇશ.

બંને જણ ત્યાંથી નીકળ્યા. ગુલાબે કહ્યું—મુસારાના દર સંબંધે આપણને અહીંથી પણ સારૂં શીખવાનું મળ્યું. આ સામેની પેઢીમાં

બાબુ સાહેબને ત્યાં નવનીતરાય મુનીમ છે. તેમને પણ આપણે મલતા જઇએ.

બંને જણા પેઢી પર ગયા ને પ્રણામ કરી સામે બેસી પાસ થયાના ખબર આપ્યા. નવનીતરાય ઘણા ખુશી થયા. ને હવે શું કરવા ધાર્યું છે તે પૂછ્યું.

ગુલાબ૦—નોકરીની સગવડ કરીએ છીએ. ઘણે ભાગે તો એકાદ ઠેકાણે તરતમાં જોડાઈ જવાશે.

નવ૦—ઠીક ત્હમે તો ભણેલા છો એટલે કંઇ કહેવાની જરૂર ન હોય. પણ મ્હારી આટલી વાત ધ્યાનમાં રાખજો કે જ્યાં જવું ત્યાં પ્રમાણિક રહેવું, પોતાનું કામ પવિત્ર ફરજ જાણીને બજાવવું, ને પોતાના ધણીનો વિશ્વાસ મેળવી લેવો. ત્હમારામાં કામની આવડત ઓછી હોય તો તેની કંઈ ફીકર નહિ, ત્હમારી ઉમર ન્હાની મ્હોટી હોય તેની પણ કંઇ દરકાર નહિ, ત્હમારામાં બુદ્ધિ ઓછી હોય તો તેની પણ કંઈ હરકત નહિ, પરંતુ જો ત્હમે પ્રમાણિક હશો, જો ત્હમે નીતિના રસ્તાને જીવ જતાં પણ નહિ મૂકો, મ્હોટી મ્હોટી નીચ લલચોને લાત મારીને પણ ધણીનું ભલું જ ચાહશો ને કરશો તો ત્હમારામાં કંઈ પણ માલ નહિ હોય તો પણ ઘણો સારો મુસારો મલશે. આ જુઓ મારે હવે કંઈ કામ કરવું પડતું નથી ગાદી, તકીએ પડયા છીએ ને માણસો પર હુકમ બજાવીએ છીએ, તથા ભારે મુસારો મેલવીએ છીએ. પણ તે બધું પ્રમાણિકતાનું ફળ છે; લાખો રૂા. નું જોખમ અમને શેઠીઆઓ સોંપી દેછે ને કશી તે સંબંધે ચિંતા રાખતા નથી. કારણ કે તેનો વિશ્વાસ બેશી ગયો છે કે અમે કુટી બદામ પણ તેમાંથી બગાડીશું નહિ. માટે શરૂઆતમાં ઓછો પગાર મળે તો તેથી નિરાશ ન થતાં જે ધંધામાં પડો તેમાં તમારી પ્રમાણિકતા બતાવી આપજો. જો ત્હમે વિશ્વાસ્યતા મેલવી શકશો તો અવશ્ય થોડા જ વખતમાં સારી સ્થિતિયે પહોંચી જશો.

ગુલા૦- આપનો ઉપદેશ હમેશને માટે મ્હારા કાળજામાં કોરી રાખીશ ને કદી પણ તે વિરૂદ્ધ આચરણ નહિ કરૂં.

નવનીo—તો સુખી થશો.

એવામાં દુકાનનો ભયો એક બ્રાહ્મણને તેડીને અંદર આવ્યો.

ભૈયો૦ -મુનીમજી, યે બમન રહેને કું મંગતા હૈ.

નવ૦—કેમ મહારાજ, રસોયા તરીકે રહેશો કે? અમારે તો ફકત એક મહીનાનું જ કામ છે. બોલો શું લેશો?

બ્રાહ્મ૦--સાહેબ, ખાવું પીવું ને દશ રૂા. લેઈશ.

નવ૦—ઓહો! અમે તો આજ દિવસ સુધી ફકત ત્રણ ચાર રૂપીઆજ આપતા આવ્યા છીએ ને ત્હમે આટલા બધા મોંઘા કેમ?

બ્રાહ્મ૦—જો મ્હને કાયમનો કરીને રાખો તો હુંયે પાંચેક રૂપિયા લઉં પણ આતો મહિના દહડાનું જ કામ છે એટલે મહિના દહાડા પછી તો મ્હારે પાછું રખડવાનું જ ને?

નવ૦—હાસ્તો, પણ પછી બીજે નોકરી શોધી લેવી. એમાં વધારે મુસારો માગવાનું કારણ શું.

બ્રાહ્મ૦—તરત નોકરી મલે કે ન મલે, થોડા દહાડા ઘેર પણ બેસવું પડે, એનું કાંઇ નક્કી છે?

નવ૦—ત્યારે તો ત્હમે ન પાલવો, બીજે તપાસ કરવી પડશે. ઠીક, પણ હમણાં એક બે દિવસ આવી જશો?

બ્રાહ્મ૦—બહુ સારૂં. પણ જમવા ઉપરાંત બાર આના રોજ લઇશ.

નવ૦—ઓહોહો! રોજનો ૦ાા રૂા. એટલે મહિનાના ૨૨ાા રૂા. થયા.

બ્રાહ્મ૦—સાહેબ, એતો કાયદો જ છે ને.

નવ૦–ઠીક, હમણાં બહાર બેસો. શેઠસાહેબ આવે એટલે પૂછી જોઇશું.

બ્રાહ્મણના બહાર ગયા પછી જગમોહને કહ્યું––આમ જુદો જુદો મુસારો માગવાનું કારણ શું? કયાં પાંચ રૂપિયા, કયાં દશ રૂપિયા ને કયાં સાડી બાવીશ રૂપિયા?

નવ૦—ધંધામાં હંમેશ રોજી મલશે એવી ખાતરી હોય કે ન હોય તે ઉપર મુસારાનો આધાર છે. જે ધંધામાં હમેશાં રોજી મલવાની ખાતરી જ હોય છે તેમાં મુસારાના દર ઓછા હોય છે. ને જેમાં ખાતરી હોતી નથી તેમાં દર વધારે હોય છે. કેમકે જેટલાં રોજ પડે તેની નુકશાની વધારે રોજ લઇને વાળી લેવાનો દરેક કારીગર યત્ન કરે છે; દેશમાં મીલ ને જીનની નોકરીઓ નવ માસને માટે હોય છે. જેથી તેમાં કામ કરનારાઓ કાયમની નોકરીમાં મલતા મુસારા કરતાં વધારે મુસારા લે છે અને તે વાજબી છે. ત્હમને કોઇ મહિના છ મહિનાને માટે જ નોકર રાખવા ઇચ્છે ને વધારે પગાર આપે તો તે ન લેતાં કાયમની નોકરી હોય ને તેમાં થોડો પગાર મળતો હોય તો તે લઈ લેજો એવી મ્હારી ભલામણ છે.

ગુલા૦—બહુ સારૂં, હવે હું રજા લઈશ.

બંને નમસ્કાર કરી ત્યાંથી ઉઠયા. જગમોહને કહ્યું—અહિંથી તો આપણે બે બાબતો શીખ્યાઃ એક તો પ્રમાણિકતા પર ને બીજું રોજીની સ્થિરતા અસ્થિરતા પર મુસારાના દર ટકી રહેલા છે ચાલો હવે આપણે અહીંઆં કેશવરાવ ડાકટરને મળી ઘર તરફ જઈએ. કેમકે વખત ઘણો ગયો છે.

જ્યારે બંનેએ દવાખાનામાં પગ મૂકયો ત્યારે ડાકટર સાહેબ કોઈ બે દરદી સાથે વાત ચીતમાં રોકાયા હતા. બંને જણાએ સલામ કરી ખુરશી પર જગ્યા લીધી. ને વાતો સાંભળવા લાગ્યા. ડાકટરે

એક દરદી સાથે સંધીવા મટાડી આપવાનું રૂા. ૧૦ થી કબુલ કીધું ને બીજા દરદીનું છાતીનું અંદરનું દરદ મટાડી આપવાનું રૂા. ૬૦ થી કબૂલ્યું. પછી તે બંને ને દવા આપી વિદાય કીધા. ને આવેલ આપણા બંને જણાના ખબર અંતર પૂછયા. પરીક્ષાનું પરિણામ સાંભળી ખુશી થયા પછી ગુલાબે કહ્યું—ડાકટર સાહેબ, એક દરદી પાસેથી રૂા. ૧૦ લેવાનું કબુલ્યું ને બીજા પાસેથી રૂા. ૬૦ લેવાનું ઠરાવ્યું-તે શું એકના કરતાં બીજાને છગણી કિમતી દવા આપવી પડશે?

ડાકટર૦—ના ના, કંઇ એવો નિયમ નથી. વખતે કિમતી યે વપરાય, ને વખતે ઉલટી હલકી પણ વપરાય. તેનાપર અમારાં મુસારાનો આધાર નથી. ૧૦ રૂા૦ વાળું દરદ એવું છે કે હું તેને લાંબી કે ટુંકી મુદતે પણ અવશ્ય મડાડી દઇશ જ. મ્હારા તે રૂા. ખોટા નથી. મ્હને તેની પક્કી ખાતરી છે. પણ રૂા. ૬૦ વાળું છાતીનું દરદ એવું છે કે તે મ્હારાથી મટીજ જશે એવી મ્હને પકકી ખાતરી નથી. કદાચ ઘણા ઘણા પ્રયત્ને ન પણ મટે. ને જો ન મટે તો મ્હારા તે રૂા. ને મહેનત નિષ્ફળ થાય. જે બાબતમાં પરિણામની સફલતાની પકકી ખાતરી હોતી નથી તે બાબતમાં આપણે વધારે મુસારો મલતો ન હોયતો આપણે હાથ ઘાલતા નથી ને તેણે મ્હને રૂા. ૧૦ જ આપવા કહ્યું હોતતો હું તે કેસ કદી પણ હાથમાં લેત નહિ, કેમકે પરિણામની સફલતાની આશા ન હોય છતાં હું જોખમ શામાટે વ્હોરૂં? મ્હારી શક્તિ, દવા, વખત ને મહેનત શામાટે નકામાં જવા દઉં?

જગ૦—શું દરેક ધંધામાં આવું હશે?

ડાક૦—હાસ્તો, જે ધંધામાં સફળ થવાની પકકી આશા હોતી નથી તે ધંધામાં મુસારા વધારે મલે છે. કેમકે થોડાજ તે મેળવી શકે છે. વૈદ્યના ને વકીલના ધંધામાં આવી સફલતાની આશા હમેંશાં હોતી નથી. તેથી જો વધારે લાલચ ન મલે તો તેવું જોખમ વહોરવા

હ્મે તૈયાર થતા નથી. પણ દરજી, સુતાર, લુહાર વગેરેને પોતાની મહેનતના પરિણામમાં સફલતાની જ આશા હોય છે. તેની મહેનત કદી પણ નિષ્ફળ જતી નથી. તેથી તે ધંધામાં જોખમ ખેડવાનું ન હોવાથી મુસારાના દર ઓછા હોય છે. હ્મારે પણ દરેક કામમાં ફતેહમંદ થવાના સંભવ અસંભવ પર વિચાર કરીનેજ હાંથ ઘાલવો, ને જેમ સંભવ ઓછો તેમ વધારે મુસારો લેવો.

જગ૦--વારૂ સાહેબ, બહુ સારી સલાહ આપી. હવે અમે રજા લઇશું.

બહાર નીકળી ઘર તરફ વળતાં ગુલાબે કહ્યું—જગમોહન, આપણે ત્રણ ચાર જગ્યા પર ગયા. પણ તેટલામાંય દરેક ધંધામાં મુસારાના દર શાં કારણો પર આધાર રાખે છે તેની સારી સમજ મળી, જે સમજ આપણને ધંધો પસંદ કરવામાં તથા ધંધાને લગતી લાયકાત મેળવવામાં ઘણી ઉપયોગી થઇ પડશે.

જગ૦--તે કારણો ક્યાં ક્યાં ? ફરીવાર સંભારી જઇએ.

૧ લું--કામ શીખવાની સહેલાઈ, સસ્તાઇ અથવા મુશ્કેલી ને ભારી ખરચ તથા સ્વાભાવિક શકિત.

૨ જું--કામની રૂચિરતા અથવા અરૂચિરતા.

૩ જું--તે કામમાં રોજીની સ્થિરતા અથવા અસ્થિરતા.

૪ થું--કામ કરનારાનું પ્રામાણિક્ય.

૫ મું--તે કામમાં ફતેહમંદ થવાનો સંભવ અથવા અસંભવ.

આ પાંચ કારણો પર મુસારાના દરનો આધાર છે આપણે બંને સાંજરે આ કારણો પર પાકો વિચાર કરીશું અને અમુક નિશ્ચય પર આવીશું

પછી ભુલેશ્વર આગલ આવીને બંને મિત્રો નમસ્કાર કરી પોતપોતાના ઘર તરફ જવા જુદા પડયા.

# ખરી કમાણી.

## (આવક જાવકનો ખરો હિસાબ.)

આદમજી ને લુકમાનજી નામના બે મિત્રોએ પાંચ પાંચ હજાર રૂપિયા કાઢીને ફરનીચર ને લકઝરીની દુકાન મંગળદાસ મારકીટ સામે ખોલી. વિલાયતથી મગાવેલો તમામ માલ આવી જતાં તેઓએ મ્હોટાં ન્હાનાં સઘળાં વર્તમાનપત્રોમાં પોતાની દુકાનની તથા નવા માલની જાહેર ખબરો આપી દીધી, તેથી દુકાનપર ઘરાકી પણ સારી જામી. થોડાક દિવસની સરાસરી પરથી એમ જણાયું કે રોજ રૂ. ૯૦ સુધીનો વકરો થાય છે, તેઓ મૂળ કિમત કરતાં દોઢે ભાવે માલ વેચતા હતા. આથી આદમજીએ મનમાં હિસાબ ગણી કાઢયો કે સાઠે દોઢે નેવું, સાઠ રૂપિયાના માલને દોઢે વેચવાથી નેવું ઉપજે, જેથી રૂ. ૩૦ નફામાં રહે. આથી રૂ. ૯૦૦ નો મહિનો પરવડે. આવી સજ્જડ કમાણી જોઈ આદમજીભાઇ ફૂલાઇ ગયા ને બધે રૂપિયા રૂપિયા જ દેખવા લાગ્યા. તેણે પોતાનું ખાનગી ખરચ વધારવા માંડયું. લુગડાં, લતાં ને બુટ સ્ટોકીંગમાં નવી નવી ફેશન શોધવા માંડી ને હાથમાંથી કાંકરાની પેઠે રૂપિયા ખણણણ કરતા વેરાવા લાગ્યા.

પણ લુકમાનજીને રોજનો રૂ. ૯૦ નો વકરો ઘણો ઓછો લાગતો હતો. અને ધંધામાં રોજ ખોટ આવે છે એમ તે ખાતરીથી માનતો હતો. હમેશાં તેને એજ વિચાર થયા કરતો હતો કે જો વકરો આટલો જ રહે ને વધે નહિ તો તો આપણે મ્હોટી નુકશાનીમાં ઉતરી જઇએ. વળી આમ ખોટનો ધંધો થાય છે, છતાં આદમજી મોજ શોખમાં ખેંચાતો જાયછે તે જોઇ તેને બહુ બહુ વિચાર થવા લાગ્યો. એક દિવસ તો તેણે આદમજીને મ્હોડે ચ્હડીને કહ્યું કે ભાઇ તું શું જોઇને આમ નકામું મોજશોખનું ખરચ વધાર્યે જાય છે?

આદ૦--કેમ? આપણુ બંનેને માસિક રૂ. ૪૫૦ જેટલું મળેછે તોપછી શામાટે મોજશોખ ન ભોગવવી?

લુક૦--(નવાઈ પામીને) ભાઇ, રૂ. ૪૫૦ ક્યાંથી કાઢયા?

આદ૦--શું ત્હને ખબર નથી કે આપણને રોજ રૂ. ૯૦ નો ધકરો મળેછે. આપણે મૂળ કિમતના દોઢા કરીએછીએ. એટલે રૂ. ૬૦ ના આપણે રૂ. ૯૦ લઇએછીએ. જેથી દરરોજ રૂ. ૩૦ આપણને મળે છે. હવે ગણો જોઈએ કે રોજના ત્હમને રૂ. ૧૫ ને રૂ. ૧૫ મ્હને એટલે બંનેને માસિક રૂ. ૪૫૦ થયા કે નહિં?

લુક૦--(હસીને) અને દુકાનનું સઘળું ખર્ચ તો કંઇ હિસાબ માં જ નહિ કે?

આદ૦--હિસાબમાં ખરૂં જતો, પણ તે આવી આવીને કેટલુંક આવશે? બહુ તો બંનેને ભાગે દોઢસો દોઢસો રૂપિયા આવશે. માનો કે બસો-અઢીસો આવે, પણ તેથી શું?

લુક૦--એમ અટકળે આંકડા મૂકીને કંઇ હિસાબ થાય નહિ. ભાઇ, જરા ધીરજથી તપાસીને જો તો ત્હને જણાશે કે આપણે ખોટમાં બેઠા છીએ.

આદ૦--ખોટમાં! એ કેમ મનાય?

લુક૦--આપણી દુકાનનું માસિક ખરચ બરાબર ગણીને મૂકો; તથા વકરામાંથી મૂડી બાદ કરીને મૂકો. પછી આવક જાવકના આંકડા તપાસી જુઓ.

આદ૦--ચાલો ત્યારે ત્હમેજ આંકડા મૂકી બતાવો.

લુક૦--વારૂ, ત્યારે જો. આપણે દશ હજારનો માલ મગાવેલ છે. પણ આગબોટ, જગાત, પૅકીંગ ચાર્જ, આંહી સુધીની લાવજા તથા ગોઠવણમાં આપણને દોઢ હજાર વધારે બેઠા છે. જે ૧׀׀ હજાર

આપણે વ્યાજે કાઢેલા છે. આથી આપણી દુકાનમાં જે માલ પડેલો છે, તે વાજબી રીતે દશ હજારનો નહિ પણ સાઢી અગીઆર હજારનો છે. ખરૂં કે નહિ?

આદ૦—હા, ખરી વાત.

લુક૦—હવે આપણે રોજ રૂા. ૯૦નો વકરો મેલવીએ છીએ, તેમાં તું મૂલ કિમત ૬૦ ગણીને તેના દોઢા ૯૦ ગણે છે. ખરૂં છે કે આપણે મૂલ કિમતના દોઢા લઇએ છીએ, પણ વાજબી રીતે આપણને દોઢા મળતા નથી. કેમકે તું મૂલ કિમત ગણવામાં ભૂલ કરે છે. દશ હજારના દોઢા પંદર હજાર આપણને મલશે, પણ ખરૂં જોતાં આપણને દશ નહિ પણ સાડા અગીઆર હજાર બેઠા છે. માટે ૧૧ા હજારના ૧૫ હજાર મલશે. હવે તું ગણી જો કે ૧૫ હજાર મળે તેમાં ૧૧ા હજાર મૂડી રોકાઇ છે ત્યારે આપણા રૂા. ૯૦ ના વકરામાં કેટલી મૂડી રોકાયલી હશે? આથી ત્હને જણાશે કે રૂા. ૬૯ ની મૂળ કિમતનો માલ આપણે રૂા. ૯૦ થી વેચીએ છીએ. જેથી આપણને રોજ (૯૦—૬૯=૨૧) એકવીશ રૂપિયા ચોકખા મળે છે. આ હિસાબે માસિક રૂા. ૬૩૦ થયા—ખરૂં ?

આદ૦—કબુલ છે.

લુક૦—હવે આપણે એક બાજુ ખરચના આંકડા મંડીએ. પ્રથમ તો આઠ આનાની તેજીએ રૂા. ૧૧ા હજારનું પ૭ા રૂા. માસિક વ્યાજ થાય.

આદ૦—આપણને તો ફક્ત ૧ા હજારનુંજ વ્યાજ ભરવું પડે છે. છતાં ૧૧ા નું કેમ ગણોછો.

લુક૦—જે દશ હજાર રૂપિયા આપણે બંનેએ વ્યાપારમાં રોક્યા છે, તેનું વ્યાજ આપણને મળવું જ જોઈએ, તે વ્યાજ તે કાંઇ નહો

નથી. આપણે તે રૂપિયા વ્યાપારમાં ન રોકયા હોત તો પણ બેંકમાં પડયા.પડયા આપણને આઠ આનાની તેરીખ તો આપત ખરા કે નહિ? જેમ ત્યાં વ્યાજ આપતા તેમ અહી પણ તેણે વ્યાજ આપવું જોઇએ. જો અહીં આપણને વ્યાજ ન આપેતો તો વ્યાપારમાં તે રૂપિયા નાખીને આપણે ઉલટી તેટલી ખોટ વહોરી લીધી કહેવાય.

આદ૦—વારૂ, ત્યારે ૫૦ા રૂા. વ્યાજના ખરા.

લુક૦—હવે ઉમેરો દુકાનના ભાડાના રૂા. ૧૨૦; પછી આપણે દુકાનનો રૂા. ૧૨ હજારનો વીમો બાર આના લેખે ઉતરાવ્યો છે જેથી વાર્ષિક રૂા. ૯૦ આપણને ભરવા પડે છે તેના માસિક રૂા. ૭ાા થયા. ખરૂં ?

આદ૦— હા.

લુક૦—ત્રણ નોકરોના રૂા. ૭૫. હવે આપણે મૂડીના ઘસારાનો આંકડો મેલવો જોઇએ. આપણા ધંધાની વસ્તુઓમાં મ્હોટો ભાગ કાચનો છે ને તેને ફૂટી જતાં વાર લાગતી નથી. સ્હેજ અથડાય ને ફૂટી પડે, વિલાયતથી પેટીઓ આવેલી તે જોઇ કે નહીં ? પેક કરવામાં કેટલી કેટલી સાવચેતી રાખેલી હતી, તો પણ બધી પેટીમાં કંઇને કંઈ ભાગ્યા વિના રહ્યું હતું નહીં. તેમ હમેશ ને હમેશ સાવચેતી રાખ્યા છતાં કંઈ કંઈ વસ્તુ ભાગ્યે જાય છે. વળી જે વસ્તુ ભાગી જાય છે તેની પઇ પણ ઉપજતી નથી. જો આપણે આ નાશ થયેલી મૂડી બીજી વસ્તુઓના વેચાણમાંથી ન મેલવીએ તો ખરેખર મૂડીનો મ્હોટો ભાગ ગુમાવી બેશીએ. વળી દિવસે દિવસે નવી ફેશનનો માલ આવતો જાય છે. આથી જુની ફેશનનો કેટલોક માલ ઘરજમાઇ તરીકે પડયો રહી મૂડીની તથા વ્યાજની બાધ આવ્યે જાય છે. જેથી પાણીને મૂલે ખોટ ખાઇને તે માલ કાઢી નાખવો પડે છે. આ પરથી મ્હને વાજબી રીતે એમ લાગે છે કે આપણે મૂડીનો દશમો અગીઆરમો ભાગ

ભાંગ ફોડમાં, તથા નવી ફેશનના ભોગમાં ગુમાવીએ છીએ. ... દરરોજ આપણે ૬૯ રૂા ની મૂલ કિંમતનો માલ બહાર કાઢીએ તો તેનો દશમો અગીઆરમો ભાગ એટલે રૂા. ૬ મૂડીના ઘસારાના ગણવા જોઇએ. એટલે માસિક રૂા. ૧૮૦ ઘસારાના થયા.

આદ૦-- (નવાઈ પામી) ઓહો? મ્હારૂં તો આ ઘસારા તરફ કશું ધ્યાન જ નહોતું.

લુક૦--હવે આપણે દુકાનનું પરચુટણ ખરચ તપાશીએ. આપણું વર્તમાનપત્રોમાંની જાહેરાતનું ખર્ચ ઘણું જબરૂં છે લગભગ પચાસ રૂપિયા આપણે દર મહીને તેમાં કાઢીએ છીએ. જો કે તેનો બદલો આપણને પાછળથી મલશેજ. આ સિવાય ગ્યાસનું, ટપાલનું, પાટીઆં વગેરેનું ઇન્કમ ટેકસનું, પાણીના નળ ને હલાલીના મ્યુનિસિપાલ ટેકસનું, કોઈ આવ્યે ગયે સરભરાનું, ખેરીયાતનું, પરચુરણ સામાન જોઇએ તેનું ને ભાગ્યુંતૂટ્યું રીપેર કરાવવાનું, આ સઘળું ખર્ચ પણ લગભગ રૂા. ૫૦ ની આસપાસ જાય છે. આમ દુકાનનું ખર્ચ રૂા. ૧૦૦ નું થાય છે. હવે આપણા બંનેના ઘરનું ખર્ચ ગણો. આપણે કરકસરથી રહીએ તો પણ મુંબઇમાં સ્હેજે ૫૦ રૂા.એ પહોંચી જવાય છે. મ્હારા ને ત્હારા મલીને રૂા. ૧૦૦ એ થયા. હવે સઘળું ખર્ચ ગણી જુઓ.

| | | |
|---|---|---|
| રૂા. | ૫૭ાા | વ્યાજના |
| ,, | ૧૨૦ | ભાડું |
| ,, | ૧૮૦ | ઘસારો તથા બગાડો. |
| ,, | ૭ાા | વીમા ખર્ચ |
| ,, | ૭૫ | નોકર ચાકરના પગાર |
| ,, | ૧૦૦ | દુકાનનું બીજું ખર્ચ (છાપાં સાથે) |
| ,, | ૧૦૦ | બંને શેઠનું ઘરનું ખર્ચ. |
| | ૬૪૦ | |

આપણે ઉપજ ગણી જોઇ તો રૂા. ૬૨૦ ની થઇ. ને ખર્ચ ગણ્યું તે રૂા. ૬૪૦ નું થયું. ભાઇ, કહો જોઈએ આપણે શું કમાયા?

આદ૦—(વિચારમાં પડી જઇ) ખરે ખર, મ્હારી ભૂલ હવે મ્હને સમજાય છે. મ્હેં તો ઉપલક ને ખોટા વિચાર જ બાંધ્યા હતા, આપણે કમાતા નથી પણ કંઇક ગુમાવીએ છીએ,

લુક૦—મુંબઇના વેપારીઓમાંના કેટલાક આવા વિચાર બાંધી લે છે, વકરાની મોટી રકમ જોઇ ફૂલાઇ જાય છે ને ખર્ચ લાંબાં લાંબાં વધારી મૂકી મોજ શોખમાં ઉતરી પડે છે. અને અંતે કરજના મ્હોટા ત્રબાગ્રુમાં કચડાઇ જાય છે. હમેશાં ધ્યાનમાં રાખવું જોઈએ કે વકરો એ ચોકખો નફો નથી. વકરામાં ઘણી બાબતો સમાયલી છે. તે ધીમેથી ને વાજબી રીતે બાદ કરી જોઇ ખરો નફો કેટલો મળેછે તે તારવી કાઢવું જોઈએ. ખાસ કરીને આટલી બાબતો તો તેમાંથી બાદ કરવી જ જોઇએ, મૂડી, મૂડીનું વ્યાજ, દુકાનભાડું, નોકર-વગેરેનું ને દુકાનનું ખર્ચ, સહીસલામતીનું ખર્ચ, જોખમનો બદલો મૂડીદારના ભરણપોષણનું ખર્ચ ને મૂડીનો ઘસારો- આ સંધાં ખરચ બાદ કરતાં બાકી વધે તે આપણો ખરો નફો જાણવો. ખરા નફાનો અડસટ્ટા કાઢયા વગર આપણને ખબર પડતી નથી, કે આપણું ગાડું કેમ ચાલે છે, અથવા આપણે શું કરવું જોઈએ.

આદ૦—બહુ જ ઠીક કર્યું કે આજે મ્હારી ગેરસમજ મટી ગઈ. હવેથી હું બરાબર વિચાર કરીને જ ખર્ચ કરીશ, તથા વેપારમાં પણ કેમ વધારે નફો મેળવાય તેનો યત્ન કરીશ.

# એકીકરણ.

## (મૂડીદાર ને કર્મકારોનો સ્વાર્થ એક કરવાની યોજના.)

ફ્રાન્સના માર્સેલ્સ બંદરમાં એક લેકલેર નામનો કર્મકાર હતો. તે છાપખાનામાં રોજ જતો, ને જ્યાં ત્યાંથી રૂપિયા દહાડે રૂપિયા જેટલો રોજ પાડતો. કયાંઇ રોજ લેતો તો કયાંઇ ઉધડ કામ લેતો ને કયાંઇથી વટાવ ખાઈ બીજાને કામ સોંપી દેતો. પોતે જાતે હુશીઆર હોવાથી ધીમે ધીમે સારૂં કમાવા લાગ્યો. વળી બીજા કર્મકારોની પેઠે તે આવેલી કમાણીને દારૂમાં, નાટકચેટકમાં, કે કોઇ બીજા મોજશોખમાં ઉડાવી દેતો નહિ; જેથી કેટલેક વરસે તેની પાસે ન્હાની સરખી પુંજી એકઠી થઇ. આ પુંજીમાંથી તેને સ્વતંત્ર છાપખાનું કાઢવાનો વિચાર થયો. તેણે તે વિચાર પોતાના એક શ્રીમંત પાડોશીને જણાવ્યો. લેકલેરની પ્રમાણિકતા ને મહેનતુ સ્વભાવની શેઠને ખાતરી હતી જેથી તેણે તેને થોડીક મદદ આપી. એટલે રૂ. ૫૦૦૦ રોકીને તેણે એક ન્હાનું સરખું છાપખાનું કાઢી તેમાં ૨૦ કર્મકારોને રોકયા. પોતે આ ધંધામાં સારી રીતે માહીતગાર હતો જેથી ચારેબાજુ ફરીને પુષ્કળ કામ લાવવા માંડયો, તેમજ માણસો પાસેથી ચીવટથી કામ લેવા માંડયો. મહિના બે મહિનાના અનુભવથી તેને જણાઈ આવ્યું કે પગારદાર કર્મકારો પોતાનું જ કામછે એમ ગણી બરાબર મન દઈને કામ કરતા નથી. સામાન્ય રીતે દરેક કર્મકારો જેટલું કામ કરી શકે તેટલું કામ પણ તેઓ હાલ કરતા નથી, ને મ્હારી નજર ચુકાવી આળસમાં વખત કાઢે છે; વલી કાગળમાં, શાહીમાં, ટાઇપમાં તથા બીજાં ન્હાનાં મ્હોટા ઓજારોમાં પણ તેને સારી પેઠે બગાડો થતો માલમ પડી આવ્યો. તેણે ઘણી ઘણીવાર માણસોને સમજાવ્યાં, ધમકાવ્યાં ને સલાહ આપી પણ જોઇએ તેવો મનગમતો સુધારો થવા પામ્યો નહીં. ચાર પાંચ માસ આ પ્રમાણે જ ગાડું ચાલ્યું અને તેને તમામ ખરચ બાદ

કરતાં લગભગ રૂા. ૭૫ જેટલો નફો રહેવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે હું મૂડી રોકયા વગર ગમે ત્યાં રોજ ભરીને રૂા. ૪૫ થી ૫૦ પેદા કરી લેતો તો પછી આટલી મૂડી ને આવી મહેનતને પરિણામે મ્હને સારો નફો કાં ન મલવો જોઇએ. અત્યારે કર્મકારો જેટલી ચીવટથી કામ કરેછે તેના કરતાં જરા વધારે ચીવટ ને ચાલાકી રાખે તો સ્હેજે મ્હને રૂા. ૦। ના મૂલ્ય જેટલું વધારે કામ આપી શકે. તેમજ જરા વધારે સંભાળ રાખે તો કાગળ, શાહી, ટાઇપ વગેરેનો અત્યારે થતો બગાડો સ્હેજે ૦)– જેટલો બચાવી શકે. આ પ્રમાણે જો દરેક કર્મકાર રૂા. ૦।– મ્હને રોજના વધારે આપે તો ચાર રવિવાર બાદ કરતાં મહિને દહાડે વીશે કર્મકારો મળીને રૂા. ૧૬૦ કરતાં વધારે નફો આપી શકે એમાં શક નહીં. (અલબત વધારે સારી વ્યવસ્થાથી ને દેખરેખથી જો હું કામ લઇશ તો આટલો નહીં તો પણ થોડો ઘણો વધારે નફો હું મેળવી શકીશ; પરંતુ જ્યાં સુધી કર્મકારોને આ કારખાનું પોતાનું છે એવી લાગણી ઉત્પન્ન થાય નહીં ત્યાં સુધી હું મનગમતો લાભ મેળવી શકું નહીં. હું શું કરૂં તો તેને આવી લાગણી ઉત્પન્ન થાય? હા, જો તેની સ્વાર્થવૃત્તિને લાલચ આપીને કારખાના સાથે જોડું–મ્હારા લાભમાં તેનો લાભ ને મ્હારી નુકશાનીમાં તેને નુકશાની છે એવી સ્થિતિમાં તેને મૂકું તો તેમ બનવા પામે ખરૂં. ત્યારે મ્હારે એમ કરવું જોઇએ કે મ્હને અત્યારે જે નફો મળે છે, તે કરતાં કર્મકારોની ચીવટ ભરેલી મહેનતથી જેટલું વધારે મળે તેટલું સઘળું મ્હારે રાખવું જોઇએ નહિ; પણ તેનો કેટલોક ભાગ કર્મકારોમાં વહેંચી આપવો જોઇએ. ઠીક, ત્યારે આ માસથી હું મ્હારા નફાના રૂા. ૭૫ પહેલાં જુદા કાઢી લઇશ. ને પછી તે કરતાં જેટલો વધારે નફો મલ્યો હશે તેનો અડધો અડધ ભાગ કર્મકારોને તેના પગારના પ્રમાણમાં વહેંચી આપીશ. મ્હને ખાતરી છે કે જો દરેક કર્મકાર ઉપર કહ્યા પ્રમાણે રોજ રૂા. ૦।– વધારે બચાવશે તો

માસિક રૂ. ૩ થી ૫ સુધી તેને હાલના મુસારા કરતાં વધારે મળી શકશે, આથી તેને લાગશે કે આપણે જેમ વધારે ને સારૂં કામ કરીએ છીએ તેમ તેમ આપણને જ વધારે લાભ મલતો જાય છે

આ પ્રમાણે લેકલેરે પોતાના મનમાં નિશ્ચય કીધો. ને બીજે દહાડે સવારે સાડા નવે જ્યારે સઘળા કર્મકારો છાપખાનામાં હાજર• થયા ત્યારે તેણે તેમને પોતાની પાસે બોલાવ્યા, અને પોતાનો વિચાર બરાબર સમજાવ્યો. તેણે કહ્યું કે મ્હને અત્યારે સરાસરી રૂ. ૭૫ મલે છે. પણ જો ત્હમે સારૂં સફાઇદાર કામ કરશો, આળસ કોરે મૂકી દઈ વધારે ચાલાકી વાપરશો અને સંભાળ પૂર્વક અત્યારે થતા બગાડાને અટકવશો તો મ્હારી ગણતરી પ્રમાણે રોજના રૂ. ૬। અત્યાર કરતાં વધારે બચશે. આ વધારાની રકમ માંથી અડધો અડધ ભાગ હું ત્હમને ત્હમારા પગારના પ્રમાણમાં મહિને દહાડે વહેંચી આપીશ.

સઘળા કર્મકારોને શરૂઆતમાં તો આ વાતમાં કાંઈ બહુ માલ ન જણાયો, તો પણ કાંઇક તેની લાલચ વધી અને હમેશના કરતાં સ્હેજ વધારે કાળજીથી તેઓ કામ કરવા લાગ્યા મહિનો પૂરો થયો ત્યારે લેકલેરે હિસાબ ગણી જોયો તો ફકત કર્મકારોને વહેંચવાને રૂ. ૨૫ ફાજલ પડયા આવી નજીવી રકમ આવવાથી તે નાહિમત થયો નહિ. તેણે તે રૂ. ૨૫ સઘળાને વહેંચી આપ્યા ને ફરી વાર સમજાવ્યું કે જેમ જેમ ત્હમે વધારે ચીવટ ને ચાલાકી રાખશો તેમ તેમ ત્હમને વધારે લાભ મલશે.

પહેલે જ મહિને આમ દરેકને રૂપિયો દોઢ રૂપિયો પોતાના ચાલુ મુસારા કરતાં વધારે મળ્યો એટલે લેકલેરનો ઉપદેશ તેને પોતાના સ્વાર્થનો ને કિમતી જણાયો. અને પછી તો સઘળા કર્મકારો વધારે સફાઇથી ને ઝડપથી કામ કરવા લાગ્યા, કામ કરતાં કરતાં કોઈ નકામો વખત ગુમાવતો માલમ પડે, તો તેની પાસેનો કર્મકાર

તરતજ તેને ટોકે, કોઈ કાંઇ મુંઝાય તો તરત જ તેને બીજે રસ્તે પાડે, એક બીજાને આનંદથી પરસ્પર મદદ આપે તથા તમામ ઓજારોને બહુ કાળજી પૂર્વક વાપરે અને જાણે કારખાનું પોતાનું જ છે એમ ગણી કામ કરે. આથી બીજે જ મહિને લેકલેરના હિસાબ પ્રમાણે જ પોણાબસો રૂપિયા વધારે મલ્યા. જેના અરધા તેણે કર્મકારોને વહેંચી આપ્યા. આ યોજનાથી દરેક કર્મકારમાં ઉમંગ વધતો ચાલ્યો ને લેકલેરના કારખાનામાંથી સફાઇદાર, સ્વચ્છ, નિયમિત ને વધારે કામ નીકળવા માંડયું. ઘરાકી જામવા ને વધવા લાગી જેથી પ્રેસ વધારવાની જરૂર પડી. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ પ્રમાણમાં લાભ પણ વધતો ચાલ્યો. આથી લેકલેરને ઘણો ફાયદો થયો. કર્મકારોને જે કાંઇ વધારે મળતું તે કાંઇ લેકલેરને પોતાના ગજવામાંથી કાઢીને આપવું પડતું નહિ, ઉલટું તેને તો સઘળા કર્મકારોના સરવાળા જેટલું વધારે મલતું. બે ચાર વરસમાં તો આ યોજનાથી તેના પ્રેસનું રૂપ ને રંગ ફરી ગયાં, અને જે લેકલેર રૂપિયા દોઢ રૂપિયાના રોજ માટે ઘેરઘેર રખડતો હતો તે એક મ્હોટા, સ્વચ્છ ને સફાઈદાર પ્રેસનો નામીચો માલીક થઇ પડયો; તેન કર્મકારો ચાલાક ગણાવા લાગ્યા; ને તે પણ પૈસે ટકે સારી સ્થતિમાં આવતો ગયો. છેલ્લા ચાલીશ વર્ષમાં લેકલેરે પોતાના કર્મકારોને રૂા. ૧૨૫૫૮૦૦ વહેંચી આપ્યા હતા.અત્યારે તેનો ગંજાવર પ્રેસ લૂઈ સ્ટ્રીટના નાકા પર જગપ્રસિદ્ધ નેપોલિયનના સ્મરણ સ્તંભ સામે આવેલો છે, ને ત્યાં સ્ટીમથી જ સઘળું કામ કાજ ચલાવવામાં આવેછે. મૂડીદાર ને કર્મકારનો સ્વાર્થ એક કરતી લેકલેરની આ યોજનાને ફ્રાન્સનાં ઘણાં ખરાં કારખાનાં વાળાએ સ્વીકારી છે, ને દરેકે પોતાની ચીવટનાં પ્રમાણમાં લાભ મેળવ્યો છે.

## નફાની વહેંચણી.

મી. વિલિયમ ડીકેન્સન જ્યારે મરી ગયો ત્યારે મ્હોટી મૂડી પોતાની પાછળ મૂકતો ગયો હતો. તેનો જુવાન પુત્ર મી. રીચર્ડ ડીકેન્સન બહુ બાહોશ હતો. તેને વ્યાપાર ખાતાનો ઘણો સારો ને લાંબો અનુભવ હતો. તેણે બાપની મૂડીમાંથી એક જબરી દુકાન ખોલવાનો વિચાર કીધો, ને તેમાં ૫૦ હજાર રૂપિયાની થાપણ રોકવાનું નક્કી કર્યું.

તેણે એવો વિચાર કર્યો કે બીજા બધા દુકાનદારો જે રીતે ને જેટલું કમાય છે તેના કરતાં કોઈ જુદી રીતે ને વધારે કમાવું. તે ખાતરી થી માનતો કે નફાનો મુખ્ય આધાર માલના ઉઠાવ પર છે. જો દુકાન પર ગ્રાહકોની પડાપડી જ થયાં કરતી હોય તો પ્રમાણમાં થોડે નફે એટલે કે સસ્તે ભાવે પણ માલને કાઢી નાખવામાં આવે તોય સરવાળે સારો નફો બચેછે. આથી તેણે પોતાના મનને એક સવાલ પૂછયો, કે શી યોજના કરવાથી ગ્રાહકોની હમેશને માટે પૂરતી પડાપડી થયાં જ કરે ? તેને લાગ્યું કે જો બીજી બધી દુકાનો કરતાં મ્હારી દુકાનમાં માલ કાંઈક સસ્તો ને સારો મલતો હોય તો તેઓ મ્હારે ત્યાં ખેંચાઈ આવે એટલું જ નહિ પણ જો દુકાનના વાર્ષિક નફામાંથી કાંઇક ભાગ ગ્રાહકોને વહેંચી આપવામાં આવે તો તો અવશ્ય તેઓ મ્હારી દુકાને જ ખેંચાઈ આવે. નફાની વહેંચણીથી મ્હારી દુકાનને વધારે નફો મળશે. ને તેને લીધે આ દુકાન પોતાની જ છે એવી લાગણી ઉત્પન્ન થશે. જેથી મ્હારી દુકાનની ઘરાકી વધારવા દરેક ગ્રાહક યત્ન કરશે. પરિણામે મ્હને ને તેને બંનેને લાભ થશે.

આ પ્રમાણે સસ્તે ભાવે માલ આપવાને તથા નફાની વહેંચણી કરવાને માટે તેણે ઘણો ઘણો શાંત વિચાર કરી નીચેની યોજના ઘડી કાઢી.

૧. રોકડે નાણે જ વકરો કરવો:— રોકડે નાણે વકરો કરવામાં વેચનાર તથા લેનાર બંનેને ફાયદો થાયછે. કેમકે:—

अ રૂપિયા ઘલાતા નથી— ઉધારે વેપાર કરવામાં ઘણી વાર લુચ્ચા લોકોમાં તથા અકસ્માત્ આફતમાં આવી સપડાયલા વેપારીઓમાં ઉઘરાણી સૂઈ જાયછે. રોકડ વકરામાં તેવું કદી બનવા પામતું નથી. અને આવી રીતે ઘાલ થવાથી વેપારીને જે ખોટ જાય છે તે ખોટ પોતાના માલના ભાવ ચહડાવીને જ વસુલ કરવામાં આવેછે. આથી ઘરાકોને માલ મોંઘો મળેછે. સઘળા વ્યાપારીઓ મૂડીના આવા જોખમનો બદલો માલના વેચાણમાંથી વાળેછે. પણ જે વેપારી રોકડ જ વેપાર કરે છે તેને મૂડીનું આવું જોખમ હોતું નથી. ને તેથી તે પોતાના ઘરાકને જોખમનો બદલો વાળ્યા વગર સસ્તે ભાવે માલ આપી શકેછે.

ब વ્યાજખાધ પડતી નથી— વળી ઉધારે માલ આપવામાં મૂડી રોકાઈ જવાથી જે જબરી વ્યાજખાધ પડે છે તે પણ વેચાણમાંથી વેપારીને મેળવી લેવી પડે છે. રોકડ વકરામાં આ ખાધ આવતી નથી. ને તેથી રોકડો વ્યાપાર કરનારો વ્યાપારી સસ્તે ભાવે માલ આપી શકેછે.

क મૂડીની ઉત્પાદક શકિત વધે છે—પરંતુ રોકડ વકરાનો સૌથી જબરામાંજબરો ફાયદો તો એ છે કે તેથી મૂડીની ઉત્પાદક શક્તિ ઘણી જ વધી જાય છે. રીચર્ડને લાગ્યું કે જો હું ઉધારે માલ આપ્યે જઉં તો મ્હારો અડધા લાખની મૂડીમાંથી અડધો અડધ મૂડી તો આગળ પાછળ ઉઘરાણીમાં જ રોકાયલી રહે. ને તેની પાસેથી હું કાંઇ પણ લાભ મેળવી શકું નહિ. પરંતુ જો રોકડે વકરેજ વ્યાપાર કર્યે જઉં તો તો વકરામાં આવતી મૂડીને વારંવાર પાછી મૂડી તરીકે જ રોકી શકું. ધારો કે મ્હારો અડધા લાખ રૂપિયાનો માલ હું રોકડે નાણે બે માસમાં કાઢી શકું તો ફરી ત્રીજે મહિને તેટલી જ મૂડીમાંથી બીજો માલ

લાવી શકીશ. અને એમ વરસમાં છ વખત હું આવી રીતે મૂડીની હેરવણી ફેરવણી કરીને રૂા. ત્રણ લાખનો વ્યાપાર કરી શકીશ. જ્યારે ઉધારે માલ આપીને તો હું ભાગ્યે જ લાખ દોઢ લાખનો વ્યાપાર કરી શકીશ. આમ રોકડા વ્યાપાર થી થોડી મૂડીએ વધારે વ્યાપાર થાય છે. ને તેથી મૂડીની ઉત્પાદક શક્તિ વધેછે, તે ગ્રહાકોને જ લાભ આપનારી થશે. કેમકે તેથી હું સસ્તે ભાવે માલ આપી શકીશ ને તે સાથે મ્હોટો નફો મેળવી શકીશ; ને નફામાંથી પણ ગ્રહાકોને લાભ થશે.

૨. નફાની વહેંચણી છ મહિને કરવી:—નફાની વહેંચણી કરવાને માટે તેણે એવી ગોઠવણી કરી કે વરસ દહાડામાં થઈને જે ઘરાક રૂા. ૧૦૦ કરતાં વધારે રકમનો માલ ઉપાડે તેને જ નફામાંથી ભાગ આપવો. તેથી ઓછી ઉપાડ કરનારને નહિ. આ ભાગ બરાબર રીતે વહેંચી શકાય માટે જ્યારે જ્યારે નવો ઘરાક દુકાનપર ચ્હડે ત્યારે તેને પોતાની દુકાનના નાંમની ટીકીટો આપવી, તે ટીકીટમાં તેનો નંબર નોંધવો ને તે નંબર પ્રમાણે દુકાનમાં ખાતાં રાખવાં. જ્યારે જ્યારે તેનો તે ઘરાક માલ લેવા આવે ત્યારે ત્યારે તેનો નંબર જાણી લઇ તે જેટલો ઉપાડ કરે તે તેના ખાતામાં નોંધવામાં આવે. આમ છ મહિના ચાલે એટલે દુકાનની કમાણીનો હિસાબ કરી લેવો. દુકાનનું સઘળું ખર્ચ ને મૂડીનું વ્યાજ બાદ કરીલીધા પછી જે ચોકખો નફો પરવડે તેનો $\frac{2}{4}$ ભાગ દરેક ઘરાકને તેણે લીધેલા માલના પ્રમાણમાં વહેંચી આપવો. ને બાકીનો $\frac{3}{4}$ ભાગ પોતે રાખવો.

આ પ્રમાણે યોજના તૈયાર કરીને તેણે લંડનમાં વિકટોરિયા સ્ટ્રીટના સુપ્રસિદ્ધ લતામાં દુકાન લીધી. ને તેમાં ૭ાા લાખ રૂા. નો માલ ભરી હેન્ડબીલો તથા વર્ત્તમાનપત્રો દ્વારા પોતાની યોજના બહાર મૂકી. આ નવી યોજના ચારે બાજુએ ઝહુરસથી વંચાવા

માંડી ને સઘળા વાંચનારાઓને એમ લાગ્યું કે આ યોજના ઘરાક તથા દુકાનદારનો સ્વાર્થ એક કરનારી છે. જેથી ત્યાંથી માલ લેવો આપણને ઠીક પડશે. રીચર્ડે ક્રીસ્ટમસના પવિત્ર તહેવારોમાં દુકાન ખોલવાનું મૂહૂર્ત્ત ઠરાવ્યું હતું અને તે મુજબ તે પવિત્ર દિવસોમાં તેણે પોતાનો વહીવટ શરૂ કર્યો. અગાઉથીજ લોકોને આ યોજના ગમી ગએલી હોવાથી તેણે નહિ ધારેલી એટલી બધી ગરદી દુકાનપર થઇ પડી. અને જે માલ પોતે બે માસમાં ખપાવવાની ઇચ્છા રાખતો હતો તે માલ ક્રીસ્ટમસના તહેવારમાં જ લગભગ ખપી જવા આવ્યો. ને તેને વકરામાં આવેલી રકમને પાછી મૂડી તરીકે તરતમાં જ રોકવાની ફરજ પડી. આ પ્રમાણે ભારે ઘરાકી સાથે તેની દુકાને, પહેલા છ મહિનામાં જ પાંચ લાખનો વકરો કરી આપ્યો. છ મહિના ખલાસ થતાં જ તેણે પોતાની યોજના પ્રમાણે હિસાબ કરી નફાનો $\frac{1}{2}$ ભાગ ઘરાકોને વહેંચી આપ્યો.

જ્યારે આ ભાગ વહેંચાયો ત્યારે તો આ લાભદાયક યોજનાનું અનુકરણ કરવાની હરેક વેપારીને ઉત્કટ ઇચ્છા થઇ આવી. ને ઠામઠામ તે યોજના અમલમાં મૂકવામાં આવી. પરંતુ જેટલો લાભ આ યોજનાના ઉત્પાદક મી. રીચર્ડને મળ્યો તેટલો લાભ બીજા કોઇ મેળવી શક્યા નહિ. અત્યારે પણ મી. રીચર્ડની દુકાનના કાયમના ઘરાકોની સંખ્યા ૧૨૦૫૩૩૨ ની છે. ને લંડનમાં તેનું ભવ્ય મકાન તેની વિશાળ યોજનાનો ખ્યાલ આપતું દુનિયાને ચકિત કરે છે.

## બેંક

મુંબઈવાળી સ્પીશી બેંકે પોતાની એક શાખા રાજકોટમાં ખોલી ને તેના મેનેજર તરીકે મી. પાલનજી અરદેશર ભેસાનીઆને નીમીને મોકલ્યા. રાજકોટમાં તો શું પણ આખા કાઠિયાવાડમાં કોઇ પણ જગા પર બેંક નહિ હોવાથી બધા સાધારણ વર્ગમાં તથા વ્યાપારી વર્ગમાં બેંક તે શું હશે? એવા સવાલો પૂછાવા લાગ્યા. અને બેંકનો વહીવટ શરૂ

થયા પહેલાં એક દહાડે મી. પાલનજી પોતાના ચાર પાંચ મિત્રો સાથે રેસકોર્સપર ફરવા ગયા હતા ત્યાં સરતના મકાનના પગથીઆ પર બેઠાં બેઠાં તેના મિત્રોએ આજ સવાલ પૂછયો, કે મી. પાલનજી ત્હમે બેંક ખોલવાના છો પણ બેંક તે શું ? તે વિષે અમે તથા અહીંના ઘણા લોકો કશું જાણતાજ નથી. જરા આજે સમજાવશો કે બેંક તે શું ?

પાલ૦—ત્હમારે અહીંઆં શેઠ લધા કલ્યાણજી, શેઠ ગોપાલજી દેવચંદ વગેરેની સરાફી પેઢીઓ છે ને, તેવીજ બેંક પણ સરાફી પેઢી છે.

૧ સો૦—એમ કે ? અહોહો ! અમે તો ધારતા હતા કે બેંક તે વળી કાંઇ નવાઇ ભરી યોજનઃ હશે. વારૂ, પણ આંહીતો પાંચ સાત સરાફી પેઢીઓ છે તો પછી આ નવી પેઢી ખોલવાની જરૂર શી ?

પાલ૦—સરાફી પેઢીની તથા બેંકની યોજનામાં, બંધારણમાં ને વહીવટમાં ઘણો તફાવત છે. સરાફી પેઢી વેપાર વ્યવહારની સરલતા માટે જેટલું કરી શકેછે તેના કરતાં બેંક અતિઘણું વધારે કામ બજાવી શકે છે ને સરાફી પેઢીનો પાયો એકજ માલેકની બાહોશી પર ટકેલો હોવાથી તેને ઢળી પડતાં વાર નથી લાગતી; જ્યારે બેંકનો પાયો તો ઘણોજ મજબૂત હોય છે ને તેથી લોકોનો તેમાં ઘણો વિશ્વાસ હોય છે.

૨ જો૦—એટલે ?

પાલ૦—બેંક એ એક જણની માલીકીની પેઢી નથી. પરંતુ એક જાતનું પંચાયતું છે, અને તેથી તેનો વહીવટ હરકોઇ એક જણની મુનસફી પર ન ચાલતાં બધાની સાનુમતિથી ઠરેલા કાયદા કાનુન પ્રમાણેજ નિયમિત રીતે ચાલેછે. આવી બેંકનો વહીવટ સરાફી પેઢીના કરતાં વધારે વિશ્વાસપાત્ર, દીર્ઘદૃષ્ટિવાળો, ને નફાકારક હોયછે. સરાફી પેઢીનો માલીક પોતાની મુનસફી પ્રમાણે પેઢીની મૂડીને ગમે તેવા સાહ-

સમાં સ્વચ્છંદમાં કે અનુત્પાદક વ્યયમાં વેડફી નાખવા ધારે તો તેમ કરી શકે છે. અને તેમ કરવા જતાં ઘણી વાર પેઢી પડી ભાગે છે. જ્યારે બેંકની મૂડીનો તેવો દુરૂપયોગ કદી પણ થવા પામતો નથી; અને તેનું કારણ ફકત તેનું બહુમતિનું બંધારણ છે.

૧ લો૦—એ બહુમતિનું બંધારણ જરા સમજાવશો?

પાલ૦—જુઓ, સરાફી પેઢીઓ તો ન્હાની સરખી મૂડીથી ને સાખથી ચલાવવામાં આવેછે. જ્યારે બેંક મ્હોટી મૂડી ને સાખથી ચલાવવામાં આવેછે. આ મ્હોટી મૂડી કાંઇ એક જ જણ કાઢતો નથી, પણ જુદા જુદા ભાગોમાં (શેરોમાં) તેને વેહેંચી નાખવામાં આવેછે. અને તે દરેક શેર લેનારો બેંકનાં નફા નુકશાનનો ભાગીદાર થાયછે. કેટલાક માણસો ઘણી સંખ્યામાં શેરો લે છે, જેથી તે તેના મ્હોટા ભાગીદાર ગણાય છે. આવા મ્હોટા ભાગીદારોની કંપની મળીને બેંકના કાયદા કાનુન ઠરાવે છે. ને તે કાયદા પ્રમાણે જ તે કંપનીએ નીમેલા માણસો વહીવટ કરેછે. અમારી સ્પીશી બેંકની થાપણ **૫૦ લાખની** છે. ને તે રૂપિયા દર ૫૦ રૂપિયાના ૩૦૦૦૦૦ શેરોમાં વહેંચી નાખવામાં આવેલા છે; વળી એકહજાર શેરો કે તેથી વધુ લેનારા માણસો જ તેનો વહીવટ બહુમતિથી ચલાવે છે. બહુમતિ કોને કહેવી તે તો ત્હમે જાણતા હશો. વહીવટને લગતા સવાલો મ્હોટા ભાગીદારોની મંડળી પાસે મૂકવામાં આવેછે. ને તેનો ફડચો કેમ કરવો તે સંબંધે મંડળીના દરેક મેમ્બરને પૂછવામાં આવેછે. ને પછી વધારે મેમ્બરોના મત પ્રમાણે તેનો ફડચો કરવામાં આવેછે; આને બહુમતિ કહેછે. જ્યાં જ્યાં આવી બહુ મતિનો રીવાજ હોય છે ત્યાં ત્યાં દરેક કામ બનતાં સુધી ખરા રસ્તા પર જ ચાલેછે.

૧ લો૦– વારૂ. શું સરાફી પેઢી કરતાં બેંકની સાખ વધારે હશે ?

પાલ૦– હાસ્તો વળી. તેમાં નવાઇ શી ?

૨ જો૦– તેનું કારણ શું ?

પાલ૦– બેંક પોતાની થાપણમાંથી અમુક ભાગ સરકારની બાંહેંધરીમાં રાખેછે અને સરકારનું રાજ્ય ન્યાયી, સ્થિર ને અતિ વિશ્વાસવાળું છે, આથી તેની બાહેંધરીમાં રોકેલી થાપણને લીધે બેંકના સ્થાયીપણા વિષે લોકોમાં વિશ્વાસ બેસેછે.

૩ જો૦– થાપણનો અમુક ભાગ સરકારની બાંહેધરીમાં રાખે ત્યારે બાકીની થાપણનું શું કરવામાં આવતું હશે ?

પાલ૦– તેનો કેટલોક ભાગ બેંકના હમેશના વહીવટને માટે સીલીક તરીકે તૈયાર જ રાખવામાં આવેછે. અને બાકીના ભાગનો ઉત્પાદક વ્યય કરવામાં આવેછે. એટલે કે કોઇ નફાકારક ધંધામાં રોકવામાં આવેછે.

૧ લો૦– ત્યારે બેંક વળી વ્યાપાર કરે ખરી કે?—

પાલ૦– હા. પારકે પૈસે વ્યાપાર કરવો એ તો બેંકનું પહેલું કામ. કોઇની પાસે હજાર ને કોઇની પાસે પાંચસો એવી રીતે પ્રજામાં નાણાં વહેંચાયલાં હોય છે અને તે દરેક માણસો કાંઇ વેપાર ધંધો કરવા જતાં નથી પણ તે નાણાં વ્યાજ લેવાને ખાતર બેંકમાં મૂકી આવે છે. ને બેંકોવાળા તે નાણાં વતી વ્યાપાર કરે છે. બેંકમાં નાણાં મૂકનારા બધા માણસો કંઇ એકજ વખતે નાણાં પાછા લેવા આવતા નથી. ને તેથી બેંક પોતાને ત્યાં મૂકેલ કુલ રૂપિયાનો કેટલોક ભાગ લેણદાર દેણદારની આપલે માટે સીલીકમાં રાખી કેટલોક ભાગ સાખ વધારવા તથા ટકાવી રાખવા સરકારની બાંહેધરીમાં રાખી બાકીનાં નાણાંનો વેપાર કરે છે. ત્હમે જે સોનાની ને ચાંદીની લગડી

લોછો તેમાં કેટલીક અમુક બેંકોની હોયછે તે તો ત્હમને ખબર હશેજ.

૨ જો૦—હા. નેશનલ બેંકની, ચાર્ટર બેંકની ને બીજી કેટલીક બેંકની લગડીઓ આવે છે ખરી.

૩ જો૦—વારૂ. હવે બેંક શું શું કામ કરે છે તે કહો.

પાલ૦—તેનું મુખ્ય કામ તો એજ કે નાણાં વ્યાજે લેવાં ને વ્યાજે આપવાં. વ્યાજ આપવું ઓછું ને લેવું વધારે. બેંક પોતાને ત્યાં બે પ્રકારનાં ખાતાં રાખેછે. એક ચાલુ ને બીજું બાંધી મુદતનું. જુદીજુદી બેંકો જુદીજુદી હદ સુધી ચાલુ ખાતામાં ૧૦૦ રૂ. થી ૧૦૦૦૦૦ રૂ. સુધીની રકમો રાખે છે. ને તે પર પોતાની ગરજ ને સવડ પ્રમાણે ૧ા, ૨, કે ૨ા ટકા વ્યાજ આપે છે; જ્યારે બાંધી મુદતનાં ખાતામાં તે ગમે તેટલા રૂપિયા રાખે છે ને તેપર પોતાની સવડ પ્રમાણે પણ ઘણે ભાગે ૪ા-૫ ટકા વ્યાજ રાખે છે.

૧ લો૦-એમ કેમ? પોતાને ત્યાં નાણાં મૂકનારા સઘળાને એક સરખું જ વ્યાજ આપવું જોઇએ; ચાલુ ખાતાવાળાને ઓછું ને બાંધી મુદત માટે વધારે વ્યાજ આપવાનું કારણ શું?

પાલ૦—કારણ એજ કે ચાલુ ખાતામાં જમા થયેલા રૂપિયા ગમે ત્યારે—તેનો માલીક જયારે માગે ત્યારે આપવા પડે છે; અને માલીક કયારે નાણાં લેવા આવશે તે કાંઇ ચોક્કસ કહી શકાય નહિ. આથી તે નાણાનો મ્હોટો ભાગ તેના માલીકને આપવા માટે તૈયાર ને તૈયાર જ રાખવો પડે છે, ને તેથી તેમાંથી કોઇ નિશ્ચિત વ્યાપાર થઇ શકતો નથી. આથી બેંક આવા રૂપિયા પર વધારે વ્યાજ આપતી નથી, પરંતુ બાંધી મુદતના ખાતા માટે તો બેંક નિશ્ચિંત હોય છે. ધારોકે અત્યારે એક જણ ૧૦૦૦૦ એક વરસને માટે રાખી જાય, હવે એક વરસ સુધી તો તે લેવાને માલીક આવનાર નથી એવી ખાતરી છે; જેથી તે રૂપિયા હરકોઇ સારા નફાકારક ધંધામાં એક

વરસને માટે બેંક રોકી શકે છે. આમ તે રૂપિયા પર બેંક નફો મેળવી શકે તેવું હોવાથી જ તેના પર તે વધારે વ્યાજ આપે છે.

૧ લો૦– બરાબર હવે સમજાયું.

પાલ૦–વળી આ સિવાય જેવું સરકારે પોસ્ટ ખાતાની સાથે સેવિંગ બેંકનું ખાતું રાખેલું છે તેવુંજ ખાતું દરેક બેંક રાખે છે. જેથી લોકો પોસ્ટને બદલે બેંકમાં પણ પૈસા રાખી શકે છે.

૨ જો– પરંતુ સરકારી બેંકમાં નાણું ન મૂકતાં ત્યાં તે કોણ મૂકવા જાય? શું સરકારી સાખ કરતાં બેંકની સાખ ચ્હડી?

પાલ૦—એમ નહિ,સરકારી બેંક ફક્ત ગરીબ વર્ગને માટે જ છે. ને તેથી તેમાં વરસ દહાડે રૂા. ૨૦૦ કરતાં વધારે રૂપિયા મૂકી શકાતા નથી, તેમજ કુલ રૂપિયા ૨૦૦૦ કરતાં વધારે રકમ તેમાં રાખી શકાતી નથી. વળી સરકાર ફકત ૩ા ટકાજ વ્યાજ આપે છે, જ્યારે દરેક બેંકમાં વધારે રૂપિયા સેવિંગ રાખી શકાય છે તથા વ્યાજ પણ ચાર પાંચ ટકા મલે છે આથી મધ્યમ વર્ગના લોકોને બેંકમાં નાણાં મેલવાં પાલવે છે.

૧ લો૦—વારૂ. આ સિવાય બેંક બીજું શું કરતી હશે?

પાલ૦—હુંડી અને એવાં જ બીજાં કીમતી લખતો પર, સધરની જામીનગીરી પર તથા વ્યાજબી રકમની મીલકત કબજામાં રાખી ખાસ ઠરાવેલા ભાવ તથા શરતે તે નાણાં ધીરે છે. ઘરાકોના સ્ટૉકસ, શેરો, જામીનગીરીનાં લખત, ઘરેણાં, ઝવેરાત વગેરે કીમતી તથા જોખમી ચીજો સહીસલામત રાખવાનું; પ્રોમીસરી નોટો, ડીબેન્ચર્સ, સ્ટોકસ, શેરો વગેરે વ્યાજ આપતાં લખતો પરનું વ્યાજ ઉઘરાવી આપવાનું તથા ગવરમેન્ટ પેપર અને બધી જાતના શેર, સ્ટોકસ, ડીબેન્ચર્સ ને તેવી જ જાતનાં લખતો વેચી તથા ખરીદી આપવાનું કામ તે બજાવે છે; દેશ પરદેશનાં વ્યાપારી શહેરો પરની હુંડીઓ તે આપે છે તથા લે છે જુદી જુદી ગવર્નમેન્ટની લોનો તે લે છે તથા આપેછે. મુસાફરી કરતા ગૃહસ્થોને માટે સાખપત્રી (લેટર્સ આફ ક્રેડીટ) લખી

આપે છે; ગવરમેંટ સાથેના પગાર, પેન્શન, વહેંચણી ને વ્યાજની લેવડ દેવડ કરે છે; પરદેશનો સઘળો વહીવટ બેંકની મારફત જ કરી શકાય છે. મતલબ કે સરાફી પેઢીને લગતું સઘળું કામકાજ મ્હોટા પાયા પર ને નિયમિત રીતે વિશ્વાસ્યતાથી ચલાવે છે.

૧ લો૦— વાહવાહ, ખરેખર બેંકની યોજના, વહીવટ ને બંધારણ પ્રશંસનીય છે. ત્યારે તો હવે રાજકોટના સઘળા વ્યાપારીઓ હિન્દુસ્તાનનાં ગમે તે તથા દેશાવરનાં ગમે તે મ્હોટા શહેરો સાથે વગર અડચણે વ્યવહાર ચલાવી શકશે.

પાલ૦—તેમાં શક શો? વ્યાપાર વ્યવહારની સરલતા એ બેંકના વહીવટનું મુખ્ય ફાયદાકારક પરિણામ છે, પરંતુ તેથીએ વધારે સારૂં પરિણામ તો એ છે કે જે નાણાં કોઇપણ ઉત્પાદક કાર્યમાં ન વપરાતાં જુદા જુદા આસામીઓ પાસે ભોંયમાં કે પેટીમાં સંતાયલાં પડયાં રહેતાં હતાં તે સઘળાં બેંકને લીધે મૂડી તરીકે ઉત્પાદક કાર્યમાં વપરાય છે. આથી દેશની મૂડીમાં વધારો થાય છે, આપણા દેશની બેંકો તો ઘણા ન્હાના પાયા પર ચાલે છે, પણ યૂરોપ અમેરીકાદિમાં તો જેમ સરકાર ખાસ નોટો કાઢે છે તેમ બેંકોને પણ તેવી ચલણી નોટો કાઢવાનો અખત્યાર મળેલો હોય છે. બેંકોમાં લોકોનો વિશ્વાસ હોવાથી નોટો નાણાં તરીકે વપરાય છે. ઇંગ્લાંડમાં લગભગ ૫,૦૦,૦૦,૦૦૦ રૂપિયાની બેંક-નોટોનું ચલણ છે. આવા ચલણને લીધે નાણાંભીડ જણાતી નથી ને બેંકની શાખ જ નાણાંનું કામ સરલતાથી બજાવ્યે જાય છે.

સૂર્યાસ્ત કયારનો થઇ ગયો હતો અને પૂર્વમાંથી અંધકારનો પછેડો વધતો જઇ સંસારને ઢાંકવા માંડયો હતો. જેથી આટલેથી જ વાતને પતાવી સઘળા ઉઠયા, ને ધીમે પગલે મંદ હવાની લહરીમાં વિહરતા વિહરતા તેઓ ઘર તરફ વળ્યા.



# કામની વહેંચણી.

સાંજે સાડા છ વાગ્યે બ્હારથી ફરીને જ્યારે ડોકટર જયવંતરાવ ઘરમાં આવ્યા ત્યારે દીવાનખાનામાં દત્તુ (દત્તાત્રય) અને વિલસુ એક ગોળ ટેબલ આગળ બેશી નવું આવેલું ગ્રાફીક જોતાં હતાં, તેનાં વચ્ચેનાં પૃષ્ટો પર ટાંકણી શી રીતે બનાવે છે તે દર્શાવનારાં જુદાં જુદાં બાર ચિત્ર આપેલાં હતાં અને તે પર ક્રમવાર નંબર મારેલા હતા. પરંતુ ચિત્રોની નીચે કંઇ હકીકત છાપેલ નહિ હોવાથી તે ચિત્ર શું દર્શાવે છે તે બરાબર સમજાતું હતું નહિ.

" કેમ! ભાઇ બ્હેન શું જોવામાં ગુંથાઇ ગયાં છો ?" ડોકટરે પોતાની પાઘડી ખીલી પર મૂકી કોટ ઉતારતા પૂછ્યું.

દત્તુ૦—એ તો અમે ટાંકણી કેમ બનાવે છે તેનાં ચિત્રો જોઇએ છીએ પણ કશી હકીકત આપેલી નહિ હોવાથી અમે કંઇપણ ખ્યાલ બાંધી શકતા નથી.

'લાવો મારી પાસે હું સમજાવું'' ડોકટરે એક કોચ પર બેશીને કહ્યું. આથી ભાઇ બ્હેન ઉઠી તે ગ્રાફીક લઇ કોચ પાસે ગયાં ને બાપની બંને બાજુએ બેઠાં, ડોકટરે ગ્રાફીક હાથમાં લઈ પહેલેથી તે ચિત્રો સમજાવવાનું શરૂ કર્યું.

૧ જુઓ, પહેલાં તો અહિંઆ પિત્તલનાં તારને પાતળા કરવાનું કામ ચાલે છે, એ કામ કરવાને માણસો ચકકર આગળ બેઠેલાં છે, ને તેની પાસે બજારમાંથી આણેલાં પિત્તલના તારનાં ગુંચળાં પડેલાં છે. ગુંચળાંમાંના તાર ટાંકણીઓ કરતાં ઘણા જાડા હોય છે માટે તેને ટાંકણી જેવા પાતળા ને સીધા કરવા પડે છે. આ માણસો એ તારને ચક્કર પર લપેટે છે ને પછી સોની લોકો જેમ જતરડામાં ઘાલી તારને ખેંચે છે તેમ તેઓ પણ એક લોઢાના મ્હોટા જતરડાના કાણાંમાં તે ચકકર પર લપેટેલા તારનો છેડો પરોવે છે. પછી તે છેડાને બીજા ચકકર જોડે સાંધી દઈ ફેરવે છે, એટલે તાર ખેંચાઇ પાતળો

થાય છે. હવે તે ખેંચાયલા તારને તેની પાસેનો બીજો માણસ લઈ લે છે ને આગલા કરતાં ન્હાના એટલે ઉતરતા વહેમાંથી ઉપર કહ્યા પ્રમાણે ખેંચી કાઢી વધારે પાતળો બનાવે છે. આમ અકેકથી ઉતરતા વેહમાં ચાર, પાંચ કે વધારે વાર ખેંચવાથી તે સારી પેઠે પાતળો થઈ ટાંકણી બનાવવા લાયક બને છે.

૨ ત્યાંથી એ ગુંચળાં સાફ થવાને આંહી આવે છે. આ સઘળાં પીપો ખટાશવાળા પાણીથી ભરેલાં છે. તેમાં તે ગુંચળાને પલાળી રાખવામાં આવે છે. બીજે દહાડે તે ગુંચળાં બહાર કાઢી તેને માંજીને સાફ કરવામાં આવે છે.

૩ હવે સાફ કરેલાં ગુંચળાંમાંના તારને સીધો કરવામાં આવે છે. તાર સીધો કરનારાં આ માણસો ટેબલ પાસે બેઠાં છે. ટેબલ પર લોખંડની ખીલીઓ પાસે પાસે જડેલી છે તેની વચમાં ઘાલીને તારને ખેંચવામાં આવે છે એટલે તે સીધો થાય છે.

૪ આ સીધા થયેલા તારમાંથી ત્રણ ત્રણ ચાર ચાર વારના લાંબા કકડાઓ આ માણસો કાપી કાઢે છે જ્યારે તેની પાસે બેઠેલાં આ માણસો તે કકડાઓમાંથી છ છ ટાંકણી જેવડા લાંબા કકડા કાપી કાઢે છે.

૫ આ ન્હાના કકડાઓની અણી કાઢવાનું કામ કરવાને આ છોકરાઓ મંડી ગયા છે, ને દરેકની પાસે પોલાદનું એકેક ચકકર છે. તેને તે પગવતી ફેરવે છે ને સરાણીઆ જેમ ચપ્પુ વગેરેની ધાર કાઢે છે તેમ થોડાંક તાર લઇને તે પર તેનો એક છેડો રાખીને આંગળી ફેરવીને અણી કાઢે છે.

૬ અણી નીકળેલા કકડાને તેની પાસે બેઠેલા આ છોકરાઓ લઈ લે છે. ને તેમાંથી ટાંકણી જેવડા કકડાઓ કાપી કાઢી પોતાની પાસે બેઠેલા બીજા અણી કાઢનારાઓને તે આપે છે.

૭ પાંચમાં ચિત્રમાં બતાવ્યા પ્રમાણે જ અહીં પણ અણી કાઢવાનું કામ ચાલે છે. ફેર ફકત એટલો કે પાંચમાં ચિત્રમાં અણી કાઢવાના

કકડા છ છ ટાંકણી જેવડા હતા જ્યારે અહીં ટાંકણી ટાંકણી જેવડા છે. આ છોકરાઓ એટલી તો ઝડપથી કામ કરે છે કે આપણે જોઇને છક થઈ જઇએ. એવી ગણતરી કરવામાં આવી છે કે તેઓ કલાકમાં લગભગ સોલસો કરતાં વધારે ટાંકણીની અણી કાઢે છે.

૮ હવે ટાંકણીનાં માથાંની તૈયારી કરવામાં આવે છે. અને તે કામ આ ન્હાની છોકરીઓ કરે છે. તેમની પાસે એક ચક્કર ઉપર તારનો એક કકડો જડેલો છે. ને તે બધી હાથમાં સીધી લોઢાની સળી લઈને બેઠી છે તે પેલા ચકકરને ફેરવે છે એટલે પેલા તારનો સળી પર વીંટળાઇને ગોળ આમળો પડી જાય છે. આમળો પડી ગયા પછી તે સળી ખેંચી લઇને મોટી કાતર વતી તેને કાપી કાઢે છે જે તળે રાખેલા એક વાસણમાં પડે છે, આ આમળામાંથી ટાંકણીનાં માથાં બનાવવામાં આવે છે.

૯ ટાંકણીપર ચ્હડાવતા પહેલાં તે માથાંને નરમ કરવાં પડે છે. જેથી આ માણસ તે બધાંને એકઠા કરી, લોઢાના તાવડામાં ભરી ભઠ્ઠી પર ચ્હડાવે છે. ને જ્યારે નરમ થાય છે ત્યારે ઉતારી લઈને તેને ઠંડા પડવા દે છે.

૧૦ ઠંડા પડેલાં માથાંને આ ન્હાના હારબંધ બેઠેલા છોકરાઓ ટાંકણી પર ચ્હડાવે છે. તે દરેકની આગળ ખોભણ વાળો ગજવેલનો અકેક કકડો દાટેલો છે. જુઓ તે ટાંકણીનાં જેવો જ દેખાય છે. વળી આ છોકરાઓ પાસે પગના દાબથી ઉંચી નીચી થતી હથોડીઓ છે. જે પેલા દાટેલા ગજવેલના કકડા પર પડે છે. તેની પાસે જ્યારે એક વાસણમાં નરમ થયેલાં માથાં આવે છે ત્યારે પેલા અણી કાઢેલા કકડા-માંથી એક લઈ તેના બુઠ્ઠા છેડાને તે પોલા આમળામાં ખોસે છે. તે પછી તેને પોલાદની ખોભણમાં મૂકી તે પર હથોડીના એક બે ઘા મારે છે, એટલે માથું સચોટ બેસી જાય છે. આ છોકરાઓ એટલી ઝડપથી માથાં ચોટાડે છે કે આપણે તેની પાસે કેટલીક વાર ઉભા

રહીએ છતાં આપણુને ખબર ન પડે કે તે શું કામ કરે છે. જ્યારે તેને જરા ધીમેથી કામ કરવા વિનતિ કરીએ ને તે પોતાનો હાથ જરા ધીમો પાડે ત્યારે જ તે શું કરે છે તે સમજી શકાય છે.

૧૧ આ દશ ક્રિયા પૂરી થયે જો કે ટાંકણી તૈયાર થઈ જાય છે, પણ હજી તે પિત્તળ જેવી જ પીળી હોય છે. હવે તેના પર રૂપા જેવી ચળકતી બનાવવાની ક્રિયા કરવામાં આવે છે. કલઇ ને દારૂનો રસ મિશ્ર કરીને તેમાં ટાંકણીઓ નાખી ઉકળવામાં આવે છે. થોડીક વાર ઉકળ્યા પછી ટાંકણીઓ ધોળી થઇ જાય છે.

૧૨ પરંતુ જ્યારે વાસણમાંથો તેને બહાર કાઢવામાં આવે છે ત્યારે તે. ધોળી હોય છે છતાં કશો ચળકાટ મારતી નથી તેથી તેને ઘશીને ચળકતી કરવા સારૂ ઉના થુલાના પીપમાં ભરે છે. ને તે પીપને ખૂબ ગોળ ગગડાવે છે. આથી ઘસાઇ ઘસાઈને ચળકતી થાય છે. પછી બહાર કાઢીને ઝાપટે છે એટલે થૂલું ને ટાંકણીઓ જુદાં પડે છે.

બસ આંહી ટાંકણી પૂરેપૂરી તૈયાર થાય છે. જો કે હજુ બે મ્હોટા કામ કરવાનાં બાકી રહે છે. પહેલાં તો ન્હાની મ્હોટી ટાંકણીઓ તેનાં વડ પ્રમાણે તારવી કાઢવી પડે છે ને ત્યાર પછી કાગળમાં તેને હારબંધ ખોસવી પડે છે. પણ આ બે ક્રિયાનાં ચિત્રો આમાં આપેલાં નથી. કેમ બ્હેન, હવે ત્હને આ ચિત્રો સમજાયાં ?

વિલસુ૦—હા બાપા, પણ આટલી ન્હાની સરખી ટાંકણી બનાવવાને માટે આટલાં બધાં માણસો તેની પાછલ શા સારૂ લાગતાં હશે ? શું એક માણસ ચાહે તો તે ન બનાવી શકે?

જય૦—બ્હેન, એક માણસ તે રોજ કેટલી ટાંકણી બનાવી શકે? હું તો ધારૂં છું કે તે એક પણ બનાવી શકે નહિ, પણ એમ માનીએ કે તે રોજની પચાસ ટાંકણી બનાવે તો એ વિચાર કર કે તેને કેટલું બધું કામ જાતે કરવું પડે ? તાર ખેંચવો પડશે, તેને સીધો કરવો પડશે, તે અજવાળવો પડશે, પછી કાપવો પડશે, અણી કાઢવી પડશે,

એટલું કરીને તેને સારૂં માથું ચ્હોડવાને તૈયારી કરવાંને તે થોડીવાર ઉંચી મૂકવી પડશે, વળી જોયું ને! માથું બનાવવામાં પણ ત્રણ જુદી જુદી ક્રિયા કરવાને ત્રણ માણસ લાગેલાં હતાં, પહેલાં તો તાર અમળાવવો પડે છે. ને આમળો થયા પછી તેને કાપવો પડે છે, કાપેલો કકડો નરમ થાય માટે તેને ભઠ્ઠી પર ગરમ કરવો પડે છે. પછી તે ઠંડો પડે ત્યાં સુધી બેશી રહેવું પડે છે. આટલું થયા પછી તે માથાં ટાંકણી પર ચ્હોડવાં પડે છે તે પછી તેને ધોળી કરવાનું, સાફ કરવાનું, જુદા જુદા વડ પાડવાનું ને કાગળમાં ખોસવાનું કામ બાકી રહે છે.

દત્તુ ખરી વાત છે બાપા, એક જણાથી તે ન બની શકે. આતો એટલાં બધાં કામ થયાં કે હું તો તે ગણી પણ શકતો નથી.' તો પછી તે બધાં કામ કરતાં એક માણસ કેટલો બધો ગુંચવાઇ જાય.

જય૦—જો એક માણસ એ બધું કામ કરવા લાગે તો ગુંચવાઇ ગયા વગર રહેજ નહિ, કેમકે એક માણસ એક ધંધામાં પુખ્ત રીતે માહિતગાર થાય છે તેમ તે ઘણામાં થઇ શકતો નથી. એક જ જણ લુહારનું, સુતારનું, કડીયાનુંને દરજીનું કામ કરવા માંડે તો પૂરૂં એક પણ આવડે નહિ. બધું અધુરૂં અધુરૂં જાણે, તેથી તે બરાબર થાય પણ નહિ. વળી એક કામ મૂકી બીજું કરવામાં ને બીજું કામ મૂકી ત્રીજું કરવામાં કેટલો બધો વખત જાય? મ્હેં એક ચોપાનીઆમાં વાંચ્યું છે કે આ બાર જણા મળીને રોજ પચાસ હજાર ટાંકણીઓ બનાવે છે, ને બ્હેને કહ્યું તેમ એક જણ જુદાજુદા સાંચા લઇને બધાં કામ પોતે કરવા બેસે તો મુશ્કેલીથી પચાસ ટાંકણીઓ એક દહાડામાં કરી શકે. એ હિશાબે બાર જણા મળીને દહાડાની માત્ર છસો ટાંકણીઓ બનાવે. જુઓ કેટલો બધો ફેર પડે છે. એકેક કામ વહેંચી લઇને એકેક જણ કરે છે તો પચાસ હજાર કરે છે.'કયાં છસો ને કયાં પચાસ હજાર!

વિલસુ૦—કામની વહેંચણ કરી લેવાથી ઘણો ફાયદો થાય છે એ હું હવે સારી પેઠે સમજી. પચાશ હજારને બારે ભાગીએ તો

એકેક જણને ભાગે ચાર હજાર કરતાં વધારે ટાંકણી આવે જ્યારે બિચારો એકલો માણસ ભાગ્યે જ પચાસ ટાંકણી બનાવે.

જય૦—કામની વેહેંચણીથી મહેનત આટલી બધી ઉત્પાદક બને એ સ્વાભાવિક છે કેમકે કામની વહેંચણીથી કારીગર પર બહુ સારી અસર થાય છે. મુખ્યત્વે કરીને ચાર ફાયદા કારીગરને થાય છે.

દત્તુ૦—તે કયા કયા ?

જય૦—(૧)કારીગરની ચપળતા વધે છે.(૨) કારીગરને એક કામ પરથી બીજું કામ હાથમાં નહિ લેવાનું હોવાથી વખત ઘણો બચે છે. (૩). કારીગરનું એક ખાસ ક્રિયા પરજ ચિત્ત ચોટેલું હોવાથી યોગ્ય યંત્ર શોધી કાઢવાનો ઘણો સંભવ રહે છે. (૪) દરેક કારીગર જે કામ સાથી સરસ કરી શકતો હોય તે જ કામ ઉપર તેને લગાડવવામાં આપે છે.

વિલ૦—એમાં કાંઇ બહુ સમજ ન પડી, જરા દ્રષ્ટાંતથી તે દરેક ફાયદો સમજાવશે?

જય૦—જો.

(૧) મ્હેં પહેલો ફાયદો કારીગરીની ચપળતા વધવાનો કહ્યો. આ ફાયદો સૌથી મ્હોટામાં મ્હોટો છે. કેમકે તેથી અતિ ઘણું કામ થાય છે. એક માણસને ફક્ત એકજ કામ કરવાનું હોય તો તે એવો કસાયેલો ને ચપળ થઈ જાય છે કે બીજાને આશ્ચર્ય લાગે. વિલાયતમાં બર્મિંગહામમાં પેન બનાવવાનું મ્હોટું કારખાનું છે, તેમાં કેટલાક મજુરોને ફકત તૈયાર થયેલી પેનો સંચામાંથી બહાર કાઢવાનું જ કામ હોય છે. આ તેઓ એટલી તો આશ્ચર્યકારક ઝડપથી કરે છે કે તેઓના હાથની ગતી જોનાર આંખવતી ધારીને ભાગ્યેજ જોઈ શકે. આવી ચપળતા, કારીગરને જો ફકત એકજ કામમાં ચિત્ત પરોવવાનું હોય તોજ આવી શકે છે. ત્હારા સંગીત શિક્ષકનો જ દાખલો જો. તેઓ

આખો દિવસ હારમોનિયમ વગાડવામાં મશગુલ રહે છે. તો તેની આંગળીઓ કેટલી બધી ઝડપથી તેના પર ફરી શકે છે? આપણી આંખ પણ તેની ગતિને પહોંચી શકતી નથી અને તેઓ આંખો મીચીને પણ સવળે કે અવળે હાથે, ઉભા ઉભા કે બેઠા બેઠા પણ અતી ચાલાકીથી કામ કર્યે જાય છે. વળી આપણા અહિંના સોનીઓ ગામડા. ના સોની કરતાં ઘણી ઝડપથી કામ કરી શકે છે. તેનું કારણ એટલુંજ છે કે શહેરમાં કામની વહેંચણી હોય છે. ચિતરવાનું કામ હોય છે તે ચિતરનાર કરે છે, તાર ખેંચવાનું કામ તાર ખેંચનાર કરે છે, ગુંથવાનું કામ બરાં કરે છે; એ પ્રમાણે કામની વહેંચણી થવાથી કામ જલદી થાય છે. ગામડાના સોનીઓ બધું કામ પોતે કરે છે તેથી વાર લાગે છે એટલુંજ નહિ પણ ઘાટ સારો શોભીતો ઘતો નથી.

(૨) વખતનો બચાવ તે બીજો ફાયદો છે. કામ કરનારને એક તરેહનું કામ મૂકી બીજી તરેહનું કામ પકડવાનું ન હોવાને લીધે થતો ફાયદો રોજ રેલવે સ્ટેશન ઉપર જે થાય છે તે જોતાં સહેજ માલુમ પડશે. ગાડીઓમાંથી દીવા કાઢી લેતી વખતે એક માણસ ગાડી ઉપર ચ્હડે છે ને ત્યાંથી દીવો લઇ નીચે ઉભેલા બીજા માણસને આપે છે. જે તેને દીવા મૂકવાની ગાડીમાં મૂકે છે. આ પ્રમાણે થોડી મિનિટમાં ત્રીશ ચાલીશ દીવા ઉતારે છે. હવે જો એક જ માણસ આ બધુંએ કામ કરે તો ઉપરથી બે દીવા કાઢી નીચે મૂકવાને ઉતરવું પડે, ને બીજા લેવા પાછા ઉપર ચ્હડવું પડે. આ ચ્હડ ઉતરમાંજ તેનો સઘળો વખત જાય ને તે થાકોને લોથ થઇ જાય. આથી બે મળીને જે કામ પાંચ મિનિટમાં કરી શકે છે તે એક માણસને કરતાં અડધા કલાકથી પણ વધારે વખત થાય.

(૩) યંત્રોની શોધખોળ તથા નવા સુધારા વધારાનો અતિ ઘણો સંભવ એ કામની વહેંચણીનો ત્રીજો ફાયદો છે. કેમકે તેથી કરીને મહેનત સહેલી થઇ જાય છે ને ઓછી વાપરવી પડે છે અને એક માણસ ઘણા માણસનું કામ કરી શકે છે. જ્યારે વરાળ યંત્ર પહેલ

વહેલાં થયાં ત્યારે તેમાં એક ઢાંકણું વખતસર ઉઘાડવા ઢાંકવાને એક છોકરો રાખવામાં આવ્યો હતો તેને ફકત તેજ કામ હતું અને તેણે એમ વિચાર કર્યો કે જો એ ઢાંકણું જોઇએ તે વખતે એની મેળે ઉઘડે ને વસાય તો મ્હને બધો વખત રમવાનો મળે, તેથી તેણે તે ઢાંકણાને તે યંત્રના એક બીજા ભાગ સાથે એવી રીતે દોરીથી જોડયું કે તે ઢાંકણું પોતાની મેળે જોઇએ તે વખતે ઉઘડવા વસાવા લાગ્યું. આવી રીતે જ્યારે એક માણસને ફકત એકજ કામ ઉપર હમેશાં ચિત્ત આપવાનું હોયછે ત્યારે મહેનત બચાવવા તથા કામ સારૂં કરવાના નવાં યંત્રો તથા નવી યુકિતઓ શોધી કાઢવાનો સંભવ વધે છે.

(૪) ચોથો ફાયદો એ છે કે કામની વહેંચણી કરવાથી દરેક કારીગરને જે કામ તે સઉથી સારૂં કરી શકતો હોય તે સોંપાય છે. પાંચ રૂપિયાના રોજની કિમતનું કામ કરનાર માણસને ૦ાા રૂપીઆના રોજની કિમતનું કામ કરવા રાખવામાં ઘણુંજ નુકશાન થાય છે. આપણે સુથાર બેસાડીએ ને તેને લાકડાં ખસેડવા વગેરે પરચુરણ કામ કરવાને મજુર આપીએ નહિ પણ બધું કામ તેને પોતાનેજ કરી લેવાનું કહીએ તો શું થશે? ત્રણ આના રોજનો મજુર જે કામ કરે તે કરવામાં દશ આના રોજનો સુથાર રોકાશે. આમ કરવાથી અજ્ઞાન લોકો ધારે કે મજુરનો રોજ બચ્યો પણ એમ સમજતા નથી કે સુથારનો જેટલો વખત મજુરનું કામ કરવામાં ગયો તે વખતે તેની મજુરી દશ આનાના રોજ લેખે પડી ને મજુર હોત તો તેની ત્રણ આનાના રોજ લેખે પડત, આ પ્રમાણે કામની વહેંચણીથી ચાર મ્હોટા ફાયદા થાય છે.

દત્તુ–પણ બાપા, મ્હને એક શંકા ઉત્પન્ન થાય છે, કે એક ચીજ બનાવવાને આપણે જુદાં જુદાં માણસોને તેનો અમુક અમુક ભાગ સોંપી દઈએ તો પછી આખી ચીજ સારી કે નઠારી થાય તેનું કોને માથે?

જય૦-વાહવા. બહુ સારો તર્ક દોડાવ્યો. કામની વહેંચણીનો તે ગેરફાયદો ખરો છે. પરંતુ લાભના પ્રમાણમાં તેની નુકશાની ઓછી છે અને બહુજ સારી દેખરેખથી વહેંચણીનું કામ સોંપવામાં આવે તથા તપાશીને લેવામાં આવે તો પરિણામે નુકશાની થવાનો સંભવ રહેતો નથી. બાકી કામનું જોખમ તો કોઇને માથે રહેતું નથી એ ખરૂં છે.

વિલસુ-કામનું જોખમ કેમ નહિ? જેણે જે કામ કર્યું તે સારૂં કે નઠારૂં થયું તેનું તેને માથે જોખમ.

દ૦-એમ નહિ. મ્હારો પ્રશ્ન એ છે કે આખા કામની સફળતા નિષ્ફળતાનું જોખમ કોને માથે? ધારોકે ખરાદી છે કે જે ફકત ખુરશીના આગલા પાયાજ તૈયાર કરેછે. હવે એતો ફકત નમુના પ્રમાણે દરેક અઠવાડીએ પાયાની અમુક સંખ્યા બનાવ્યો જશે. આખો ખુરશી મજબુત, દેખાવડી અને બેસવા લાયક થશે કે નહિ તે બાબતનો એને માથે કાંઇ જુમો રહેતો નથી. બીજો જણ ફકત પાછલા પાયાજ કરેછે, ત્રીજો પીઠ બનાવે છે, અને એમ જુદાં જુદાં માણસો જુદું જુદું કામ કરેછે. તે દરેક પોતાના કામપર ધ્યાન આપેછે. પરંતુ તે દરેકના કામનો સરવાળો એટલે કે જુદા જુદા તૈયાર કરેલા બધા ભાગ એકઠા કરવાથી થયેલી ખુરશી કેવી થશે તેનો જશ અપજશ કોને માથે આવશે? અલબત કોઇને માથે નહિ. આમાં કારીગરની અકકલ તથા નજરની ખુબી કેમ વધે? દિવસે દિવસે નવા ને વધારે સારી સગવડ વાળા ઘાટની ખુરશીઓ કયાંથી પેદા થાય?

વિલસુ-બરાબર છે.

જયવંત-અને કામની વહેંચણીથી એક બીજો પણ ગેરફાયદો થાય છે. તે એ કે તેથી મજુર એક નિર્જીવ યંત્ર જેવો થઈ જાયછે. એક અમુક જાતની ક્રિયા ને ઘણીજ ચપળતાથી કરેછે ખરો પણ, જો તેના કામમાં જરા પણ ફેરફાર કરવામાં આવે તો તેની ચતુરાઈ

નકામી થાય છે ને તે કંઇ ઉપયોગની રહેતી નથી. કુદરતી રીતે તેની બુદ્ધિ સારી હોય તો પણ કામની વહેંચણી અત્યંત થવાને લીધે તેના રોજના કામથી તે જરા પણ ખીલતી નથી. કારીગરને કેલવણી આપ્યાથી આ ગેરફાયદો કેટલેક દરજ્જે કમી થાય છે

આવી રીતે કામની વહેંચણીના બે ગેરફાયદા છે. પરંતુ સારી દેખરેખ અને કેલવણીથી તે ઓછા થઇ જાય છે. જ્યારે તેના ચાર મ્હોટા ફાયદા છે અને તેથી કારીગરને મૂડીદારને તથા ઘરાકને સઘળાંને ફાયદો થાયછે.

દત્તુ-ઘરાકને વળી તેમાં શાનો ફાયદો?

જય૦-કેમ નહિ. જરા પેલા ટાંકણીના દાખલા પરથીજ વિચાર કર કે જે માણસ ચાર હજાર ટાંકણી કામની વહેંચણીને લીધે રોજ બનાવે છે તેનો જેટલો ખાધા, પીધા, વગેરેનો ખર્ચ પડે છે તેટલોજ પેલો બીજો આદમી કે જે સંધુ કામ પોતાને હાથે કરીને રોજ પચાસ ટાંકણી બનાવે છે તેને પણ પડેછે. જાણે આઠ આનાનો રોજ એમનો ઠરાવેલો છે, એમ માન તો આઠ આનામાં ચાર હજાર થાયછે તે ઘરાકને સસ્તી પડશે કે તેટલામાં પચાશ થાય છે તે સસ્તી પડશે ?

દત્તુ.-ચાર હજાર વાળી સોંઘી પડશે.

જય.-કેમ વારૂ ?

દત.-કેમકે ચાર હજારને માથે આઠ આના ખર્ચ પડશે. એટલે એક આનાની પાંચસો પડશે, અને પચાસને માથે આઠ આના ખર્ચ થાય ત્યારે આનાની સવા છ ટાંકણી પડશે.

જય.-ત્યારે હવે સમજ પડી કે કામની વહેંચણીથી બધાને ફાયદો થાય છે.

વિલસુ.-હાસ્તો.



# નફાની વહેંચણી.

## (નફાના અંશ.)

ચાલુ સાલમાં મલુકચંદ શેઠે ૨૦ હજાર રૂપિયા કાપડના વ્યાપારમાં જુદે જુદે ઠેકાણે ને જુદી જુદી રીતે નીચે પ્રમાણે રોકયા.

૧. પાંચ હજાર રૂપિયામાં પોતાની જાતિ દેખરેખ નીચે જ એક દુકાન ખોલી.

૨. પાંચ હજાર રૂપિયા પોતાના એક અંગત સ્નેહીને તેવીજ કાપડની દુકાન કરવા આપ્યા.

૩. મુંબઈના મ્હોટા મ્હોટા વ્યાપારીઓની એક મંડળી ઉભી થઈ, ને તે મંડળીએ પણ કાપડનો વ્યાપાર શરૂ કર્યો. આ મંડળના રૂ ૫૦૦૦ના શેર લઈ પોતે ભાગીદાર થયા.

૪. પાંચ હજાર રૂપિયામાંથી એક બીજી દુકાન છેટેના લતામાં ખોલીને તેનો વીમો ઉતરાવી લીધો.

આ રીતે જુદાં જુદાં ચાર ઠેકાણામાં તેમણે મૂડી રોકી. અને સારા નફા સાથે એ ચારે જગ્યાનો વહીવટ ચાલવા માંડયો. મલુકચંદ શેઠ મહિને મહિને ચારે જગ્યા પરનો હિસાબ નક્કી કરી લેતા. એક વખત તેમણે ચોપડામાં પોતાના પુત્ર રવિચંદ પાસે પહેલી દુકાન ખાતે રૂ. ૧૫૦, બીજીને ખાતે રૂ. ૨૫, ત્રીજી કંપનીના રૂ. ૫૦ ને ચોથીના રૂ. ૧૪૫ જમા કરાવ્યા. આથી રવિચંદે પૂછયું.

"બાપુ, આપણે તો ચારે જગ્યામાં એક સરખા જ રૂપિયા રોકયા છે, છતાં આમ વત્તો ઓછો નફો શા માટે મળે છે? બધેથી લગભગ એક સરખી રકમ કેમ મળતી નથી?

મલુકચંદ—આપણે એવી જુદી જુદી રીતે નાણાં રોકયાં છે કે જેથી આપણને બધેથી એક સરખો નફો મળી શકે નહિ.

રવિ૦—કેમ?

મલુ૦—ત્હને ખબર છે કે નફો એટલે શું?

રવિ૦—હા. ઉત્પત્તિના કામમાં માલ તૈયાર થતા સુધી કર્મકારોનું પોષણ કરવાને તથા રાચરચીલાં પૂરાં પાડવાને તથા બીજી હરેક તરેહનું ખરચ પૂરૂં પાડવાને માટે મૂડી રોકવી પડે છે. આ મૂડી રોકનારને ઉત્પત્તિમાંથી જે હિસ્સો મળેછે તેનું નામ નફો.

મલુ૦—બરાબર છે. પરંતુ નફાને નામે મૂડીદારને જે હિસ્સો મળેછે તેમાં પણ જુદા જુદા કેટલાક અંશ છે તે ત્હને માલમ છે?

રવિ૦—નહિ.

મલુ૦—વારૂ, વ્યાપાર વગેરેમાં મૂડી રોકનારને નફો શામાટે મળવો જોઇએ? તે કહે. તેને તેની મૂડી પાછી મળે એટલે થયું, તે મૂડી ઉપરાંત વધારે શાનું માગે?

રવિ૦—કેમ નહિં? તેણે જે મૂડી કષ્ટ વેઠીને એકઠી કરી તેનો જાતે ઉપભોગ ન કર્યો અમે બીજાને કામે લગાડવા દીધી તે બદલ તેને મૂડી ઉપરાંત કાંઇ ન મળે તો શામાટે બીજાને મૂડી વાપરવા દઇ પોતે ઉપભોગ ન કરે?

મલુ૦—હં, બરાબર છે, ત્યારે પોતે ઉપભોગ ન કર્યો ને ઉત્પત્તિ કાર્યમાં તેને વાવરવા દીધી તેનો તેને બદલો મળવો જોઇએ. આ બદલાને અનુપભોગનો બદલો કહી શકાય-ખરૂં કે નહિ?

રવિ૦—હા.

મલુ૦—ત્યારે નફામાં એક અંશ તો અનુપભોગના બદલાનો હોય છે. હવે બીજો અંશ બતાવું. એમ માનો કે આપણે પુષ્કળ મૂડી રોકીને એક કારખાનું ઉભું કર્યું; કે જમીન ખેડાવી; કે વ્યાપાર શરૂ કર્યો. હવે કદાચ આગ લાગી ને રાચરચીલાં તથા માલ બળી ગયો, અથવા પાણીના ઝપાટાથી મકાન પડી ગયું ને માલ બગડી ગયો; અથવા અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, લડાઇ, તીડ વગેરેથી પાક ઉત્પન્ન ન થયો; અથવા થયેલો નાશ પામ્યો; અથવા તો આવાંજ બીજાં આકસ્મિક

કારણથી ભાવ ગગડી ગયા, ને વ્યાપારમાં જબરી ખોટ આવીઃ આ બધું જોખમ કોણ ખેડશે વારૂ? મૂડીદાર કે કર્મકાર?

રવિ૦—અલબત્ મૂડીદાર જ.

મલુ૦—ત્યારે મૂડીદારને આ બધું જોખમ વહોરવા બદલ કંઇ મળવું જોઇએ ખરૂં કે નહિ?

રવિ૦—પણ તે તો લાભની આશાએ જોખમ ખેડેછે. કયાં અમસ્થું ખેડેછે?

મલુક૦—બરાબર છે, પણ જેમ ખોટનું જોખમ તે ખમે છે તેમ લાભ મળે તેમાંથી પણ તે ભાગ પડાવે કે નહિં?

રવિ૦—હા. એમાં શક નહિં.

મલુ૦—ત્યારે નફામાં હમેશાં બીજો અંશ જોખમના બદલાનો હોય છે. જો જોખમનો બદલો કશોય મળે નહિ તો કદાપિ કોઇ જોખમ ખેડવા તૈયાર થાય નહિ. સહુને શાંતિ ને નિર્જોખમી સ્થિતિ જ ગમે છે. એ સ્થિતિનો ભોગ બદલો આપ્યા વગર કોઇ આપતું નથી. હવે એક ત્રીજો અંશ રહ્યો.

રવિ૦—તે કયો?

મલુ૦—આપણને દુકાનોના વહીવટ ઉપર કેટલી બધી દેખરેખ રાખવી પડે છે? તેનો કંઇ બદલો આપણને મળવો જોઈએ કે નહિ?

રવિ૦—પણ ત્હમારે કયાં દુકાનમાં કામકાજ કરવું પડે છે? તે તો કર્મકારો કરે છે, પછી ત્હમે બદલો શાનો માગો?

મલુક૦—મજુરી નથી કરવી પડતી, પણ દેખરેખ રાખવાને કેટલો વખત ગાળવો પડે છે, કેટલી ચિંતા વેઠવી પડે છે, કેટલી મગજમારી કરવી પડે છે ને કેટલી 'યુક્તિ પ્રયુક્તિઓ યોજવી પડે છે. આ સઘળાનું જો કશું ન મળે તો પછી તે પીડા સહન કરવાનું કારણ શું?

રવિ૦—એ તો ખરૂં.

મલુ૦—ત્યારે સમજ કે નફાને નામે મૂડીદારોને જે હિસ્સો મળે છે તેમાં ત્રણ અંશ હોય છે:— (૧) અનુપભોગનો બદલો. (૨) જોખમનો બદલો. (૩) દેખરેખ રાખવાનો બદલો. આ ત્રણ અંશ જેમ વત્તા ઓછા હોય, તેમ નફો પણ વત્તો ઓછો મળે. આપણને ચારે દુકાનમાં આ ત્રણ અંશનું પ્રમાણ વત્તું ઓછું હોવાથી નફો પણ ઓછો વત્તો મળે છે.

રવિ૦—તે કેવી રીતે. જરા સ્પષ્ટ કરી સમજાવો.

મલુ૦—જો પહેલી દુકાનમાં આપણેજ મૂડી રોકી છે, આપણે માથે જ આગ, પાણીનું તથા ખોટખાપણ વગેરેનું જોખમ રહેલું છે. તથા દેખરેખ પણ આપણે જાતે જ રાખીએ છીએ.

બીજી દુકાનમાં તો ફક્ત આપણે મૂડી જ આપી છૂટ્યા છીએ, તે દુકાનનું કશું જોખમ આપણે માથે નથી. તેમ તેનાપર આપણી કશી દેખરેખ પણ નથી, તે બંને લાલજીભાઇને માથે જ છે.

ત્રીજી કંપનીમાં આપણી અમુક મૂંડી રોકાયલી છે તેમજ કંપનીની મૂડીપરના જોખમમાં પણ આપણો હિસ્સો છે, પરંતુ તેના પરની દેખરેખ કંપનીએ નીમેલા મંત્રીઓની છે. આપણને તે કડાકૂટ કરવી પડતી નથી.

જ્યારે ચોથી દુકાનમાં મૂડી ને દેખરેખ આપણી છે; પણ દુકાનનું જોખમ આપણે માથે નથી, કેમકે દુકાનનો વીમો તથા તેની અંદરના માલનો વીમો ઉતરાવેલ છે જેથી આગ, પાણી, વીજળી, ધરતીકંપ વગેરેથી જે નુકશાન થવા પામે તે વીમા કંપનીએ ભરી આપવું પડશે. ફક્ત બજાર ભાવથી જે ખોટ વગેરેના ખાડામાં ઉતરવું પડે તેનું જ જોખમ આપણે માથે છે.

આમ ચારે દુકાનમાં જુદીજુદી જાતનો જુમ્મો આપણે માથે રહેલો છે જેથી નફો પણ તે જુમ્માના પ્રમાણમાંજ આપણને મળેછે.

રવિ૦—નફો જુદા જુદા પ્રમાણમાં મળવો જોઇએ તે તો હું સમજ્યો, પણ હવે નફો શા પ્રમાણે કેટલો મળે છે તે સમજાવો. એટલે વધારે સ્પષ્ટતાથી હું સમજી શકું.

મલુ૦—જો, આપણે દરેક વ્યાપારમાં રૂા. ૫૦૦૦ રોકેલા છે. હવે તેટલી મૂડી ઉપર અનુપભોગનો, જોખમનો ને દેખરેખનો કેટલો બદલો આપણને મળે છે તે સમજાવું.

અનુપભોગનો બદલો સારામાં સારો શાહુકાર જેટલું વ્યાજ બદલ આપી શકે તેટલો હોય છે. કશા જોખમ વગર ને કશી દેખરેખ વગર મૂડી પર જે મળી શકે તે અનુપભોગનો બદલો-ખરૂં કે નહિ?

રવિ૦—હા.

મલુ૦—ત્યારે બેંકમાં નાણાં મૂકી આવવાથી આપણને કશી દેખરેખ રાખવી પડતી નથી, તેમજ બેંકોની સ્થિતિ ને બંધારણ ઘણાં જ સારાં હોવાથી કશું જોખમ પણ વહોરવું પડતું નથી માટે બેંકો જે વ્યાજ આપેછે તે ખરેખરો અનુપભોગેનો બદલો છે. બેંક કરતાં સામાન્ય રીતે બીજે ઠેકાણેથી વ્યાજ જરા વધારે મળે છે કેમકે બીજે ઠેકાણે નાણાંનું જોખમ વધારે હોય છે. આપણને આઠ આના લેખે ચારે જગ્યા પરથી વ્યાજ પરવડે છે જેથી રૂા. ૫૦૦૦નું માસિક વ્યાજ રૂા. ૨૫ થયું એટલે કે દર મહિને આપણને રૂા. ૨૫ અનુપભોગના બદલાના મળે છે.

હવે જોખમ જોઈએ. આપણો વ્યાપાર કાપડનો હોવાથી તેને આગ પાણીનું, સડાનું, વીજળી, ધરતી કંપનું, ચોરીનું, દગાફટકાનું, ને ઘડી ઘડી ચ્હડતા ઉતરતી બજારની સ્થિતિનું જોખમ સારી પેઠે રહેલું છે. આગ પાણીનું જોખમ તો વીમા કમ્પનીઓ પોતાને માથે લઇ લે છે, ને તે બદલ આપણે માસિક રૂ. ૫ તેના લવાજમના આપવા પડે છે. પણ બજાર ભાવ, સડો, જાતફેર, દગો, ચોરી વગેરેનું જોખમ કાંઇ કોઇ માથે લેતું નથી, તે તો આપણે માથે જ રહે છે. આ

જોખમ જબરૂં છે ને તેથી આપણને લગભગ માસિક રૂ. ૨૦ તેના બદલાના મળે છે એટલે કે કુલે રૂ. ૨૫ જોખમના બદલાના મળે છે.

હવે બાકી રહી દેખરેખ. આપણી બુદ્ધિ, વ્યાપાર-કુશળતા, માહિતી, જ્ઞાન, ખંત, ઉદ્યોગ વગેરેથી સમૃદ્ધ થયેલી દેખરેખને લીધે માસિક રૂા. ૧૦૦ સુધી આપણને મળે છે. જુદા જુદા વ્યાપારી ને તેની દેખરેખના બદલામાં જુદું જુદું મળે છે આપણા કરતાં વધારે કુશળ વ્યાપારી વધારે મેળવી શકે છે તેમ અણઘડ વ્યાપારી ઓછું મેળવી શકે છે.

હવે આ ત્રણે અંશના પ્રમાણમાં આપણને ચારે વહીવટમાંથી શું મળવું જોઇએ ને શું મળે છે તે તું તારવી કાઢ.

રવિ૦—જાણે પહેલી દુકાનમાં અનુપભોગ, જોખમ ને દેખરેખ સઘળું આપણુંજ છે માટે આપણને રૂ. ૨૫ + ૨૫ + ૧૦૦ =૧૫૦ મળે.

મલુ૦—બરાબર, ને મ્હેં તેટલા જ જમા કરાવ્યા છે, જો.

રવિ૦—બીજી દુકાનમાં આપણે ફક્ત મૂડી જ આપી છૂટયા છીએ. જોખમ ને દેખરેખ આપણા નથી. માટે આપણને ફક્ત અનુપભોગના રૂ. ૨૫ જ મળે.

મલુ૦—વારૂ. તેમજ છે.

રવિ૦–ત્રીજી કંપનીમાં મૂડી ને જોખમ આપણાં છે. દેખરેખ નથી. માટે અનુપભોગ ને જોખમના બદલામાં રૂા. ૨૫+૨૫=૫૦ મળવા જોઈએ. એપણ ત્હમે જમા કરાવ્યા છે તે બરાબર છે. હવે ચોથી દુકાનમાં ત્હમે જોખમનો વીમો ઉતરાવ્યો છે. માટે અનુપભોગ ને દેખરેખના મલી રૂા. ૨૫+૧૦૦=૧૨૫ મળવા જોઈએ. પરંતુ તમે તો તેમાં રૂા. ૧૪૫ જેટલા લખાવ્યા છે. તેનું કેમ?

મલુ૦—જોખમનો વીમો ઉતરાવ્યો છે તે ખરૂં પણ સઘળા જોખમનો નહિ. ફક્ત આગપાણીના જોખમનો ને તેના બદલામાં વીમા

કંપનીને આપણે રૂા. ૫ માસિક ભરીએ છીએ, જેથી આગપાણીનું જોખમ આપણે માથેથી ગયું. પણ બીજું જોખમ તો રહ્યું. ને તે બદલ રૂા. ૨૦ મલે છે. જેથી કુલ રૂા. ૧૪૫ થયા.

રવિ૦—હા, બરાબર છે.

મલુ૦— દર મહિને આટલાજ રૂપિયા આવવા જોઈએ એમ કાંઈ નથી સમજવાનું. લગભગ આ પ્રમાણની આસપાસ આપણને મળવું જોઇએ. જેમ આપણને આ ધંધામાં મળે છે તેમ બીજે ઠેકાણે પણ તે ત્રણે અંશના પ્રમાણમાં મળ્યે જાય છે.

## કર.

આજથી સો સવાસો વરસ પહેલાં આપણા દેશમાં એટલી બધી અંધાધુની ચાલી રહી હતી કે ઘડીભર આપણને આપણા જાનમાલની કશી સલામતીની આશા નહોતી. આપણી પાસે પૈસો છે, ઘરેણાંગાંઠાં છે, માલ મીલકત છે, એવી બ્હારના લૂટારાઓને, બારવટીઆઓને, ધાડપાડુને, ચોરોને, જુલમી અમલદારોને, સુબાઓને કે બાદશાહોને ખબર પડતી કે તરત જ ગમે તેવાં બ્હાનાં કાઢી સપડાવીને કે સપડાવ્યા વગર તે લૂટી જતા. ખેડુતોના ખેતરોમાંના તૈયાર થયેલા મોલ વાટપાડુઓનાં ધાડાં કાપી જતાં. પરદેશ જતા માલ, વણજારાની પોઠો કે મુસાફર યાત્રાળુઓને લૂટી લેવામાં આવતા. માણસોને બાનામાં પકડી જઈ તેના નાક કાન કાપી લેતા ને વખતે મારી પણ નાખતા. તેમાં વળી જયારે જ્યારે હરકોઈ બે રાજાઓ વચ્ચે લડાઇ સળગતી ત્યારે ત્યારે તો રૈયતના પૂરેપૂરા ભોગ મળતા, લશ્કરો રૈયતને વેઠે પકડી જતાં, દુશ્મનોનાં ગામડાંને લૂટીને બાળી નાખતાં, કૂવા તળાવો વગેરે નવાણોમાં ઝેર નાખતાં, ખેતરો લૂટી લેતાં ને પોતાનાથી બને તેટલી ક્રૂરતા બતાવી પ્રજાને પાયમાલ કરતાં: આથી દેશ અતિ દરિદ્રી, નિર્ધન, નિરૂદ્યમ, બીકણ, ઘરકુકડી જેવો ને મરવા

વાંકે જીવનારો થઇ ગયો હતો. દેશપરદેશ સાથે વેપાર ચાલતો નહિ. ને હાય માર્યા! હાય લૂંટયા!! હાય પકડ્યા!!! એવા ફડકામાં ને ફડકામાં જ જીંદગી ગાળવી પડતી.

આજે સર્વત્ર શાંતિ છે. ગાઢ જંગલમાં પણ સોનું રૂપું ઉછાળતા ચાલ્યા જઇએ છતાં આપણું કોઈ નામ લે તેમ નથી. મરજી પડે તો બાદશાહ થઈને ફરો કે મરજી પડે તેટલો ઠાઠ રાખો. ગરીબમાં ગરીબથી તે સમર્થમાં સમર્થ સુધીમાંના કોઈનું કોઇ નામ લઈ શકતું નથી; ચોરી, લુટફાટ, મારામારી, જુલમ, અન્યાય, બળાત્કાર કે એવી બીજી ત્રાસદાયક કોઇ હીલચાલ જોવામાં જ આવતી નથી. આ સઘળા પતાપ સારા રાજ્યના છે. અંગ્રેજ સરકારના રાજ્યની વ્યવસ્થા એટલી બધી તો સરસ છે કે કોઈ કોઇના પર નજર પણ નાખી શકતું નથી. તેમ આંગળી ચીંધી શકતું નથી.

આવી સરસ રાજ્યવ્યવસ્થાનીચે આપણે છીએ ને આટલું બધું સુખ આપણે ભોગવીએ છીએ તેના બદલામાં આપણે તે રાજ્યને શું આપવું જોઇએ? સરકાર આપણે માટે જ રસ્તાઓ ને ગટરો બંધાવે છે. સ્વચ્છતા રખાવે છે, કેળવણી આપવાની ગોઠવણ કરેછે, દવાખાનાથી રોગીનાં દુઃખ મટાડે છે, લશ્કરથી વ્યવસ્થા જાલવે છે, વ્યાપાર ને જીવનની સરલતા માટે જ તાર, ટપાલ, ગાડી વગેરેનો વ્યવહાર ગોઠવે છે, ખેતીને માટે જ નહેરો ખોદાવે છે, જુલમને દાબી દેવાને માટે જ શિક્ષાઓ ઠરાવી અદાલતો રાખે છે, ને નિર્બળ સબળ તમામનું રક્ષણ કરવાને માટે જ કાયદા કાનુન ઘડી કાઢી પોતાના અધિકારી દ્વારા તેનો અમલ ચલાવે છે. આ સઘળું આપણા માટે જ કરવામાં આવે છે, અને તેથી આપણી પહેલ વહેલી ફરજ તો એ છે કે આપણે તે સઘળા ખરચના નિભાવ માટે કાંઇક આપવું જોઇએ. જો આપણે કંઈ ન આપીએ તો એ વ્યવસ્થા રાખી શકાય નહિ, ને અંતે આપણને જ દુઃખી થવું પડે; આપણે જે સુખ શાંતિ રાજ્ય પાસેથી

મેળવીએ તેના બદલામાં રાજ્યનો નિભાવ આપણે માથે વહોરવો જોઇએ. અને અત્યારે આપણે જ એ ખરચ આપીએ છીએ. આપણામાંના ઘણાકને તેની ખબર નથી પણ આપણે જ પૈસા આપી રાજયનું ખરચ નીભાવીએ છીએ.

રાજ્ય ખર્ચ નીભાવંવાને આપણે જે આપીએ છીએ તેને કર અથવા વેરો કહે છે. સરકારને વરસ દહાડે જે કરોડો રૂપિયાની ઉપજ થાય છે અને જે ઉપજમાંથી કરોડોનું ખરચ કરી ઉપલી વ્યવસ્થા જાળવવામાં આવે છે તે સઘળી ઉપજ આપણેજ સરકારને આપીએ છીએ. પરંતુ એ રકમ સરકારને એવી રીતે આપવામાં આવે છે કે તેની આપણને પોતાને જ ખબર પડતી નથી. જયારે કેટલીક રકમ તો આપણે સીધેસીધી જ સરકારના હાથમાં આપીએ છીએ. આમ કરની બે જાત પડે છે. (૧) પ્રત્યક્ષ કર, ને (૨) પરોક્ષ કર. જેની પાસેથી લેવો જોઇએ તેની પાસેથી જ લેવામાં આવે તે પ્રકારના કરને પ્રત્યક્ષ કર કહે છે. ગાડી ઘોડા ઉપરનો વેરો, બાઇસીકલ કે મોટરકાર ઉપરનો વેરો, ઘર કે ચૂલા વેરો, કમાણી ઉપરનો વેરો, વગેરે કર પ્રત્યક્ષ કર છે, કેમકે આપણે આપણી કમાણીના પ્રમાણમાં વરસ દહાડે તેટલી રોકડી રકમ ભરીએ છીએ. જો આપણે ગાડીઘોડા, સાઇકલ વગેરે રાખીએ તો આપણી પાસેથી તે પરનો વેરો લેવામાં આવે છે; પરંતુ ઘણાખરા કર એવા છે કે જે આપણે દરરોજ ભરીએ છીએ ખરા, પણ આપણને તેની ખબર પડતી નથી. જે કર જેની પાસેથી વસુલ કરવો જોઇએ તેની પાસેથી ન લેતાં બીજાની પાસેથી તે લેવામાં આવે તેને પરોક્ષ કર કહે છે. આપણી ખાધા પીધાની તમામ જણસો પર તેમજ કપડા લતાં વગેરે પર પણ સરકાર કર લે છે. પરંતુ આ કર આપણી પાસેથી લેવામાં આવતો નથી પણ વેપારી કે ખેડુ પાસેથી તે સામટો લેવામાં આવે છે. અને ખેડુ તથા વેપારી તે કર વેચાણમાંથી મેળવી લેછે જેથી અંતે તે કર આપણે જ માથે પડે છે.

મીઠું કેટલું બધું મોંઘું મળેછે. જો કે તેમાં કશી લાંબી મૂડી કે ઘણી મહેનત વાપરવી પડતી નથી. છતાં તે મોંઘું કેમ મળે છે? તેના પર સરકારનો વેરો છે. આ વેરો મીઠું બનાવનારા પાસેથી સરકાર વસુલ કરે છે. અને તે વેપારીઓ મીઠાના વેચાણમાંથી આપણી પાસેથી વેરો વસુલ કરે છે આમ કિંમતદ્વારા આપણે મીઠાનો કર ભરીએ છીએ. આવુંજ કાપડના સંબંધમાં, અનાજના સંબંધમાં તથા બીજી વસ્તુઓના સંબંધમાં સમજવું. આ બધા કર પરોક્ષ કહેવાય છે. કેમકે તે આપણે કર તરીકે પ્રત્યક્ષ રીતે સરકારના હાથમાં આપતા નથી પણ આડકતરી રીતે વસ્તુઓની કિંમતમાં વરતી આપીએ છીએ.

આ રીતે સીધી ને આડકતરી—એમ બે રીતે કર ભરાય છે. ઘણાક અજ્ઞાન માણસો કરને નકામાં ગણી તેને સરકારના જુલમની નિશાની ગણે છે. અલબત્ સરકાર મોગલાઇ ચલાવતી હોય ને રૈયતની જાન-માલની કશી સલામતી ન હોય છતાં એ તે રૈયતને રંજાડી રંજાડીને કઢાવતી હોય તો તો તે જુલમ ગણાયજ; કેમકે સરકારની ફરજ છે કે તેણે રૈયત પાસેથી લીધેલા કરના બદલામાં તેને સંરક્ષણ આપવું જ જોઇએ. પરંતુ જે રાજ્યો તરફથી રૈયતને સંપૂર્ણ સંરક્ષણ મળે છે ત્યાંની રૈયત જે કર ભરે છે તે તદ્દન વાજબી છે. આપણને અંગ્રેજ સરકાર તરફથી સારૂં સંરક્ષણ મળે છે જેથી આપણે કર ભરીએ તે આપણી કૃતજ્ઞતા છે—ફરજ છે.

ઘણે ભાગે સરકાર તરફથી કરનો બોજો એવી રીતે નાખવામાં આવે છે કે જેથી કરીને તે બોજો માણસના જીવન ઉપર ન પડતાં વિભવ ઉપર વધારે પડે. એટલે કે જીંદગીની જરૂરીઆતની ચીજો પર સામાન્ય રીતે ઓછો કર લેવામાં આવે છે પણ વિભવની વસ્તુઓ પર પ્રમાણમાં વધારે કર લેવામાં આવે છે. આથી ગરીબ વર્ગને ઘણો ફાયદો થાય છે. જો જીંદગીની જરૂરીઆતની ચીજો પર વધારે કર લેવામાં આવતો હોય તો તે ચીજો મોંઘી વેચાય અને તેથી ગરીબ વર્ગને ખરીદતાં મુશ્કેલી પડે. અંતે તેના જીવન વ્યવહારમાં ખલેલ

પહોંચે, ગરીબ વર્ગના જીવન વ્યવહારમાં ખલેલ પહોંચવાથી દેશને ભારે નુકશાન થાય છે. કેમકે દેશનો ખરો ઉત્પાદક વર્ગ તેજ છે. આથી ગરીબ વર્ગના જીવન વ્યવહારને ઓછી ખલેલ પહોંચે તેવી રીતે કર નાખવાની યોજના સરકાર કરે છે. ઇન્કમ ટેકસ અથવા કમાણી ઉપરનો વેરો લેવામાં ૧૦૦૦ થી ઓછી વાર્ષિક ઉપજવાળાને બાતલ કર્યા છે. તેની પાસેથી તે વેરો લેવામાં આવતો નથી. પણ ૧૦૦૦થી વધારે ઉપજ વાળા પાસેથી તે લેવામાં આવે છે.

ઘણીવાર માણસો એમ કહે છે કે અમેતે કર શામાટે ભરીએ? અમારે માટેજ કયાં ખાસ પોલીસના માણસો વગેરે રાખવામાં આવે છે? ખરીવાત છે કે સઘળી વ્યવસ્થા વસ્તીના દરેક જણને માટે જુદી જુદી રાખવામાં આવતી નથી. પણ આખા સમુહ પર દૃષ્ટિ રાખી રાખવામાં આવે છે. અને સર્વની સાથે દરેક માણસનું સંરક્ષણ થાય છે. આથી દરેકની ફરજ છે કે તેણે વેરો આપવો જોઇએ. જે માણસો વેરો આપવામાં આનાકાની કરે છે, કપટ કરે છે, કે દાણચોરી કરે છે તે પાપી છે, કૃતઘ્ની છે તેઓ પોતાની પવિત્ર ફરજનો ત્યાગ કરે છે.

---

## સ્પર્ધા

આગગાડીને લીધે જુદાં જુદાં સ્થાનોનાં સ્વરૂપ કેવાં બદલાઇ જાયછે તે જેતલસરનું જંકશન જોવાથી એકદમ જણાઇ આવે છે. જેતલસર ગામ કાંઇ મ્હોટું નથી, તેમ તેનું રેલવે જંકશન પણ કાંઇ ધ્યાન ખેંચે તેવું સુંદર નથી. સવાર સાંજ સ્ટેશન તરફ જાઓ તો તે છેક ઉજડ જેવું લાગે. પરંતુ બપોરના ખરા તડકામાં તેના તરફ નજર કરો તો તે જબરી દોડધામને ધમાલવાળું તથા ગીચ વસ્તી વાળું જાણે નાનું શહેર હોયની, તેમ લાગે છે. કેમકે ખરે બપોરે ત્યાં ચાર ગાડીઓ એકઠી થાય છે. ને એકી વખતે જુદી જુદી દિશામાં ઉપડી જાય છે. ગાડીઓ એકઠી થાય છે ત્યારે ત્યાં પંચરંગી

માણસોનો મેળો જોવામાં આવે છે. અને ગાડીઓ બદલવાથી તેની દોડધામ, મજુરોને પાડવામાં આવતી બુમો, નાસ્તા પાણીની ધમાલ, ગાડીઓ ચુકી જવાથી આમ તેમ થતી દોડાદોડ, ડબાઓમાં થતો કોલાહલ, ફેરીઆઓના લાંબા ઘાંટા વગેરે ધામધુમથી આપણને ભારે રમુજ પડે છે.

એક વખત મનુ અને મુકુંદ નામના બે મિત્રો મુંબઈથી નીકળી પોતાને વતન પોરબંદર જતા હતા. તેવામાં રસ્તામાં તેને વિષ્ણુપ્રસાદ નામના એક સારા કેળવાયલા ગ્રહસ્થ સાથે ઓળખાણ થઈ. આ ત્રણે જણા બપોરે બાર વાગતે જેતલસર જંકશન પર આવી પહોંચ્યા અને સ્ટેશન પર ચાલી રહેલી ધમાધમ જોવા લાગ્યા. એટલામાં “પાંચ રૂપીઆમાં આફ્રિકાની ટીકીટ” “આફ્રિકાની મુસાફરીની સોનેરી તક” એવી બૂમો મારતો માણસ જોવામાં આવ્યો. આફ્રિકાની આટલી બધી સસ્તી ટીકીટ મળતી જોઇ વિષ્ણુએ તેને પોતાની પાસે બોલાવ્યો. ને કેટલાક પ્રશ્નો પૂછી જોયા. તે પરથી જણાયું કે જર્મનીની બે સ્ટીમરો વચ્ચે હમણાં મજબુત સ્પર્ધા ચાલે છે. ને તેથી પોતાના હરીફને હંફાવી ભવિષ્યમાં આફ્રિકા વચ્ચેનો વહીવટ ફકત એકલા પોતાનાજ હાથમાં રાખવા બંને સ્ટીમરો પ્રયત્ન કરેછે, પહેલાં આવીજ હરીફાઈ મુંબઇ ને ભાવનગર વચ્ચે દોડતી સ્ટીમરોના માલીકો વચ્ચે ચાલી હતી. ને ફકત આઠ આનામાં તે સ્ટીમરો મુસાફરોને લઈ જતી હતી. થોડાંક વરસ પહેલાં તો સીલોન તરફ જતી સ્ટીમરો હરીફાઈને લીધે ઉલટા સામા પઈસા આપીને મુસાફરો લઇ જતી.

આ બધી હકીકત સાંભળીને મુકુંદ હસી પડયો. ને ટીકીટ વેચનારના ગયા પછી તે બોલ્યો કે કેવી મૂર્ખાઇ ભરેલી ચડસાચડસી. ‘દુનિયાનું નખોદજ આવી હરીફાઇમાં ગયું છે. જયાં જાઓ ત્યાં તે નુકસાનકારક સ્પર્ધા આવીને ઉભી રહે છે. ખેતીમાં, વ્યાપાર

માં કે નોકરીમાં સ્પર્ધાને લીધેજ હવે કાંઇ દમ રહ્યો નથી. ને લોકો પાયમાલ થઈ ગયા છે ’ મનુએ લંબાણથી ટેકો આપ્યો.

વિષ્ણુપ્રસાદ—મ્હને લાગેછે કે ત્હમે એકતરફી અને ઉપલક વિચાર કરીનેજ સ્પર્ધાને નીંદોછો. સ્પર્ધા એ હાનીકારક નથી પણ અતિ લાભકારક છે. સ્પર્ધાને લીધેજ સઘળી વસ્તુઓ તેની વાજબી કિંમતે વેચાય છે. મહેનતને, જમીનને તથા મુડીને સ્પર્ધાને લીધેજ વાજબી બદલો મળેછે. ગુણની તથા હુશિયારીની કિંમત સ્પર્ધા વગર થઈ શકતી નથી. સ્પર્ધા ન હોતતો ધંધા ને કારીગીરીની ખીલવણી થાત નહિ, તેમજ સ્પર્ધા ન હોતતો વસ્તુના માલીકો કર્મકારો, મૂડીદારો, જમીનદારો, વગેરે સઘળા પોતાની મરજી માફક પોતાની માલીકીની વસ્તુઓનાં વેચાણ કરત. ને તેથી ઘરાકો એટલે આપણે સઘળા પાયમાલ થઇ જાત. અર્થશાસ્ત્રના સઘળા નિયમો સ્પર્ધાના ધોરી નિયમો પરજ સ્થપાયા છે.

મનુ.–શી બાબતના અર્થશાસ્ત્રના નિયમો?

વિષ્ણુ—જુઓ, હરકોઈ વસ્તુ ઉત્પન્ન થવામાં ત્રણ અંગો કામે લાગેલાં છે. જમીન, મહેનત ને મુડી. આ ત્રણે અંગને કેવો ને કેટલો બદલો મળવો જોઇએ તેના નિયમો અર્થશાસ્ત્ર નક્કી કરી આપે છે. એટલે કે જમીનને ભાડું કેટલું મળવું જોઇએ ? મહેનતને મુસારો કેટલો મળવો જોઇએ ? ને મૂડીને નફો કેટલો મળવો જોઈએ ? આ ત્રણેનું પ્રમાણ નક્કી કરવામાં સ્પર્ધાજ ઘણીખરી મદદ કરે છે.

મુકુંદ.–જરા કૃપા કરીને સમજાવશો કે સ્પર્ધા શીરીતે તે ત્રણેને મદદ કરે છે?

વિષ્ણુ—પ્રથમ આપણે જમીન લઇએ. વસ્તુના ઉત્પાદનમાં જમીન પ્રત્યક્ષ રીતે કે પરોક્ષ રીતે મદદ કરે છે. ને તે મદદના બદલામાં જમીનના માલીકને કંઇ મળવું જોઇએ. આ બદલાને

કોઇ વીઘોટી, કોઈ ભાડું કે કોઇ ભાગ-રાજભાગ-કહે છે. જમીન-ભાડું કેટલાક દેશમાં રિવાજથી નક્કી થાય છે. ને કેટલેક ઠેકાણે સ્પર્ધાથી નકકી થાય છે. આપણે ત્યાં રિવાજથી નકકી થયેલું છે. કેમકે આપણે ત્યાં ભાગવટીનો ચાલ છે. ને ભાગવટીનું પ્રમાણ વંશ પરંપરાથીજ ચાલ્યું આવે છે. રાજા ખેડુ પાસેથી પેદાશનો અમુક હિસ્સો રિવાજ પ્રમાણે લે છે. ખેડુ તેથી ઓછું આપી શકતો નથી. ને રાજા તે કરતાં વધુ લઈ શકતો નથી. આમ રિવાજથી જ્યાં ભાડું નક્કી થઇ ગયું છે ત્યાં કાંઈ ચોકકસ નિયમ અર્થશાસ્ત્ર બાંધી શકતું નથી. પરંતુ જ્યાં સ્વર્ધાથી જમીન-ભાડું નકકી થાય છે ત્યાં અર્થશાસ્ત્રના નિયમોને અવકાશ મળે છે. વિલાયતમાં સ્પર્ધાથી જમીન ભાડું નક્કી થાય છે. જમીન ભાડું સ્પર્ધાથી નકકી થાય છે તેનો અર્થ એ કે કેટલીક સરતો કરીને જમીનનો માલીક હમેશાં સાથી વધારે કિમત આપનારને પોતાની જમીન ભાડે આપે છે. જ્યારે જમીન-ભાડાં આવી રીતે નકકી થાયછે ત્યારે બીજી કોઇ સાધારણ ચીજના વેચનાર-લેનાર વચ્ચે જેમ સોદો થાયછે તેમજ જમીનદાર ને જમીન ભાડે રાખનાર વચ્ચે થાય છે.

મુકુંદ.-વારૂ, પણ તેથી સ્પર્ધાએ જમીન-ભાડું નકકી કર્યું એમ કેમ કહેવાય ?

વિષ્ણુ-જુઓ, જમીનદાર હમેશાં પોતાની જમીનનું ભાડું જેટલું વધારે મળી શકે તેટલું વધારે લેવાને પ્રયત્ન કરે છે: અને જમીન ભાડે રાખનાર ખેડુત હમેશાં જેમ બને તેમ ઓછે ભાડે લેવા પ્રયત્ન કરે છે. હવે જો સઘળી જમીન એકજ જમીનદારની માલીકીની હોય અને બીજે કયાંઇથી તે ભાડે મળી શકતી ન હોય તો તો તે જમીનદાર ખેડુતો પાસેથી મ્હોં માગ્યું મૂલ્ય મેળવી શકે. અને બીચારા ખેડુતોને આપવું પણ પડે. પરંતુ એવી સ્થિતિ કોઇ વખતે હોતી નથી. સેંકડો જમીનદારોમાં જમીન વહેં-

આયત્તી છે. અને સઘળા જમીનદારોને તે જમીન ભાડે આપવાની ગરજ હોય છે. આથી જમીનદારોમાં અંદર અંદર ઘણીજ સ્પર્ધા ચાલે છે, દરેક જમીનદારના મનમાં એમ ધાસ્તી રહેછે કે રખેને મ્હારી જમીન ભાડે અપાયા વગર રહી જાય, ને મ્હારા બીજા હરીફોની જમીન ભાડે અપાઇ જાય, આથી તે પોતાના હરીફ કરતાં કાંઇ ઓછું ભાડું લઇને પણ પોતાની જમીન ભાડે આપી દેવા પ્રયત્ન કરે છે. આમ જમીનદારોની સ્પર્ધાને લીધે જમીનનું ભાડું ઉતરવા માંડે છે, અને જો જમીન ભાડે આપનારની સંખ્યા ઘણી ઓછી હોય ને જમીન આપનારની સંખ્યા ઘણી વધારે હોય તો જમીન-ભાડું સારી પેઠે નીચે ઉતરી જાય છે.

હવે જેમ જમીનદારોમાં ઘણી સ્પર્ધા હોયછે તેમ જમીન ભાડે રાખનારાઓમાં પણ હોય છે. સામાન્ય રીતે, બની શકે તેટલે ઓછે ભાડે જમીન ભાડે લેવાની ખેડુતને ઇચ્છા હોય છે. પણ રખેને મ્હને જમીન ન મળે ને મારા પ્રતિસ્પર્ધીઓ જમીનને ભાડે લઇલે એવી દરેક ખેડુને બીક હોય છે. આથી તે પોતાના હરીફ કરતાં થોડું ઘણું વધારે ભાડું આપીને પણ જમીન લઇ લેવા પ્રયત્ન કરેછે. આ રીતે જમીનદારોની સ્પર્ધાથી ભાડું ઉતરે છે ને ખેડુની સ્પર્ધાથી ભાડું ચ્હડે છે. આવે વખતે જમીનની ઉત્પાદક શક્તિ તરફ જમીનદાર ને ખેડુની નજર જાય છે અને સ્પર્ધાનું વલણ પણ તે તરફ વળે છે.

મનુ૦—જમીનની ઉત્પાદક શક્તિ એટલે શું?

વિષ્ણુ૦—જમીનની દ્રવ્ય ઉત્પન્ન કરવાની શક્તિ. તેમાં બે બાબત નો સમાવેશ થાય છે. જમીનની ફળદ્રુપતા ને તેની વગ પડતી સ્થિતિ. આ બંને બાબતો જે જમીનમાં વધારે હોય છે તે જમીનના ખેડાણથી ઘણો વધારે ફાયદો થાય છે. આથી આવી જમીન ભાડે રાખવાને બધા ખેડુતો ખેંચાય છે. ને તેનું ભાડું વધારે આપવાને

માટે તૈયાર થાય છે. તેજ પ્રમાણે જમીનદાર પણ તેવી ઉત્પાદક જમીનનું ભાડું વધારે મેળવવા યત્ન કરે છે. ને ઓછી ઉત્પાદક જમીન સસ્તે ભાવે જવા દે છે. આમ ખેડુત તથા જમીનદારોના સ્પર્ધા જમીનની ઉત્પાદક શક્તિ પ્રમાણે ઓછી વધારે હોય છે. ને તેને લીધે જ જમીનભાડું અંતે નક્કી થાય છે.

મુકુંદ૦—વારૂ, જમીનભાડું સ્પર્ધા શી રીતે નક્કી કરે છે, તે તો સમજાયું. પણ ત્હમે એમ આગળ કહ્યું છે કે સ્પર્ધાથી અંતે આપણને—ઘરાકને જ ફાયદો થાય છે, તે શી રીતે? ખેડુને જમીન-ભાડું વધારે આપવું પડે કે ઓછું આપવું પડે તેમાં આપણને શું?

વિષ્ણુ૦—કેમ આપણને શુ.? દરેક વસ્તુની કિમત તેના ઉત્પાદન ખરચ ઉપર આધાર રાખેછે. જે વસ્તુ તૈયાર કરવામાં વધારે ખર્ચ થાય છે તે મોંઘી વેચાય છે ને જે વસ્તુનું ઉત્પાદન ખરચ ઓછું હોય છે તે સસ્તે ભાવે વેચાય છે. આ પ્રમાણે અનાજનું ઉત્પાદન ખરચ વધે તો તે મોંઘું વેચાય ને જો ખરચ ઘટે તો સસ્તું વેચાય. હવે વસ્તુ સોંઘી મોંઘી વેચાય તે તો આપણનેજ ખમવું પડે કે નહિ.?

મનુ૦—હાસ્તો વળી. પણ ઉત્પાદન ખરચ એટલે શું?

વિષ્ણુ૦—ઉત્પાદન ખરચ એટલે હરકોઈ વસ્તુને ઉત્પન્ન કરવામાં થતું ખરચ. આમાં મુખ્યત્વે કરીને ત્રણ અંશ સમાયેલા છે-જમીનભાડું, મહેનતનો મુસારો, ને મૂડીનો નફો. હવે આમાંના હરકોઇ અંશમાં જો વધારો થાય તો સરવાળે ઉત્પાદન ખરચ પણ વધે, ને ઉત્પાદન ખરચ વધવાથી વસ્તુ મોંઘી કિમતે વેચાય. સમજાયું કે નહિ?

મુકુંદ૦—હાજી.

વિષ્ણુ૦—ત્યારે હવે આપણા જમીનના દ્રષ્ટાંત પર નજર કરો કે ખેડુને જો જમીન-ભાડું વધારે આપવું પડે તો તે પ્રમાણમાં અનાજની કિમતમાં પણ વધારો થાય કે નહિ. અને તેથી અંતે

આપણને જ નુકશાન થાય કે નહિ. સ્પર્ધા આવું નુકશાન અટકાવે છે કેમકે તે જમીનભાડું વાજબી જ ઠરાવે છે.

મનુ૦—બરાબર છે. હવે સમજાયું. પરંતુ હું પૂછુંછું કે વિલાયતની સ્પર્ધાથી જમીનભાડું નકકી કરવાની રીત સારી કે રીવાજથી બંધાયલી આપણી રીત સારી?

વિષ્ણુ૦—બંને રીતથી અમુક લાભ છે ને અમુક હાની છે. પરંતુ સરવાળે જોતાં સ્પર્ધાથી જમીન–ભાડું નક્કી કરવાની રીત વધારે સારી છે. જ્યાં સ્પર્ધાથી ભાડું નકકી થાય છે, ત્યાં અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ કે પાકનો નાશ કરનારા તેવાજ આકસ્મિક પ્રસંગોમાં ખેડુ પાયમાલ થઇ જાય છે. કેમકે એકતો પાક ઉત્પન્ન નહિ થવાથી તેની મૂડી ને મહેનત બરબાદ જાયછે અને સામું જમીનભાડું તો આપવું જ પડે છે. આવે પ્રસંગે ભાગવટી જમીનવાળા ખેડુને તેના પ્રમાણ માં ઓછું સહન કરવું પડે છે. કેમકે તેની મહેનત ને મૂડી તો બરબાદ જાય છે ખરી. પરંતુ ઉત્પન્ન થયેલા પાકનો અમુક હિસ્સો આપવાનું ઠરાવેલું હોવાથી પાક થાય કે ન થાય તો પણ તેને ગાંઠ ની મૂડીમાંથી હિસ્સો આપવાનું રહેતું નથી.

સ્પર્ધાથી જમીનભાડું નકકી કરવાની રીતનો મ્હોટામાં મ્હોટો ફાયદો એ થાય છે કે તેથી દહાડે દહાડે જમીન સુધારવાના પ્રયત્નો થાય છે. જમીનદાર જાણેછે કે જેમ જમીન વધારે ઉત્પાદક થશે તેમ મ્હને વધારે ભાડું મળશે તેથી તે જમીનને વધારે–પાક–ઉત્પાદક બનાવવા, ખાતર વગેરે નખાવી, યત્ન કરેછે; તેમ જ ખેડુ એમ સમજે છે કે ભાડું તો ભરી દીધું હવે જેટલું વધારે ઉત્પન્ન થશે તેટલું બધું મ્હને જ મલશે. માટે જેમ બને તેમ વધારે પાક ઉત્પન્ન કરવાને માટે તે મથે છે. જમીનની ઉત્પાદક શક્તિ વધાર્યા સિવાય પાક વધારે ઉત્પન્ન થતો નથી જેથી ખેડુ પણ જમીન સુધારવાનો જ યત્ન કરે છે; આમ દિવસે દિવસે જમીન વધારે વધારે કેળવાતી જાય છે.

જ્યારે આપણે ત્યાં પાકમાંથી હિસ્સો આપવાનો હોવાથી ખેડુતોના મનમાં એવી ગેરસમજ દૃઢ થઇ ગઇ છે કે મ્હારે વધારે પાક ઉત્પન્ન કરવાને કે જમીન સુધારવાને શાસારૂ યત્ન કરવો. હું જમીન વધારે સારી કરીશ ને જે વધારે પાક ઉત્પન્ન થશે તેમાંથી વધારે ભાગ સરકાર ખેંચી જશે અને તેથી મારી મહેનતનો બદલો મ્હને પ્રમાણમાં મળી શકશે નહિ. પરંતુ 'ખોદે ઉંદર ને ભોગવે ભોરીંગ' જેવું થશે. જોકે આ સમજ ખોટી ને તેની જાતને જ નુકશાન કરનારી છે, પરંતુ અજ્ઞાન ખેડુતોમાં તે એટલી બધી ઘર કરી રહી છે કે સહેલાઇથી નીકળે તેમ નથી.

આ પ્રમાણે સ્પર્ધાથી જમીનભાડું કેમ નક્કી થાય છે તે ત્હમને સમજાયું?

**મનુ૦**—હવે સ્પર્ધાથી મહેનતના મુસારા કેમ નક્કી થાયછે તે કહો.

**વિષ્ણુ**—જમીન-ભાડાંની માફક મુસારો પણ રીવાજથી અથવા સ્પર્ધાથી નકકી થાયછે. આપણા દેશમાં ઘણા ધંધાઓમાં મુસારા રીવાજથી નક્કી થયેલા છે. કડિયાઓ, સુથારો, દરજી, વગેરે કારીગરોના રોજો રીવાજથી ઠરેલા હોય છે, તેમાં કંઇ વધઘટ થતી નથી. જ્યાં આમ ચાલે છે ત્યાં આ મુસારાના દર વિષે આપણે કંઈ નિયમ આપી શકીશું નહિ; પરંતુ જે લોકો ચાકરી અગર છુટક મજુરી કરેછે તેઓમાં મુસારા સ્પર્ધાથી નકકી થાયછે. સ્પર્ધાથી નિયમિત થતા મુસારાને લાગુ પડતા ધારાઓ વિષે હું ત્હમને સમજાવીશ. આગળ કહ્યું છે તેમ જ્યાં સ્પર્ધાથી કામ ચાલે છે ત્યાં કર્મકારો ને તેમને કામે લગાડનારા વચ્ચે અમુક ચીજ વેચનાર ને લેનાર સરખો સંબંધ હોય છે, તેમને કામે લગાડનારા માણસોને મહેનત મેળવવાની જરૂર હોયછે અને કર્મકારોને પોતાની મહેનત વેચવાની હોય છે. કામે લગાડનારાઓ જેમ બને તેમ મહેનત સોંઘી મેળવવાનો યત્ન કરશે; પણ તેઓ પડાપડી કરીને મહેનત મેળવવા માંહોમાંહે સ્પર્ધા કરશે અને

તેથી મહેનતની કિમત એટલે મુસારો વધશે. ધારો કે વેપાર ઘણો તેજ ચાલે છે અને તેથી મહેનતનો ખપ ઘણોજ છે, આવે વખતે કર્મકારોને કામે લગાડનારા માણસો, જે મહેનતથી પોતે નફો મેળવી શકે તે ખોવાને બદલે ગમે તેમ કરી મુસારા વધારીને પોતાના કર્મકારોને પોતાની જ નોકરીમાં રાખશે, અને બીજે જતા અટકાવશે. કર્મકારો પોતાની મહેનત જેમ બને તેમ વધારે કિમતને સારૂ વેચવાનો યત્ન કરશે પણ તેઓની માંહોમાંહેની સ્પર્ધાને લીધે મુસારાનો દર ઉતરશે. ધારો કે એક ઠેકાણે એક કર્મકાર રાખવાની જરૂર છે ને તે નોકરી મેળવવાને ત્રણ કર્મકારો તૈયાર છે, તે ત્રણે હુશીયારીમાં બરોબર સરખા છે અને તેઓમાં અનિયંત્રિત સ્પર્ધા છે—એમ છે ત્યારે તે ત્રણમાંનો જે સૌથી ઓછો મુસારો લેવાને તૈયાર થશે તેને તે નોકરી મળશે. હવે એથી ઉલટો દાખલો લો. ધારો કે કર્મકાર એકજ છે અને તેને રાખનાર ત્રણ વેપારી છે—એમ છે ત્યારે જે સૌથી વધારે મુસારો આપવાને તૈયાર થશે તે તે કર્મકારને રાખી શકશે; આ પ્રમાણે સ્પર્ધાથી મુસારા નક્કી થાય છે.

મુકુંદ૦—પણ આતો એકજ ધંધાના કર્મકારની ત્હમે વાત કરી, જુદા જુદા ધંધાઓ ઉપર સ્પર્ધા અસર નહિ કરતી હોય ?

વિષ્ણુ૦—જે દેશોમાં સ્પર્ધાથી મુસારો નક્કી થાય છે ત્યાં પણ કંઈ બધા કર્મકારો દરેક કામને સારૂ સ્પર્ધા કરતા નથી, બધા ધંધેદાર માણસોના ચડતા ઉતરતા વર્ગ પડેલા હોય છે ને ઘણુંખરૂં એક વર્ગ માંહેના માણસો વચ્ચે જ સ્પર્ધા હોયછે. એક વર્ગના માણસો ઘણું કરીને કંઇ બીજા વર્ગના માણસોનું કામ મેળવવા સ્પર્ધા કરવા જતા નથી. જે અંગ-મહેનતનું જ કામ કરનારા માણસો છે તે કંઈ ઝીણી અક્કલ વાપરવાનું કામ લેવા સ્પર્ધા કરવા જતા નથી, તેમજ ઝીણી અકકલ વાપરવાનું કામ કરનારા કર્મકારો કંઇ બારીસ્ટરો ને ડાકટરો સાથે સ્પર્ધા કરવા જતા નથી; વળી આપણા કારીગરો પોતે જે વર્ગમાં જન્મ્યા હોય તેમાંજ જનમારો ગાળે છે.

એ વાતથી પણ જુદાં જુદાં કામોમાં મુસારાના દર જુદા જુદા થવા તરફ જ અસર થાય છે, ઘણું કરીને ખેડુતનો છોકરો ખેડુતના જ કામમાં રહેછે ને સોનીનો છોકરો સોનીનું જ કામ કરેછે. તેઓ ભાગ્યે જ બીજા ધંધામાં પડવા જાયછે.

મનુ૦—વારૂ. એતો ઠીક કે જાણે જુદા જુદા ધંધાઓ વચ્ચે આપણે ત્યાં સ્પર્ધા જ નથી, પણ એકજ ધધાના કર્મકારોને જુદાં જુદાં સ્થાનમાં જુદા જુદા મુસારા મળે છે અમદાવાદ, મુંબઇ, કે દેશમાં જોશો તો જણાઇ આવશે કે જે કારીગર દેશમાં ૦। રૂા. રોજ મેળવતો હોય તે અમદાવાદમાં ૦॥ રૂા. ને મુંબઇમાં ૧ રૂા. મેળવે છે તેનું કારણ શું ? શું તેઓ વચ્ચે સ્પર્ધા નથી ચાલતી ?

વિષ્ણુ૦—લગભગ ત્હમે ક્હોછો તેમજ છે. કર્મકારોમાં અનિયંત્રિત સ્પર્ધા હોય તો તેથી મુસારા ઘણા વધી ગયા હોય, તો તે ઘટવા તરફ વલણ થાયછે, તેમજ જો મુસારાઓ ઘણા ઉતરી ગયા હોય તો તે પાછા ઠેકાણે આવવાનું પણ વલણ તેથી જ થાય છે; પરંતુ જેટલી ઝડપથી સ્પર્ધાને લીધે જુદી જુદી જગાઓએ ચીજોની કિમત સરખી થઇ જાય છે તેટલી ઝડપથી મહેનતની કિમત એટલે મુસારા જુદી જુદી જગ્યાએ સરખા થઇ જતા નથો. અમદાવાદ ને મુંબઈમાં ઘહું જેવી ચીજના ભાવમાં, એક ગામથી બીજે ગામ લઇ જવાને જેટલું ખર્ચ પડે તેથી વધારે ફેર ઘણીવાર રહી શકે નહિ; પરંતુ મહેનતની કિમત ઉપર સ્પર્ધાની આટલી બધી ઝડપથી અસર થતી નથી. અમદાવાદનો કર્મકાર એમ જાણતો હોય કે મ્હને મુંબઇ જવાથી ઘણો ભારે મુસારો મળશે, પણ પ્રથમ તો તે બિચારા પાસે પોતાનાં છોકરાં સ્ત્રીયાં તથા ઘરબાર મુંબાઈ ઉપાડી લાવવાને ખર્ચ થાય તેટલા જ પસા નહિ હોય; વળી જે ગામમાં પોતે જન્મારો ગાળ્યો હોય ને જ્યાં સગાં સંબંધી થયાં હોય તે ગામ મૂકી બીજે જવાની પણ તેની એકદમ ઇચ્છા થાય નહિ.

આપણા દેશમાં કર્મકારો વચ્ચે સ્પર્ધા ઘણી ખરી છેજ નહિ. તેઓ બિચારા એવા અજ્ઞાન હોય છે કે તેમને પોતાનું ગામ છોડી દશ ગાઉ ઉપર બીજું ગામ હોય ત્યાં જવાનું કહો તોપણ તેમને લંકા જવા જેવું લાગે. વળી ઘણા ધંધાઓના મુસારાના દર તો રીવાજથી નક્કી થયેલા હોય એટલે તેમાં સ્પર્ધા ચાલતી જ નથી એમ કહેવાય.

મુકુંદ૦—સ્પર્ધાથી જેમ મુસારો ને જમીન ભાડું એક સરખું થવા તરફ વલણ છે તેમ બધાં ધંધાઓમાંની મૂડી પરનો નફો પણ એક સરખો થવાનું વલણ હશે.

વિષ્ણું૦—નહિ. બધા ધંધામાં નફો એક સરખો હોઈ શકે નહિ; પરંતુ એક જ વખતે એક જ દેશમાં સઘળા ધંધામાં રોકેલી મૂડી પર સ્પર્ધાને લીધે વ્યાજ એક સરખું પરવડે છે.

મનુ૦–એટલે?

વિષ્ણુ૦– જો જુદા જુદા ધંધાઓનાં મળતા નફામાંથી જોખમ, ગેરઆબરૂ અને દેખરેખ રાખવાની મહેનતના બદલા તરીકે મળતી રકમ બાદ કરવામાં આવે તો ફક્ત મૂડી ઉપરનું વ્યાજ બાકી રહેશે. અને તેનો દર એક જ દેશમાં એક જ વખતે, સઘળા ધંધાઓમાં જો સ્પર્ધા હશે તો, એક સરખો જ માલુમ પડશે. ખેડુત, ગાંધી, મોચી વગેરેના ધંધાઓમાં રોકેલી મૂડી ઉપર વ્યાજ તો એક જ જગ્યાએ ને એક જ વખતે સરખું જ પરવડવાનું. પણ તે ધંધાઓમાં મળતા નફાના દરમાં તો તે ધંધાઓમાં જોખમ, આબરૂ ને દેખરેખ રાખવાની મહેનતમાં જે પ્રમાણમાં ફેરફાર હોય તે પ્રમાણમાં ફેર પડવાનો. તેથી જુદા જુદા ધંધાઓમાં નફો એક સરખો થવાનું વલણ થાય એમ કહેવું એ ભૂલ ભરેલું છે. કારણ કે કોઇ ધંધામાં બીજા કરતાં હમેશાં વધારે જોખમ હોય છે. અને આ જોખમ ખમવા બદલ તેમાં રોકેલી મૂડીને બદલો મળવો જ જોઇએ. વળી કોઇ ધંધાઓમાં બીજા કરતાં વધારે દેખરેખ રાખવાની જરૂર પડે છે અને તે મહેનત બદલ પણ તેમાં રોકેલી મૂડી ઉપર કંઇ વધારે પરવડવું જોઇએ. તથા સ્વાભાવિક

જુદા જુદા ધંધાઓમાં પરવડતા નફાના દરમાં તો હંમેશાં કાયમ ફેરફાર હોવો જ જોઈએ. ફકત એક જ વખતે એક જ દેશમાં જુદા જુદા ધંધાઓમાં રોકેલી મૂડી ઉપરનું વ્યાજ એક સરખું હોવું જોઈએ.

મનુ૦—વ્યાજ એક સરખું જ પરવડે તેનું કારણ શું?

વિષ્ણુ૦ —જો હરકોઇ ધંધામાં રોકેલી મૂડી પર વગર જોખમે અને દેખરેખ રાખવાની કશી મુશ્કેલી વિના સારૂં વ્યાજ પરવડતું હોય તો પરિણામ એ આવે કે સઘળા મૂડીદારો પોતાની મૂડીને ઓછું વ્યાજ આપનારા બીજા ધંધાઓમાંથી ખેંચી લઇ તેમાંજ રોકવા માંડે. અને અંતે તે ધંધામાં મૂડીની છત વધી પડવાથી જેમ બધે બનેછે તેમ વ્યાજ ઓછું મળવા માંડે—જો કે વ્યાજના દરનો આધાર તો બીજી કેટલીક બાબતો પર છે પરંતુ ત્હમને આટલા પરથી પણ સમજી શકાશે. આ પ્રમાણે સ્પર્ધાથીજ જમીન ભાડું, મહેનતનો મુસારો ને મૂડીનું વ્યાજ નક્કી થાય છે.

મનુ૦—ત્હમે તો ચીજોની કિંમત પણ સ્પર્ધાથીજ નક્કી થાય છે એમ કહ્યું છે.

વિષ્ણુ૦-હા. અને તે પણ હવે ત્હમે સહેલાઈથી સમજી શકશો. વસ્તુની કિંમત તેના ઉત્પાદન ખરચના પ્રમાણમાં હોવી જોઇએ. જો કે મૂડીદારો તો વધારે નફો મેળવવાની લાલચે પોતાના કારખાનામાં પેદા થયલી વસ્તુની જેટલી મળી શકે તેટલી વધુ કિંમત મેળવવાનો યત્ન કરે છે. પરંતુ તેને હમેશાં ઉત્પાદન ખર્ચ (એટલે કે જમીન ભાડું, મુસારો ને નફો—વ્યાજ, જોખમ ને દેખરેખના બદલા) જેટલીજ કિંમત મળેછે. અને તેનું કારણ સ્પર્ધા છે. અછતને લીધે કે કંઇ બીજા કારણથી જો કોઇ વેપારીને તેના માલના ઉત્પાદન ખર્ચ કરતાં વધારે કિંમત મળી નફો થાય તો પછી ઘણા વેપારીઓ તે નફો મેળવવાને પડાપડી કરશે. બીજા ધંધામાંથી પોતાની મૂડી ખેંચી લઈ તેજ ધંધામાં રોકશે ને તેથી તે વસ્તુની છત પુષ્કળ વધી પડશે.

છત વધતાં તેની કિમત ઉતરવા માંડશે. ધારો કે એક સુતાર છે. તેને એક પેટીનું સઘળું મળી ઉત્પાદન ખરચ રૂા. ૩ પડેછે; હવે જો તે પેટીના તેને ત્રણ ને બદલે ચાર રૂપિયા મળે તો શું પરિણામ આવશે તે વિચારો. સુતારના ધંધામાં બીજા ધંધાઓ કરતાં વધારે નફો મળેછે એમ જાણી ઘણા કારીગરો પોતાનો ધંધો મૂકી આ ધંધામાં પડશે અથવા બહાર ગામના સુતારો આવીને સ્પર્ધામાં ઉતરશે. જેથી પેટીની છત વધી વડશે. ને કિમત ઉતરવા માંડશે. અંતે ઉત્પાદન ખરચ જેટલી કિમત આવીને ઉભી રહેશે. આવું સઘળા ધંધામાં બને છે.

મનુ૦—ત્યારે આ બધી વાત ઉપરથી એવા અનુમાન પર આવી શકાય કે અત્યાર સુધી આફ્રીકા ને હિન્દ વચ્ચે દોડતી સ્ટીમરો ભારે નફો મેળવતી હશે. ને તેને પરિણામે આ સ્પર્ધા શરૂ થઈ હશે.

મુકું૦—અને વળી સાથે સાથે એમ પણ કહોને કે આ સ્પર્ધાને લીધે ભાડું સસ્તું થશે ને સ્ટીમરો વાળાને અંતે વાજબી નફો મળે તેટલે સુધી ભાડાના દર આવી જશે.

વિષ્ણું૦—ત્હમારૂં અનુમાન ખરૂં છે. પણ વળી કોઇક વખતે સ્પર્ધાનું વલણ જુદા પ્રકારનું હોય છે. પોતાના હરીફોને દબાવી દઈ સઘળો વ્યાપાર એક હાથમાં લઇ લેવાની અને પછી મનગમતો નફો મેળવવાની ઘણાકના મનમાં ઇચ્છા હોય છે. આફ્રિકાવાળી આ જર્મન સ્ટીમરો વચ્ચે થયલી સ્પર્ધા આવી ઇચ્છાને લીધેજ થયલી મ્હને લાગેછે. આવે વખતે એક જણ સાહસ કરીને–પુષ્કળ ખોટ ખાઈને પણ–કિમતના દર એટલા બધા ઉતારી મૂકેછે કે સામો હરીફ તેટલી નુકશાની ખમવાને તૈયાર થતો નથી ને હરીફાઈમાંથી પાછો હઠી જાય છે. તે પોતાની મૂડીને તે ધંધામાંથી કાઢી લઈ બીજા ધંધામાં નાખે છે. જ્યારે હરીફ ખસી જાય છે ત્યારે પેલો વેપારી પોતાની ખોટ પૂરી પાડવા ઉપરાંત સારો નફો મેળવવા કિમત વધારી મૂકે છે. અત્યારે જે પાંચ રૂપિયામાં આપણુને લઇ જવાને સ્ટીમરો તૈયાર

થઇ છે તે પરથી એમ ન સમજવું કે તેને પાંચ રૂપિયામાં પરવડતું હશે. અત્યારે તો બંનેને ખોટ જતી હશે. પરંતુ ભવિષ્યના લાભની લાલચે તે ખોટ બંને સહન કરશે. વળી જો આટલેથીજ એક હરીફ નહિ ખશી જાય તો જબરો સાહસિક હરીફ મ્હને લાગે છે કે હજી પણ ભાડું ઘટાડશે ને તે એટલું બધું હલકું કરી નાખશે કે બીજાને અવશ્ય તેમાંથી ખસવું જ પડશે. ખસી જનારો હરીફ પોતાની મૂડી બીજા ધંધામાં ન રોકે ત્યાં સુધી પેલો ભાડાના દર હલકા ને હલકા જ રાખશે. અને અંતે હરીફ ખશી જતાં દર વધારી મૂકી પોતાની ખોટ પૂરી ને સારો નફો મેળવવા યત્ન કરશે.

મનુ૦— આતો વળી ત્હમે સ્પર્ધાનું નવુંજ સ્વરૂપ બતાવ્યું.

વિષ્ણુ૦—અરે, આમ સઘળો વ્યાપાર એકહથુ કરવાને માટે તો દુનિયામાં સખત સ્પર્ધા ચાલી રહી છે. ખોટ ખાઇને પણ સસ્તે ભાવે માલ વેચવાને આખી પ્રજા મહેનત કરે છે. રાજ્યો પણ પોતાની પ્રજાના ઉદ્યોગને ઉત્તેજન આપવાને માટે તીજોરીમાંથી બક્ષીસ આપી તેની ખોટ પૂરે છે તથા હરીફના માલને ખપતો અટકાવવા તેના પર જગાત વગેરેના અંકુશ મૂકે છે. આખી દુનિયામાં જ્યાં જુઓ ત્યાં સ્પર્ધા ચાલી રહી છે. તેમાં કુશળ વ્યાપારીઓ કુશલતાથી રસ્તા ખોલી કાઢીને ફાવી જાય છે ને નબળા હરીફો ખોટના ખાડામાં ઉતરી પડે છે પરંતુ અંતે સ્પર્ધાનો લાભ ગ્રાહકોને જ મળે છે.

મુકું૦—વાહવા. ત્યારે તો સ્પર્ધા બહુજ લાભદાયક.

વાતચીત આટલે પહોંચતાંજ પ્લેટફોર્મ પર ઘંટડીનો અવાજ થયો ને તેની સાથેજ ગાર્ડની સીટી તથા ગાડીની વીસલ સંભળાઇ રસ્તા પરના સીગનલે પડી જઇ પોતાની અનુમતિ દર્શાવી ને લીલા વાવટાઓ પોર્ટરોના હાથમાં હરફરવા લાગ્યા, વળાવવા આવેલાં સગાં સ્નેહીઓના "આવજો, મહેરબાની રાખજો, કાગળ પત્ર લખજો" ના અવાજો વચ્ચે ગાડીએ મુસાફરી શરૂ કરી. ને ધીમે ધીમે જંકશનની

ઘાડી ઘડમથલને પસાર કરી લીલાં ખેતરોના વચમાં પોરબંદર તરફનો રસ્તો પૂર ઝડપમાં પકડયો. આપણા મિત્ર મંડળની વાતો પણ સૃષ્ટિ લીલા જોવાને રસે બંધ પડી ગઇ.

---

## પરદેશ સાથેનો વ્યાપાર.

### અ હુંડી દ્વારા.

"વડીલનું આ સ્ટીમરમાં રૂા. ૧ લાખનું અનાજ આવ્યું છે. તે શું હવે લાખ રૂપિયાનો કોથલો ભરીને પોતાના આડતીયા ઉપર વડીલ મોકલી આપશે ? વડીલની માફક ઘણાનો માલ સ્ટીમરમાં આવ્યો છે તે બધાના રૂપિયાના કોથલા ભરીને બાપડી સ્ટીમરને પાછું જવું પડશે ! એ તો ભારે મુશ્કેલી !!

બંદર પરના પોતાના બંગલામાં ફરતાં ફરતાં મનુલાલ ઉપલા વિચાર કરતો હતો. બંગલો સારી પેઠે ઉંચો હોવાથી બારીમાંથી સામે મુંબઈના બારાનું શાંત પાણી અનેક સ્ટીમરોના ભાર નીચે દબાતું દેખાતું હતું. જે સ્ટીમરમાં મનુના વડીલ શેઠ લક્ષ્મીદાસ મૂળજીનું અનાજ આવેલ હતું, તે સ્ટીમર પણ મનુ જોઇ શકતો હતો. ને તે જોતો જોતો જ ઉપલો વિચાર કરતો હતો. તેને લાગતું હતું કે પરદેશથી કરોડોનો માલ આંહી આવે છે ને આંહીથી કરોડોનો માલ પરદેશ જ્હડે છે. આ માલની કિંમત ભરપાઇ કરવાં માટે લાખો ને કરોડો રૂપિયા કેવી રીતે મોકલવામાં આવતા હશે ? ફરવાનો વખત થઈ ગયો હતો છતાં આ વિચારમાં ડોલતા મનુએ હજુ કપડાં પણ પૂરાં પહેર્યાં નહોતાં તેવામાં એક ચાકરે ખબર આપ્યાં કે ફરવા જવા ને શેઠ સાહેબ નીચે બોલાવે છે. આથી એકદમ કપડાં પહેરી તે નીચે ગયો તો વડીલ તો ગાડીમાંજ તેમની રાહ જોતા બેઠા હતા.

ગાડી ચાલ્યા પછી પિતાએ પૂછયું: કેમ આજે કપડાં પહેરતાં વાર થઇ ?

મનુ૦—વાર તો ન થાત, પણ એક વિચારમાં પડી ગયો ને વખતનું ધ્યાન ન રહ્યું.

પિતા૦—એવો શો ગંભિર વિચાર હતો ?

મનુ૦—ગંભીર તો કંઇ નહિ મ્હને એમ લાગ્યું કે આપણું જે આ સ્ટીમરમાં એક લાખનું અનાજ આવ્યું છે તેની કિમત ભરી આપવાને માટે શું આપણને લાખ રૂપિયાનો થેલો ભરીને મોકલવો પડશે ? બધા વેપારીઓનેઆમ વખતો વખત નાણાંના કોથલા મોકલવા પડતા હશે ?

પિ૦— નહિ. નાણાં મોકલવાની કશી જરૂર નથી. આપણે સીંગાપુરવાળી એ. જોન વીલીઅમ્સની કંપનીને કયારનાં નાણાં પહોંચતાં કરી દીધા.

મનુ૦—કેવી રીતે.

પિ૦—હુંડીઓ મારફત.

મનુ૦—હુંડી મારફત કેવી રીતે?

પિ૦—આપણે સીંગાપુર માલ મોકલવાને માટે લખ્યું તેવામાં જ સીંગાપુરની હુંડીઓ વટાવે મલતી હોવાથી એક લાખની હુંડીઓ આપણે ખરીદી લીધી હતી. આ હુંડીઓ આપણે વીલીઅમ્સની કંપની પર મોકલી આપી. જેથી કંપની તે હુંડીનાં નાણાં ત્યાંથી લઈ લેશે. આથી આપણને નાણાં મોકલવાની કશી જરૂર પડશે નહિ. આપણે તો અહીંઆં જ હુંડી ખરીદતી વખતે દલાલને નાણાં ચુકવી આપ્યાં.

મનુ વિચારમાં પડી જાય છે.

પિ૦—કેમ ન સમજાયું?

મનુ૦—સીંગાપુરની હુંડી આંહી કયાંથી આવી ? કોણે લખી? કોનાપર લખી ? તેનાં નાણાં સીંગાપુરવાળી આપણી કંપનીને શામાટે મળશે? મ્હને જરા દાખલો આપી સમજાવો.

પિ૦—ઠીક. ત્યારે એમ માન કે સીંગાપુરમાં હીરજી શેઠ ને મનજી શેઠ નામના બે મ્હોટા વ્યાપારી છે. તેજ પ્રમાણે હિંદુસ્તાનમાં રવજી શેઠ ને ખીમચંદ શેઠ નામના બે મ્હોટા વ્યાપારી છે.

મનુ૦—વારૂ.

પિ૦—હવે માનો કે હીરજી શેઠે લાખ રૂપીઆનું લોખંડ હિંદુસ્તાનમાં રવજી શેઠ ઉપર મોકલ્યું.તેની સાથે આપણે સરલત.ને ખાતર એમ ધારીએ કે હિંદુસ્તાનમાંથી તેજ વખતે ખીમચંદ શેઠે ૧ લાખ રૂપિયાનું રૂ સીંગાપુર મનજી શેઠ ને મોકલ્યું. આથી હીરજી શેઠ રવજી શેઠ પાસે રૂા. ૧ લાખ માગે ને ખીમચંદ શેઠ મનજી શેઠ પાસે ૧ લાખ માગે. ખરૂં કે નહિ.

મનુ૦—બરાબર છે. અને તેથી રવજી શેઠે ૧ લાખ રૂપિયા સીંગાપુર ને મનજી શેઠે ૧ લાખ રૂપિયા હિન્દ મોકલવા જોઇએ.

પિ.૦—અથવા તો સીંગાપુરમાં મનજી શેઠ ૧લાખ રૂપિયા લઇ હીરજીશેઠને ત્યાં ભરી આવે ને હિન્દમાં રવજી શેઠ ૧ લાખ રૂપિઆ લઇ ખીમચંદ શેઠ ને ત્યાં ભરી આવે તો લેણદેણ પતી જાય ખરી કે નહિ? કેમકે હીરજી શેઠ ને લોખંડના બદલામાં ને ખીમચંદ શેઠ ને રૂના બદલામાં ૧ લાખ રૂપિયા મળવા જોઇએ. તે આ રીતે મળી જાય છે.

મનુ૦—એ તો ખરૂં. ને તેથી રૂપિયા મોકલવા કરવાની માથાકૂટ રહે નહિં પણ મનજી શેઠે હીરજી શેઠ ને ત્યાં રૂપિયા ભરવા ને રવજી શેઠે ખીમચંદ શેઠને ત્યાં રૂપિયા ભરવા જોઇએ, એની ખબર કેમ પડે? હીરજી શેઠ, રવજી શેઠ, મનજી શેઠ ને ખીમજી શેઠ, એ ચારે શેઠે આગળથી ગોઠવણ કરી રાખી હોય તો જ તેમ બની શકે.

પિ૦—બંદોબસ્ત કરવાની કે ખબર આપવાની કશી જરૂર રહેતી નથી. એ બધું કામ હુંડી બજાવે છે.

મનુ૦—કેવી રીતે ?

પિ૦—હીરજી શેઠે ૧ લાખનું લોખંડ મોકલ્યું તેની સાથેજ તે હિન્દુસ્તાનની રૂા. ૧ લાખની રવજી શેઠના નામની હુંડી લખી કાઢે છે ને તે દલાલ મારફત બજારમાં વેચવાને આપી દે છે. મનજી શેઠે હિંદમાંથી રૂા. મગાવેલ છે. માટે તેને હિંદમાં ૧ લાખ રૂપિયા આપવાના છે. જેથી તે બજારમાંથી દલાલ પાસેથી રૂા ૧ લાખ ભરી આપીને પેલી હુંડી લે છે. ને પોતાના લેણદાર ખીમચંદ શેઠ પર મોકલી આપે છે. ખીમચંદ શેઠ કાંતો જાતે જઇને ને કાંતો દલાલ કે બેંકની મારફત રવજી શેઠ ની પાસેથી રૂપિયા લઈ આવે છે આ પ્રમાણે નાણાં મોકલ્યા વગર સઘળો હિસાબ પતી જાય છે.

મનુ૦—પરંતુ પોતે જેટલા રૂપિયાનો માલ મગાવ્યો હોય તેટલા જ રૂપિયાની હુંડી તે જ વખતે દરેક વેપારીને શા રીતે મલી શકે.

પિ૦—આ તો મ્હેં સરલતાથી સમજાવવાને માટે જ સરખી આપ લે નો દાખલો લીધો. હમેશાં દરેક વખતે કંઈ આવી સરખી આપ લે હોતી નથી. પરંતુ સેંકડો વેપારીઓ હિંદમાંથી સીંગાપુર માલ ચ્હડાવે છે ને સેંકડો વેપારીઓ માલ મંગાવે છે. જે જે વેપારીઓ માલ મંગાવે છે તે સઘળાને સીંગાપુર નાણાં મોકલવાનાં હોયછે. ને માલ મોકલનાર સેંકડો વેપારીઓને સીંગાપુરથી નાણાં મગાવવાનાં હોય છે. હવે માલ મોકલનારાઓ પોતાના લેણદાર ઉપર હુંડીઓ લખી કાઢે છે ને તે હુંડીઓ દલાલને વેચાતી આપી દઇ પોતે નાણાં મેળવી લે છે. જે જે વેપારીઓને સીંગાપુર નાણાં મોકલવાનાં હોય છે તે તે સઘળા દલાલ પાસેથી સીંગાપુરની તેટલી કિંમતની હુંડીઓ પૈસા ભરી ખરીદી લે છે, ને પોતાના લેણદારો પર સીંગાપુર મોકલી આપે છે. સીંગાપુર વાળાઓ જેના નામની હુંડીઓ હોય તેની પાસેથી દલાલો દ્વારા નાણાં મેળવી લે છે. દલાલો પાસે સેંકડો હુંડીઓ વેચવાની પડી હોય છે. કોઇ વેપારીને ૧ લાખ રૂપિયાની હુંડી જોઈતી હોય ને તેટલી કદાચ બજાર-

માં ન મળી શકે તો ૧ લાખની કિંમતના જુદા જુદા કકડા તે લે છે. આ રીતે નાણું મોકલ્યા વગર હુંડીઓની આપલેથી હિસાબને લેવડ દેવડ પતી જાય છે.

મનુ૦—દલાલોને તો આ વહીવટમાં કમીશનનો લાભ મલતો હશે.

પિ૦—હાસ્તો. પણ આ રીતથી વ્યવહારમાં ઘણી સરલતા થઇ જાય છે. નાણું મોકલવા કરવામાં ઘણો વખત, ભારે ખરચ ને મુશ્કેલી પડે છે જ્યારે આમાં હરકત નડતી નથી.

આટલે સુધી વાત ચીત પહોંચતાં ગાડી એંડ સ્ટેંડ પરના સુંદર ભાગમાં આવી પહોંચી ને હંમેશના નિયમ મુજબ સેક્રેટરીએટ સામે ઉભી રહી. એટલે પિતા પુત્ર બંને નીચે ઉતર્યા ને દરિયા કિનારા પર ધીમે પગલે કોલાબા તરફ આગળ વધ્યા.

### બીલ્સ ઓફ એકસચેન્જ

મનુ૦—થોડાક આગળ વધ્યા પછી મનુએ સવાલ કર્યો કે–વિલાયતની સાથે પણ આવીજ રીતે હુંડીઓથી વહીવટ ચાલતો હશે?

પિ૦—હા. વિલાયત વગેરે યુરોપ તરફનાં દેશોની હુંડીઓ પણ અહીં જોઈએ તેટલી મળી શકે છે. ને તેથી નાણું મોકલ્યા વગર ઉપર કહ્યા પ્રમાણે વહીવટ ચાલે છે. પરંતુ યુરોપ તરફની આવી હુંડીઓને બીલ્સ ઓફ એકસચેન્જ કહે છે. તે બીલો ને હુંડીઓમાં સ્હેજસાજ તફાવત હોય છે.

મનુ૦—શો?

પિ૦—એક તો એ કે એવાં બીલો હમેશાં બેંકોની મારફતે જ આવે જાય છે. અને તે બાંધી મુદતનાં હોવાથી તે મુદત પાકતાં સુધી ચલણી નાણાં તરીકે બજારમાં તે વાપરી શકાય છે.

મનુ૦— એટલે? મ્હને જરા દૃષ્ટાંતથી સમજાવીને કહો.

પિતા૦--એમ ધાર કે આપણે માનચેસ્ટર વાળી જોન પીલની કંપની સાથે વહીવટ આરંભ્યો છે. શરૂઆતમાં તો તે કંપની આપણને પૂછાવે છે કે ત્હમે કઈ બેંક મારફતે વહીવટ રાખવા ઇચ્છોછો? ધારો કે આપણે બેંક ઑફ ઇન્ડીઆની મારફતે વહીવટ શરૂ કર્યો.

મનુ૦--બેંક વચમાં શા માટે પડે? તેને ત્હમારો શો વિશ્વાસ?

પિ૦—કાં તો તે બેંકમાં આપણી મ્હોટી રકમ અનામત હોય, કાં તો આપણે તેના ભાગીદાર હોઈએ, કાં તો બેંકને આપણી સાખમાં પુરતો વિશ્વાસ હોય ને કાંતો આપણી સહી નીચે બીજો કોઇ સારો વિશ્વાસ પાત્ર આસામી જામીન તરીકે સહી કરી આપતો હોય તો જ બેંક વચમાં પડે છે.

મનુ૦--વારૂ, પછી?

પિ૦--હવે માનો કે આપણે બા લાખ રૂપિયાનું કાપડ જોન-પીલ પાસેથી મગાવ્યું જોનપીલ આ માલ રવાના કરશે. તેની સાથે જ આપણા નામની હુંડી (બીલ) તથા માલની રસીટ બેંક પર રવાના કરશે. તે બીલ ને રસીટ માલની સાથે જ અહીં આવી પહોંચશે. બેંકમાં બીલ આવતા જ તે પર આપણી સહી લેવામાં આવશે.

મનુ૦-- સહી લેવાથી શો ફાયદો?

પિ૦--સહી કરી આપવાથી આપણે બંધાયા કે આ બીલમાં જે રકમ લખી છે તે રકમ તેમાં જણાવેલી તારીખે હું બેંકને ભરી જઈશ, આ સહી કરી આપ્યા પછી જ બેંક માલની રસીદ આપણા હાથમાં મૂકે છે. ને તે રસીદ બતાવવાથી સ્ટીમર વાળો આપણને માલ સોંપી દે છે.

જે બીલ ઉપર આપણે સહી કરી આપી તે બીલ જેટલી મુદ-તનું હોય તેટલી મુદત સુધી તે નોટોની માફક ચલણીનાણાની ગરજ સારે છે.

મનુ૦—તે કેવી રીતે?

પિ૦—ધાર કે ત્હારે બેંક પાસેથી પૈસા લેવા છે. ત્યારે ત્હને તે આ બીલ આપે છે ને તે પર પોતાની સહી કરી આપે છે.

મનુ૦— તેને સહી કરવાની જરૂર શી?

પિ૦— સહી એટલા માટે કે આ બીલમાં લખેલાં નાંણા તેમાં લખેલી મુદતે તેમાં લખેલ આસામી જો ત્હને નહિ આપે તો તે અમે (એટલે બેંક) ભરી આપીશું

મનુ૦—વાહવા. ગોઠવણ તો સારી.

પિ૦—હવે તે બીલવડે તું પણ બજારમાં સોદો કરી શકે જો ત્હારે ૦॥ લાખ રૂપિયાનું સાંચા કામ જોઈએ તો જોન ડીકસનની કંપની માં જઈ સહી કરીને આ બીલ આપે એટલે ત્હને ૦॥ લાખ રૂપિયા નો માલ આપે વળી ડીકન્સનની કંપનો પોતાના લેણદારોને પણ આ બીલ સહી કરીને આપે આમ નાણાં તરીકે તે બજારમાં ચાલે.

મનુ૦—કયાં સુધી?

પિ૦—તેની મુદત તેમાં લખેલી હોય છે. માનો કે ત્રણ મહિનાની મુદતનું બીલછે, તો તે ત્રણ મહિના સુધી આ પ્રમાણે નાણાનું કામ કરે છે, મુદત પૂરી થતાં છેલ્લે જેની પાસે બીલ આવ્યું હોય તે મૂળ આસામી પાસે એટલે કે આપણી પાસે આવીને પૈસા લઈ જાય છે. ને ત્યાર પછીથી તે બીલ રદ થાય છે. આ પ્રમાણે મુદત પાકીને જ્યારે નાણાં મળી જાય છે, ત્યારે બેંક પોતાની વિલાયતની શાખા મારફતે જૈન પીલને નાણાં પહોંચતાં કરાવે છે.

આ રીતે પરદેશ પૈસો મોકલાવ્યા વગર વ્યવહાર ચાલે છે એટલુંજ નહિ પણ આવાં સાખને આધારે લખાતાં બીલો દેશમાં નાણાંની ગરજ સારે છે. તેને લીધે વ્યાપાર વ્યવહારમાં ઘણી સરલતા રહે છે.

મનુ૦—હવે હું સમજ્યો. વારૂ આ શિવાય બીજો કશો તફાવત હુંડી ને આવાં બીલો વચ્ચે હશે કે ?

પિ૦—ના ના. પણ કંઇક એમ ખરૂં કે જે દેશોના ચલણમાં એકજ નાણું વપરાતું હોય છે, તે દેશો વચ્ચે લખાતાં આવાં બીલોને હુંડી કહેવામાં આવે છે; ને જે દેશોનાં ચલણ જુદાં જુદાં હોયછે તેની વચ્ચે લખાતાં આવાં ખતપત્રોને બીલ્સ ઑફ એકસચેન્જ કહેછે.

મનુ૦—ત્યારે તો પરદેશ સાથે વહીવટ કરનારા વ્યાપારીઓને તે દેશનાં ચલણ ને તે ચલણ સાથે આપણા ચલણનો સંબંધ વગેરે જાણવું જ જોઈએ.

પિ૦—અલબત, તે વગર ચાલે જ કેમ? જેમ ચલણનો સંબંધ જાણવો જોઇએ તેમ તોલ માપનો સંબંધ પણ જાણવો જોઇએ.

મનુ૦—સામાન્ય રીતે પરદેશના ચલણ સાથે આપણા ચલણનો સંબંધ કેવો છે?

પિ૦—પરદેશનાં ચલણોનો ને આપણા દેશી ચલણોનો સંબંધ સીધેસીધો જોડવામાં આવતો નથી. પણ ઇંગ્લાંડના સોનાના ચલણની મારફત જોડવામાં આવેછે. ઇંગ્લાંડના ચલણથી જે જે દેશો સાથે આપણને વ્યવહાર કરવાની વધારે જરૂર પડેછે તે તે દેશોના ચલણ-સંબંધ નીચે પ્રમાણે છે.

| | પૌં. | શિ. | પેન્સ. |
|---|---|---|---|
| ઇંગ્લાંડ સોવરીન. | ૧ | ૦ | ૦ |
| ફ્રાન્સ (૨૦) ફ્રેન્કસ. | ૦ | ૧૫ | ૧૦। |
| જર્મની (૨૦) માર્કસ. | ૦ | ૧૯ | ૬॥ |
| હિન્દુસ્તાન મહોર. | ૧ | ૯ | ૧ |
| જપાન (૫) યેન. | ૧ | ૦ | ૫ |
| પોર્ટુગાલ ગોલ્ડ ક્રાઉન. | ૧ | ૩ | ૧૦॥ |
| યુનાઇટેડ સ્ટેટસ [૨૦] ડૉલર. | ૪ | ૨ | ૨॥ |
| ,, (૧) ડૉલર | ૦ | ૪ | ૧। |

માપના સંબંધમાં પણ આવીજ જાતનો સંબંધ વ્યાપારીએ જાણવાની જરૂર છે.

મનુ૦—ઠીક. ત્યારે પરદેશ સાથે વેપાર ખેડતા પહેલાં આવી આવી અગત્યની ઘણી માહિતી મેળવી જોઇએ.

લગભગ કોલાબાના સ્ટેશન સુધી બંને જણા આવી પહોંચ્યા હતા. સૂર્યનો લાલગોળો પશ્ચિમના સમૂદ્રના પાણીની છેક સપાટી ઉપર જ આવી અટકયો હતો. ને ડૂબી જવાની તૈયારી કરતો હતો આથી બંને જણા પાછા ફર્યા.

क

## હુંડીના ભાવમાં થતા ફેરફાર.

પાછા ફરતાં થોડેક સુધી તો કશી વાતચીત ચાલી નહિ, ને થઇ ગયેલી વાતનું મનુલાલ મનન કરતો હોય એમ જણાયું. પાંચેક મિનિટ પછી પ્રશ્ન કર્યો જે-ત્હમે મ્હને શરૂઆતમાં એમ કહ્યું કે આપણને સીંગાપુરની હુંડીઓ વટાવે મળી ગઇ તે લઈ લીધી હતી-ખરૂં કે ?

પિ૦—હા.

મનુ૦—તે વટાવે મળી ગઈ એટલે શુ ?

પિ૦—વટાવે એટલે ઓછે ભાવે. આપણને ૦। ટકાના વટાવે ને મળી હતી. એટલે કે ૯૯॥। રૂ. ભરવાથી ૧૦૦ રૂ. ની હુંડી મળી હતી. આપણે ૧ લાખની હુંડી ખરીદી હતી તેથી આપણને ૨૫૦ રૂ. તેમાં ફાયદો થયો હતો.

મનુ૦—ત્યારે શું હુંડીના ભાવો પણ વધતા ઘટતા હશે ખરા કે ?

પિ૦—હા. હંમેશા જરાતરા ફારફેર થતા જ હોય છે. ઘણી વાર હુંડીઓ સરભર ભાવે વેચાયછે.

મનુ૦--એટલે ?

પિ૦--એટલે જેટલા રૂપિયાની હુંડી હોય તેટલાજ રૂપિયા ભરવા પડે. જેમકે ૧૦૦ રૂા. ની હુંડી ૧૦૦ રૂા. ભરવાથીજ મળે ત્યારે હુંડીના ભાવ સરભર છે એમ કહેવાય.

મનુ૦--અને વધારે ભાવ ભરવો પડે તો ?

પિ૦--ત્યારે હુંડી પ્રીમીઅમે વેચાઈ એમ કહેવાય છે. ઘણી વાર વિલાયતની હુંડીઓ પ્રીમીઅમે વેચાય છે. કદી કદી તો સેંકડે ૦ા-૦ાા કે તેથી વધારે પ્રીમીઅમ ચ્હડી જાય છે. આમ સરભર, પ્રીમીઅમ કે વટાવ એમ ત્રણ રીતે હુંડીઓ વેચાય છે.

મનુ૦--હુંડીઓના ભાવમાં આવો ફેરફાર શા કારણથી થતો હશે ?

પિ૦--જે પ્રમાણે બીજી વસ્તુઓની કિમત તેની છત ને ખપતને આધારે નક્કી થાય છે, તેમ હુંડીઓના ભાવ પણ તેનાં છત ને ખપને આધારે નક્કી થાય છે, છત ને ખપ કેવી રીતે કિમત નક્કી કરે છે તે તો ત્હને માલમ હશે જ.

મનુ૦-- હા, હું શીખ્યોછું કે કિમત એટલે સુધી ચ્હડે-ઉતરેછે કે જેથી આખરે ખપ ને છત સરખાં થાય છે. છત કરતાં ખપ વધારે હોયછે ત્યારે કિમતો ચ્હડવા માંડે છે ને જ્યારે છત વધારે હોય છે ત્યારે કિમતો ઉતરવા માંડે છે.

પિ૦--તેજ પ્રમાણે હુંડીના ભાવો સંબંધે પણ જાણવું.

મનુ૦--હુંડીઓની વળી છત ખપત કેવી ?

પિ૦-- કેમ નહિ. એમ ધારો કે આપણા દેશમાંથી વિલાયત તરફ ૧૦ લાખ રૂપિયાનો માલ ચ્હડયો. આથી આંહીના વેપારીઓ ૧૦ લાખ રૂપિયાની હુંડીઓ લખી બજારમાં વેચવા મૂકી દેશે ખરૂં કે નહિ ?

મનુ --હા.

પિ૦—હવે માનો કે તેજ વખતે વિલાયતથી ૨૦ લાખ રૂપિયા નો માલ આંહી આવ્યો છે. આથી આંહીના વેપારીઓને ૨૦ લાખ રૂપિયા વિલાયત મોકલવા પડશે. માટે તેઓ ૨૦ લાખની હુંડીઓ મેળવવા યત્ન કરશે. પણ બજારમાં હુંડીઓ તો ૧૦ લાખ સુધીની જ મળી શકે તેમ છે એટલે કે છત કરતાં ખપ બમણો છે જેથી વેપારીઓ પડાપડી કરીને પણ--વધારે ભાવ આપીને પણ-હુંડીઓ મેળવવા યત્ન કરશે; ને તેથી વધારે ભાવે એટલે પ્રીમીઅમે હુંડીઓ વેચાશે.

મનુ૦--આ વખતે વિલાયતમાં આપણી હુંડીઓનું બજાર કેવું હશે ?

પિ૦—આ વખતે અહીંઆંથી ઉલટી સ્થિતિ જ ત્યાં હશે. ત્યાં ૨૦ લાખની હિન્દુસ્તાનની હુંડીઓ વેચવાને માટે બજારમાં આવશે પણ વિલાયતે તો ફક્ત ૧૦ લાખ સુધીનો જ માલ લીધેલો હોવાથી હુંડીઓનો ઉઠાવ ૧૦ લાખ સુધીનો જ થશે: આમ ત્યાં ખપ કરતાં છત બમણી થશે ને તેથી હુંડીના દલાલો તેને ઓછે ભાવે પણ કાઢી નાખવા યત્ન કરશે. કેમકે જો ત્યાં ન વેચાય તો વળી તે હુંડીઓ આંહી મોકલવી પડે. ને તે પાકીને નાણાં મળે તેટલામાં કેટલોક વખત વીતી જાય, આથી તેને કાંઇક વ્યાજ ખાધ પડે, અને તેથી કરીને ત્યાં હુંડીઓ વટાવે વેચાશે.

મનુ૦—બરાબર છે. ને જ્યારે જેટલા રૂપિયાની હુંડીઓ લખાઇ હોય તેટલાનો જ ઉઠાવ હોય ત્યારે સરભર ભાવે તે વેચાશે એ પણ દેખીતું જ છે. પણ વારૂ એમ માનીએ કે છત ઘણી ઓછી છે ને ખપ ઘણો વધારે છે તો ભાવ ક્યાં સુધી ચ્હડી જતા હશે ?

પિ૦—વેપારીને પૈસો મોકલવાનું ખરચ ને તે ઉપર હકશાઇ એટલું પાલવે ત્યાં સુધી ભાવ ચ્હડી જશે. એથી વધારે નહિ, કેમકે

તેથી પણ વધારે ભાવ ચ્હડી જાય તો પછી વેપારીઓ હુંડીઓ શામાટે લે? પૈસા જ મોકલી આપીને હિસાબ પતાવી લે નહિ?

મનુ૦—ખરૂં છે. પણ આતો આપણે બંને દેશમાં રૂપિયાનું જ ચલણ છે એમ ધારીને વાત કરી. ને તેથી ભાવની સમજ પડી. પણ ઇંગ્લંડ ને આપણા ચલણમાં ફેર છે તોપછી તેની હુંડીઓ કયારે સરભર છે, કયારે પ્રીમીઅમે છે, ને કયારે વટાવે છે, એ કેમ જાણાય?

પિ૦--જ્યારે બે દેશો વચ્ચે ચલણ જૂદું જૂદું હોય ને તેમાં પણ એક દેશમાં રૂપાનું ને બીજામાં સોનાનું ચલણ હોય છે; અથવા તો એકજ ધાતુનું હોય ને તોલમાં જુદું જુદું હોય છે ત્યારે સરભર તે શું? પ્રામીઅમ તે શું? ને વટાવ તે શું? એ સમજવું વધારે મુશ્કેલ થઇ પડે. કેમકે ખપ ને છત પરથી જ આપણે તેના ભાવનો સંબંધ જાણી શકતા નથી. આવે વખતે તો બંને દેશના ચલણમાં જેટલું સોનું રૂપું હશે, તે પ્રમાણે જ્યારે હુંડીનો ભાવ રહેશે, ત્યારે હુંડીનો ભાવ સરભર કહેવાશે. જેમકે હિંદુસ્તાન ને વિલાયત વચ્ચે વ્યાપાર ચાલતો હોય, હિન્દુસ્તાનમાં મહોરનું ચલણ હોય, ને વિલાયતમાં ગીનીનું ચલણ હોય, એમ ધારો. સાથે એમ માનો કે મહોરમાં બે ગદીયાણા સોનું છે, ને ગીનીમાં સવા ગદીયાણો સોનું છે. હવે જો હિન્દુસ્તાનથી પચાસ હજાર મહોરનો માલ જાય ને તે વિલાયતમાં ૮૦ હજાર ગીનીથી વેચાય; અથવા હિન્દુસ્તાનમાં વિલાયતની એંશી ગીનીની હુંડી પચાસ મહોરે વેચાય ત્યારે બેઉનો ભાવ સરભર છે એમ કહેવાય. પણ જો હિન્દુસ્તાનમાં એંશી ગીનીનું મૂલ પચાસ મહોરથી વધારે ઉપજે તો વિલાયતની હુંડી પ્રામીઅમે છે એમ કહેવાય, ને જો એંશી ગીનીની હુંડી ઓગણપચાસ મહોરે મળે તો તે વટાવે છે એમ કહેવાય. આવી રીતે ભાવ સરભર થવો, બેસવો અથવા ચઢવો તે આવક ને જાવક માલની કિંમતોને આધારે છે.

મનુ૦--ત્યારે તો હુંડીના ભાવ પરથી દેશની આવક જાવકનું પ્રમાણ પણ જાણી શકાય ખરૂં.

પિતા૦--હા. જ્યારે હુંડીનો ભાવ સરભર હોય ત્યારે આવક, જાવક સરખી બરોબર છે; અથવા આવક જાવક માલની સરખી કિંમત છે એમ કહી શકાય. જ્યારે હુંડી પ્રીમીઅમે વેચાતી હોય ત્યારે દેશની જાવક કરતાં આવક વધારે છે એમ અનુમાન થાય ને જ્યારે હુંડી વટાવે વેચાતી હોય ત્યારે આવક કરતાં જાવક વધારે છે એમ અનુમાન થાય છે.

મનુ૦--વારૂ, આવી ભાવની ચ્હડ ઉતરથી હુંડી લખનાર ધણીને કાંઈ ફાયદો નુકશાન થતું હશે કે નહિ? કે તેને તો રીતસર જેટલી હુંડી લખે તેટલાંજ નાણાં મળી રહે?

પિ૦--નહિ, હુંડીના ભાવ પ્રમાણે તેને પણ લાભહાનિ થાય છે. જ્યારે વિલાયતની હુંડીઓ પ્રીમીઅમે વેચાતી હોય તે વખતે આંહીનો કોઈ વ્યાપારી વિલાયતની હુંડી લખે તો તેને હુંડીનાં નાણાં ઉપરાંત પ્રીમીઅમ મળે છે. જેથી તે વધારે નફો ખાટી જાય છે. તેમજ જ્યારે હુંડીઓ વટાવે વેચાતી હોય ત્યારે તેને વટાવ જેટલાં નાણાં ઓછા મળે છે. આથી તું જાણીશ કે હુંડી પ્રીમીઅમે વેચાય તેમાં માલ મોકલનાર ધણીને ફાયદો છે. ને વટાવે વેચાય ત્યારે તેને નુકશાન છે.

મનુ૦—ત્યારે પછી જેમ બીજી વસ્તુઓના સંબંધમાં બને છે તેમ છત ને ખપ સરખાં થવાનું વલણ આમાં પણ રહેતું હશે કે નહિ?

પિ૦--હાસ્તો, જ્યારે વેપારી વ્યાપારના નફા ઉપરાંત પ્રીમીઅમ પણ કમાય છે ત્યારે તેની ઇચ્છા વ્યાપાર વધારવાની થાય છે. તેમ સામા ધણીને જ્યારે વટાવ જેટલી ખોટ જાય છે ત્યારે તે વેપારની હદ સંકોચાવવા યત્ન કરે છે. આથી અંતે ભાવ સરભર થવાનું વલણ

વેપારના વલણ પ્રમાણે થાય છે. પરંતુ બીજી વસ્તુઓમાં જેમ એકદમ ખપ ને છત સરખાં થવાની ગતિ રહે છે તેમ આમાં બનતું નથી. હુંડી પર ખરી અસરતો બંને દેશ વચ્ચેના માલની આવક જાવકના પ્રમાણ પર આધાર રાખે છે. વળી જ્યારે ઘણા દેશો વચ્ચે વ્યાપાર અરસ્પરસ ચાલતો હોયછે ત્યારે અમુક બે દેશો વચ્ચેની હુંડીના ભાવ તે જ દેશની આવક જાવક માલના પ્રમાણ પર આધાર રાખતા નથી. એમ ધારો કે હિન્દુસ્તાન, વિલાયત ને ચીન એમ ત્રણ દેશો વચ્ચે વ્યવહાર ચાલે છે. હવે જો હિન્દુસ્તાનમાં વિલાયતનો માલ ગયા કરતાં વધારે આવતો હોય તો પણ વિલાયતની હુંડી હિન્દુસ્તાનમાં પ્રીમીઅમે વેચાશે એમ ધારવું જોઇએ નહિ. કારણકે હિન્દુસ્તાનને વીલાયતનું દેવું હોય, પણ જો ચીન પાસે લેણું હોય તે હિંન્દુસ્તાન પોતાનું બાકી રહેલું દેણું ચીન ઉપર હુંડી લખી અદા કરે. દેણું આપવાનો આ રસ્તો જરા વાંકોચુંકો છે, ને તેમા વ્યાજ હકસાઇ વગેરે થોડું વધારે ખરચ બેસે છે. પણ સામાન્ય રીતે એમ જ ચાલે છે કે કોઈ અમુક દેશમાંના બધા પરદેશની જોડે હુંડીના ભાવ સાથે લાગા ફરે છે, ને તે દેશનુ બધાની જોડે ને એકંદર વ્યવહાર ગણતાં દેશનું દેવું લેણું રહે છે તે ઉપર હુંડીના ભાવના ફેરફારનો આધાર રહે છે.

મનુ૦—આનો બહુજ ગુંચવણીઓ રસ્તો નીકળ્યો. એકદમ સમજાય તેવી તે વાત નથી.

પિ૦—ખરૂં છે. એ સમજવાને માટે વધારે અનુભવની જરૂર છે. ત્હને અનુભવ થશે ને ત્હારી બુદ્ધિ પરિપકવ થશે ત્યારે તું તે સમજીશ.

આકાશમાંથી અંધારૂં જગત્‌ને દાબી દેવાને નીચે ધળી પડતું હતું. તેના ઓથારમાં દબાતું જગત્ તે અંધકારની ગતિને પોતાની ઉપર ઉંચે લટકતી રાખવામાટે ઠામઠામ દીવાબત્તી કરવા લાગ્યું હતું, એટલામાં પિતા પુત્ર બંને પોતાની ગાડીપાસે આવીપહોંચ્યા ને તેમાં બેઠા એટલે ખોંખારતા ઘોડાઓએ ગાડીને ઘર તરફ ઉપાડી ચાલવા માંડ્યું.

# મુંબઇની મુસાફરી.

## (કુદરતની હુન્નર વ્યાપારમાં મદદ.)

મુંબઈમાં નેશનલ કોંગ્રેસના મીલાવડા વખતે મ્હોટું પ્રદર્શન ભરાવાનું હતું. આથી રંગપુરના દરબાર પોતાના ગામના ભાણા પટેલને, મોતીશા'ને, ભગલા મોચીને, વીર વાંઝાને તથા બીજા કેટલાક કારીગરને લઇને મુંબઇ આવવાને નીકળ્યા. પ્રદર્શન દેખાડવાથી કારીગર, વેપારી તથા ખેડુતને પોતપોતાના ધંધાને લગતી ઘણી ઘણી માહિતી મળશે એમ દરબારશ્રીનું ધારવું હતું. સઘળા ઘોડા-ગાડીમાં બેસી લીમડી સ્ટેશને આવ્યા ને ટીકીટ લઇ સર્વે અંદરના પ્લેટફોર્મ પર ગયા. વખત થયો ત્યારે ઘંટ વાગ્યો ને સુસવાટા નાખતી ગાડી એકદમ જોસમાં આવી ઉભો રહી. પટેલ, શા' ને બીજા કારીગરો પોતાની આખી જીંદગીમાં રંગપુર છોડીને ક્યાંઇ બહાર નીકળ્યા ન હતા. તે સઘળા તો બળદ કે ઘોડા વગરની પોતાની મેળે દોડી આવતી લાંબી લાંબી ગાડી જોઇને આભા જ બની ગયા. દરબારના હુકમથી ચપોચપ ગાડીમાં બેઠા અને થોડી વારમાં તો વીસલ મારતી ગાડી ઝપટાબંધ મુંબઇ તરફ ઉપડી.

આ જોઈ ભાણો પટેલ ભડકી ઉઠ્યા. 'હે' મોતીહા, બળદચા વના આ ગાડી ક્યમ હેંડતી હોહે. ચંઇ કામણ લાગેસે.'

'એ'–પટેલ ઈતો જાંગલાના નજર બંધીના ખેલ' ભગલાએ ખુલાસો કર્યો.

'ભડતજીના વેમાન જેવી છે. ખરું કે?' મોતીશાએ પોતાની નવાઇ બહાર પાડી.

આમ આશ્ચર્ય પામતા, ઘડી ઘડીમાં બારીમાંથી ડોકીઆં કરી બ્હાર જોતા, ઘડીકમાં મ્હોટેથી વાતોના ચાપડા મારતા ને ઘડીકમાં ઉંઘમાં ઝોલાં ખાતા આ સર્વે ગૃહસ્થો છેક સાંજે મુંબઇના ગ્રાંટરોડ સ્ટેશને

આવી પહોંચ્યા. સ્ટેશને દરબાર શ્રીને લેવાને વેણીરામ શેઠ મોટરકાર લઈ આવ્યા હતા. તેમાં બેસતાં વેણીરામે પોતાના મુનીમને કહ્યું 'હરીચંદ, આ સહુ મેમાનને આપણા ઘર પર લઇ જજે ને તેમની સારી રીતે બરદાસ કરજે. દરબારશ્રી વાલકેશ્વર આપણે બંગલે આવે છે. અને હમણાં જ તાર કરી રંગપુર ખબર આપી દે કે હજુરશ્રી ખુશીમાં પહોંચી ગયા છે.' આમ કહેતામાં તો ભોં ભોં ભોં કરતી મોટરકાર શેઠ તથા દરબારને લઇ ઝપાટાબંધ ચાલી ગઇ. પટેલ, શા' ને બીજા તો દિંગમૂઢ થઇ જોઇ જ રહ્યા.

'મારૂં બેટું; આંઇ તો ગાડીઉં એમને એમજ હાલતી દેખું' પટેલ ઝીણેથી બડબડયા.

વીરા ભગતે કહ્યું—પટેલ, શાસતરમાં ગોવા ભટે નોતું વાંસ્યું કે કળજુગમાં જીવતી ગાડીઉં આવહે. ને પસી કલંકી ભગવાન અવતરહે.

આમ અંદર અંદર વાતો કરતી મંડળીને હરીચંદ સ્ટેશન પરની તાર ઑફીસમાં લઇ ગયો. ને ખુશીથી પહોંચી ગયાનો રંગપુર તાર કરાવ્યો. ટિક્ ટિક્ ટિક અવાજ સાંભળી મોતીશાએ પૂછયું—હરસંદ ભાઈ આ ટક ટક શું કડેસ ? હરીચંદે હશીને કહ્યું કે એ રંગપુર બામાસાહેબને કહે છે કે દરબાર આંહી પહોંચી ગયા છે.

'હેં, બામાછાબથી વાતું કરે સે. ચ્યાં રંગપર ને ચ્યાં મમઇ. મારા ભાઈ એમ હું અમને ઉડાવેસે.' વીરાએ કહ્યું.

મારો વા'લો, ઉજળો ઠગ લાગે સે. ભાણાએ પોતાનો અવિશ્વાસ જાહેર કર્યો.

ગામડીઆની આવી ગમતથી હસતા, હરીચંદે પછી વિકટોરીઆ ભાડે કરીને સઘળાને ઘર પર પહોચાડયા. ને ન્હાવાને નળ પર લઇ ગયો. નળની ચાવી ફેરવતાં જ તેમાંથી પાણી નીકળવા માંડયું તે

જોઇ ભાણા પટેલે બૂમ મારી એ શા' શા'. જુવે તો ખરા. આ ટોપકું આમ લેતેક ને ફેરવ્યું ને તાં તો દડદડ કરતો કોહ એકનો પરવાહ નીકળી પડયો.

ભગાએ પૂછયું 'હેં હરસંદ ભાઇ, આ પોણી ચ્યાંથી આવે સે. કૂવો તો આટલામાં ક્યાંઇ નથી.'

**હરી૦**—આંહીથી વીશેક ગાઉ ઉપર એક મ્હોટું તળાવ છે. તેમાંથી આ પાણી આવે છે.

**ભાણો૦**—હેં! વીરાભગત આ ભાઇ તો કે'સે કે વીહ ગાવથી ઓંઇ પાણી આવે સે. ઇનો આપણુને બનાવ્યે જ જાય સે. મમઈનાં માણહને કાંઇ પૂસવું જ નહિ. મારાં બેટાં હીધો જવાબ જ ન આલે.

બહુ નવાઇ પામતી મંડળી આખરે ન્હાઇને ઓરડામાં આવી. એટલે હરીચંદે પ્રાઈમસ સ્ટવ મંગાવી એક બે પંપ મારી તેને સળગાવ્યો ને માથે ચા મૂકી દીધી. વગર છાણાં લાકડાંએ ભડકો થયો જોઈ મંડળી તો ગાંડા જેવી બની ગઈ. ને શા' કંઇ પૂછવા જતા હતા એટલામાં તાર લઇને એક સિપાઇ ત્યાં હાજર થયો. હરીચંદે તાર લઇ વાંચ્યો. ને પટેલીઆને કહ્યું કે બામાએ રંગપુરથી કહેવડાવ્યું છે કે ત્હમારો તાર પહોંચ્યો છે. ને દરબાર શ્રીની ન્હાની પેટી આંહી રહી ગઇ છે. માટે ત્યાં ખોળા ખોળ ન કરશો.

હાસી વાત હાસી. પેટી અમે ભૂલી ગયા સીએ. પણ આટલી વાડમાં જવાબ આવ્યો. ભાણા પટેલ, ઓલું ટકટક નોતું કર્યું ઇસ્ટેસન પર–મોતીશા'એ આંખો ફાડીને જોઇ રહેલા ભાણા પટેલને કહ્યું. તેવામાં તો સામેની ભીંત પર ટેલીફોન ટાંગ્યો હતો ત્યાં ઘંટડી થઈ. એટલે હરીચંદે એકદમ ત્યાં દોડી જઇ સામી ઘંટડી કરી કાન આગળ ભુંગળી રાખી 'એલાવ એલાવ' એમ કરવા માંડયું. ને હાજી, ઠીક, સારૂં, બામાસાહેબનો તાર આવ્યો છે, આપની

ન્હાની પેટી ત્યાં રહી ગઈ છે, ઠીક, એમ કેટલું બોલી ઘંટડી કરી તે મંડળી તરફ વળ્યો. એટલે વીરા ભગતે પૂછયું--ભાઇ, ઇ ભીંતુ હારે હું વાતું કરો સો?

હરી૦--એ તો વાલકેશ્વરથી દરબાર સાહેબે કહેવડાવ્યું કે હું હમણાં ગાડી લઇ આવું છું માટે મેમાનને તૈયાર કરો.

મોતી૦--તે અમે તો કાંઇ હાંભળ્યું નહિ. તમારું વાલકેસઠ ક્યાં આવ્યું?

હરી૦--તે તો આંહીથી ગાઉ એક જેટલે છેટે છે.

ભાણો૦—તંઇ યાંથી ચ્યમ લઇને તમને કે.' હારૂં આતો કરામતમાં અમને ચંઇ ખબર પડતી નથી.

હરી૦— આ બધું હું તમને સાંજે સમજાવીશ. પણ ચાલો ચા તૈયાર થઇ છે પી લો.

સઘળા ચા પીઇ તૈયાર થયા. ત્યાં તો મોટરકારમાં દરબાર આવી પહોંચ્યાં. જેથી સઘળા બહાર ફરવા જવાને નીચે ઉતર્યા ને ગાડીમાં બેઠા. એટલે ભોં ભોં ને ખટ ખટ ખટ કરતી મોટર ચાલવા માંડી. અત્યારે સાંજ પડી ગઇ હતી. જ્યાં ત્યાં ગ્યાસની બતીઓ ઝગઝગી રહી હતી. ને કીટસન લેમ્પના દીવા આંખમાં ઝળઝળીઆ ભરી દેતા હતા, આ દીવા જોઇ મોતીશા' એ હરીચંદને પૂછયું 'ભાઇ આ સૂરજ જેવા દીવા સાના છે?'

હરી૦--પેલા બહુ ઝગઝગે છે તે કેરોસીન તેલનાં છે. પણ આ દુકાનમાં જે દીવા તમે જુવો છે તે સઘળા ગ્યાસના--હવાના છે.

ભાણો૦—હેં વા'ના ? આપણે વા સુંઘીએ સીએ તેના. ઈના તે ચ્યાંઇ દીવા થાય?

એટલામાં તો મોટરકાર ખાંચામાંથી નીકળી મ્હોટા રસ્તા પર આવીને એકદમ ખંચકાઈ ઉભી રહી. કેમકે સામેથી ઘંટડી ઠોકતી ટ્રામ દોડી આવતી હતી. ટ્રામના પાટા, ઉપરના તાર, તેનો લાંબો દાંડો, ગરેડીમાં વારે ઘડીએ થતા વીજળીના ઝબકારા ને તેની ગતિ જોઇ ગામડીઆનાં તો ડાચાં જ ફાટી ગયાં, એટલે હરીચંદે કહ્યું–જુઓ એ વીજળીથી ચાલે છે.

પટેલ શું પૂછે. તેની તો નવાઈ હદપાર વધી ગઇ હતી. ને કંઇ પૂછવા જાય તેમાં તેનું ગાંડપણ દેખાઇ આવતું હતું. હવે મોટરકાર ઝપાટાબંધ દોડી જતો હતી. તે બોરીબંદર સામેના મેદાન આગળ આવી ઉભી રહી. ને સર્વે સીનેમેટોગ્રાફ જોવાને અંદર દાખલ થયા ત્યાં વાંકી જ્યોતવાળા દીવાની હાર જોઇ પટેલે પૂછ્યું 'ભાઇ આ દીવા હાના ?'

એ તો વીજળીના છે હરીચંદે કહ્યું.

એટલામાં તો સઘળા દીવા એકી સાથે ઠરી ગયા ને અંધારૂં ઘોર થઈ ગયું. અને સામેના પડદા પર જુદાજુદા દેખાવો દેખાવા શરૂ થયા. એક મડમ સાઇકલ પર બેશીને પહેલ વહેલી ફરવા નીકળી, સાઈકલ ચલાવતાં બરાબર આવડતું નહોતું તેથી કેટલીક વાર પડી, રસ્તામાં કેટલાક સાથે અથડાઈ, કોઈનાં વાસણ ભાગી નાખ્યાં, કોઈને પછાડયા–આથી કોઈએ તેને મારી, કોઇ તેની પાછળ પડયા, આખરે તે નદીમાં પડી, તરી ને સામે કાંઠે ગઇ ને માંડમાંડ હાંફતી હાંફતી પોતાને ઘેર પહોંચી. આ બધું જોઇ ગામડીઆ તો છકજ થઇ ગયા. તેને આ ઈંદ્રજાલ જેવું ભાસ્યું. ખેલ પૂરો થયો એટલે એકદમ સઘળા દીવા એકી સાથે પ્રગટયા.

'આ તો ભાઇ રાખહની માયા. રામાયણમાં આવે સે એવી.' એમ વાતો કરતા તે બહાર આવ્યા ને દરીઆ કાંઠે ફરવા

ગયા. ત્યાં જાલીબોટની સફર ને ફરતી દીવાદાંડી જોઈ વધારે નવાઇ પામ્યા. આખરે મોટરકાર બારોબાર વાલકેશ્વર તરફ વળી ને સર્વે થોડીવારમાં બંગલે આવી પહોંચ્યા. દીવાનખાનામાં સર્વે બેઠા એટલે હરીચંદે ભીંત આગળ જઈ એક બટન દાબ્યું. જેથી છત સાથે જડેલા વીજળીના પંખા ચક્કર ચક્કર ફરવા મંડી ગયા. પછી તેણે ગ્રામો- ફોનની પ્લેટો ચ્હડાવી સુંદર ગાયનોની શરૂઆત કરી. તે સાંભળીને પટેલથી તો ન રહેવાયું. તે તો ઉઠયા ને ગ્રામોફોન આગળ ઉંચા નીચા ને વાંકા વળી બહુ જોયું. આમાં ચંઇ સોકરૂં તો દેખાતું નથી. ને આ ગાય સે કોણુ? આખરે દરબારને કહ્યું–બાપુ મમઇ તો ગાંધંરવની નગરી સે. જયોં જોઇ તાં રાખહની માયા. ગાડીઉં ઇમને ઈમ દોડે, આ વીંઝણા ઈમને ઈમ ફરે, આ માંસડા પર મુચ્યું સે ઈ ઈની મેળે ગાય સે, ઓલાં પૂતળાં આવીને ઇની મેળે નાસવા લાગ્યાં, બામા છાબનો કાગળ ઘડીકમાં આગ્યો, આ ગાઉ ગાઉ છેટાં બેઠાં વાતું થાય, આ વગર તેલે દીવા બળે, સુરજ જેવા ઝગઝગતા– બાપુ આ કરામત તે હું સે. ચંઇ ગમ નથી પરતી. અંદરજાલના ખેલ આવા હોહે.'

દરબાર૦—પટેલ, ગામડાના લોક કરતાં આ બધા વધારે અકકલ વાળા ત્હમને જણાય છે. ખરૂં કે?

મોતી૦—ઈંમાં સું પૂસવું. આ વાણીઆમત પણ મુંઝઈ ગઇ સે.

દરબાર૦—શા', આ આપણી અડખે પડખે જે હવા, પાણી, કોયલા, લોઢું, વનસ્પતિ વગેરે આવેલાં છે તેનો ઉંડો અભ્યાસ કરીને તેના ગુણ, બળ વગેરે જાણીને સાહેબ લોક તેની પાસે આવાં આવાં કામ કરાવે છે.

હરી૦—બાપુ આ પાસેના જ ઓરડામાં શેઠ સાહેબની પ્રયોગ- શાળા છે. જો આપની ઇચ્છા હોય તો આ મંડળીને ત્યાં લઈ જઈ હું

સમજાવું કે કુદરતનો અભ્યાસ કરવાથી કેવા કેવા સાંચાઓ શોધી કાઢયા છે.

દરબાર—વાહ વાહ, તો તો અમને બધાને બહુ મજા પડશે, ચાલો.

હવે સઘળી મંડળી ઉઠીને પાસેના ઓરડામાં ગઇ. તેમાં જાત જાતનાં કાચનાં ને ધાતુનાં યંત્રો, નળીઓ, દવાદારૂઓ વગેરે ગોઠવેલાં હતાં. વચમાં એક મ્હોટું ગોળ ટેબલ હતું ને તેની આસપાસ ઘણીક ખુરશીઓ મૂકેલી હતી સઘળા તે ખુરશીઓ પર બેઠા એટલે હરીચંદે પટેલીઆને સમજાવા માંડયું.

આપણી આસપાસ અનેક પદાર્થો આવેલાં છે. તેનો જો આપણે ઉંડો અભ્યાસ કરીએ તો તેના ઘણા ગુણ આપણા જાણવામાં આવે. આપણા લોકોમાં આવો અભ્યાસ કરવાની ટેવ નથી. પણ અંગ્રેજ લોકોમાં તે બહુ છે ને તેથી તેઓ આપણને નવાઇ પમાડે તેવાં સાંચાઓ ને સુખનાં સાધનો ઉભાં કરી શકે છે. તમે જે ઝગઝગતા દીવા આખી મુંબઇમાં જોયા તે એક જાતની હવાના છે. આપણી આસપાસ જે હવા છે ને જેનો આપણે શ્વાસ લઇએ છીએ તે હવાના નહિ પણ કોલસામાંથી એક જાતની હવા નીકળે છે જેને કોલગ્યાસ કહે છે તે સળગી શકે છે. જુઓ હું તમને તેવી હવા કાઢી બતાવું.

પછી તેણે એક લોઢાની ચિરૂટ લીધી ને તેના મ્હોંમાં કેટલોક ખનીજ કોલસાનો ભૂકો નાખી તેનું મ્હોં સજ્જડ બંધ કરી દીધું, પછી તે ચિરૂટને દેવતા પર ધરી લાલચોળ તપાવી. એટલે તેની નળીમાંથી એક જાતની પીળી વાસ મારતી હવા નીકળવા માંડી, પછી દીવાસળી સળગાવીને તે નળીના મ્હોં આગળ ધરી એટલે પેલી પીળી હવાનો એકદમ ભડકો થયો ને દિવાની પેઠે તે તેજ આપવા લાગ્યો, તે જોઇ દરબારે કહ્યું–જોયું પટેલ કોલસાને તપાવવાથી તેમાંથી જે હવા નીકળી તે દીવાની માફક બળે છે.

**હરી૦**—આ દીવો ઝાંખો બળે છે કેમકે આપણે આ હવાને હજી ચોકખી કરી નથી. જો ગંધકના તેજાબવાળા પાણીમાંથી આ હવાને પસાર કરવામાં આવે તો તેનો પ્રકાશિત દીવો બળે.

**વેણી૦**—પટેલ, આહીંથી થોડેક છેટે ચીંચપુંકલી પર એક કારખાનું છે, ત્યાં ગાડે ગાડાં કોલસા સળગાવીને તેમાંથી આવી હવા કાઢે છે. પછી તેને ગંધકના તેજાબવાળા પાણીમાંથી ત્રણ ચાર વાર પસાર કરી મ્હોટાં મ્હોટાં બંધ પીપોમાં તેને ભરી રાખે છે. ને તે પીપોમાંથી નળ કાઢી ઘેર ઘેર તે હવા પહોંચાડે છે. જુઓ આપણા ઓરડામાં પેલી નળી દેખાય છે. તે નળીમાં થઈને એ હવા આવે છે.

**ભાણો૦**--વાહવાહ ! સાબ લોકની અક્કલ તો ભારે ! અમને તો લાગ્યું કે વાના ચંઇ દીવા હોય ? હરસંદ તો અમારી ઠેકડી કરે સે. પણ હવે હમજાયું, પણ આ ગાડીનું લપશીંદર વગર બળધ્યાંએ હેંડયું જાયસે ઇનું સ્યમ ?

**હરી૦**—લો, હવે તમને એ બતાવું. આપણે ચુલા પર પાણીની તપેલી મૂકીએ છીએ ત્યારે તેમાંથી વરાળ નીકળે છે. તે તો તમે જોઈ છે, પણ તે વરાળમાં કેટલું બળ છે તેની તમને ખબર નહિ હોય. જુઓ આ એક કાચનું ન્હાનું વાસણ છે. તેમાં હું થોડુંક પાણી નાખું છું ને તેના મ્હોં પર એક રબ્બરની કોથળી મજબુત બાંધું છું. હવે તે વાસણને ગરમ કરૂં છું. જુઓ પાણી ઉકળવા માંડયું ને તેમાંથી વરાળ નીકળી ઉંચે ચ્હડવા માંડી, આથી રબ્બરની કોથળી ફૂલવા માંડે છે. થોડી વારમાં તો કોથળી સારી પેઠે ફૂલીને મ્હોટી થઇ ને પછી એક મ્હોટા અવાજ સાથે તે ફાટી ગઇ.

**હરી૦**--પટેલ જોયું, વરાળે કોથળી ફાડી નાખી.

**પટેલ૦**--હા. પણ ઇનું કારણ હું ?

હરી૦--પાણીની વરાળ થાય ત્યારે તેનું કદ ૧૬૦૦ ગણું વધે-છે એટલે કે એક પ્યાલો પાણી હોય તેમાંથી ૧૬૦૦ પ્યાલા ભરાય એટલી વરાળ થાય છે. હવે તે વરાળને તેટલી જગા ન આપતાં થોડી જગામાં ભવરાવવામાં આવે તો તે ઘણુંજ જોર કરે. આ કોથળીમાં વરાળ ન માઇ શકી જેથી જોર કરી તેને તોડી તે બહાર નીકળી ગઈ. રેલગાડીમાં, મીલોમાં, તથા લગભગ સઘળા સંચાઓમાં ઘણી વરાળને એક ન્હાની પણ ઘણી મજબુત કોઠીમાં ભરી રાખે છે. ને પછી તેમાં એક કાણું રાખી તે વારે ઘડીએ ઉઘડે ને બંધ થાય એવી ગોઠવણ રાખે છે. જ્યારે કાણું ઉઘડે છે ત્યારે વરાળ એકદમ મ્હોટા ધક્કા સાથે બહાર નીકળે છે. તે વખતે ત્યાં એક દટો રાખે છે. તે દટો વરાળના જોસને લીધે છેટો ખસી જાય છે. તે છેટો જાય છે એટલે વળી તેને સામેથી બીજો ધકકો વરાળ મારે છે. એટલે તે પાછો આવે છે આમ દટાની આવજા થવાથી તેની સાથે જોડેલાં ચકકરો ફરવા માંડે છે.

આ પછી હરીચંદ્રે એક ન્હાનું એન્જીન લાવીને બતાવ્યું ને તેમાં જે દટાપર વરાળના ધકકા લાગે છે તે પણ બતાવ્યું. જેથી પટેલને ગળે ઘુંટડો ઉતર્યો કે વરાળને લીધે જ પૈડાં ફરે છે. ને તેને લીધે ગાડી ચાલે છે. જેમ વરાળનું જોર વધારે તેમ ગાડીમાં ખેંચવાની ને દોડવાની શકિત પણ વધારે.

વીરા૦—ભગતને હવે પૂછવાનું મન થઇ આવ્યું—'હેં ભલા, આતો ઉના પાણીનું જોર તમે દેખાડયું. તીમ ટાઢું પાણી ચંઇ કામ આવેસે?'

હરી૦—હા, તેની પાસેથી પણ ઘણું કામ કરાવાય છે. મેં તમને કહ્યું હતું કે આંહીથી વીશ ગાઉ ઉપર તળાવ છે. ત્યાંથી આંહી ઘેર બેઠાં વગર સીંચ્યે ચોથાને પાંચમા મજલા સુધી પાણી આવે છે–આ ગોઠવણ પાણીના ગુણ સમજવાથી જ થઇ છે.

પછી તેણે U આકારની એક ટયુબ લઇને તેમાં પાણી રેડી બતાવ્યું કે પાણીનો ગુણ છે કે તે હમેશાં પોતાની સરખી સપાટીમાં રહે, પછી

તેણે એક ટેબલપર પીપ રાખી તેમાં પાણી ભર્યું ને પીપના નીચલા કાણામાં એક રબ્બરની નળી ખોશી, તે છેટે છેટે એક ખુણા સુધી લંબાવી ગયો. ને છેક ખૂણામાં જઇ તે નળીનું મ્હોં ઝીણું કરી ઉંચુ રાખ્યું એટલે તેમાંથી ફૂવારાની માફક પાણી ઉડવા લાગ્યું. તે જોઇ ભાણા પટેલે કહ્યું એલા આતો બાગમાં ફુવારો ઉડસે ને ઇ થઇ ગયો.

**હરીચંદ**—પાણી એક સરખી સપાટીએ રહેવા પ્રયત્ન કરે છે. જેથી પીપમાં જેટલી ઉંચાઇએ પાણી છે તેટલી ઉંચાઇ સુધી જુઓ પાણી ઉંચુ ચડી નીચે પડે છે. હવે આ નળીનું મ્હોં આમ ઉંચુ ન રાખતાં નીચું રાખું તો પાણી ઉંચુ ન ઉડતાં નળની માફક નીચું પડવા માંડશે. આ પ્રમાણે સરખી સપાટીએ રહેવાના ગુણથીજ નળ ને કુવારાની ગોઠવણ થયેલી છે. આંહી નળોમાં જે પાણી આવે છે તે ઉંચા ડુંગરાપર આવેલાં તળાવોમાંથી આવે છે. ને તેથીજ તે ઘણાક મજલા સુધી ઉંચે ચ્હડી શકે છે.

વળી જુઓ. એમ કહી તેણે બ્રામાહનું જલ સંકોચન યંત્ર કાઢયું. તે પણ યુ U આકારના જેવુંજ હતું. તેની ઉભી નળીઓમાં એક કરતાં બીજી ચારગણી મ્હોટી હતી. તેણે બંને નળીમાં પાણી સરખી સપાટીએ રહ્યા પછી એક ઉપર ૧ ને બીજી ઉપર ૪ રૂા. ભાર ભાર મૂક્યો તો પાણી ઉંચુ નીચું થયા વગર એમને એમજ સમતોલ રહ્યું. પણ જ્યારે ન્હાની નળીપર એકને બદલે બે રૂા. ભાર મૂકયા ત્યારે બીજી નળીમાંના ચાર રૂા. ભાર ઉંચકાઇને ઘણા ઉંચા થયા આ બતાવીને તેણે સમજાવ્યું કે ન્હાની નળીપર વધારે વજન મૂકવાથી મોટી નળીમાંના પાણીને ઘણો જબરો ધકકો લાગે છે. આ ધકકાની મદદથી ગાંસડી બાંધવાના પ્રેસ શોધાયા છે.

હવે મોતીશાનો પૂછવાનો વારો આવ્યો. 'હેં હરસંદ ભાઇ આ ટામરેલમાં તો કાંઇ પાણી બાણી નોતું.'

હરી૦—ના મ્હેં તમને કહ્યું હતું કે તે તો વીજળીથી ચાલે છે.

ભાણો૦—હેં વીજરી ? ઈતો આકાશમાં હોય, ઇતો કોઈને માથે પડે તો બાળીને ભસમ કરી નાખે ને ભોંમાં ખાડો પાડી નાખે.

હરી૦—હા, તેમાં એટલું બધું બળ છે. પણ અક્કલ વાળા માણસો તેને તાબેદારની માફક કામ કરાવે છે. આકાશમાં જે વીજળી છે તે જુદી જાતની છે, ને માણસો જે વીજળી ઉત્પન્ન કરે છે તે જુદી જાતની છે. જુઓ હું તમને તે બતાવી આપું છું.

પછી તેણે એક માટીનું વાસણ લઈ તળીએ મોરથુથુના જાડા ભૂકાનો થર કર્યો ને તેપર તાંબાનું પતરૂં મૂક્યું. પછી તેપર રેતી પાથરી તેજાબ મેળવેલા પાણીથી આખું વાસણ ભરી દીધું ને મથાળે જસતની તકતી મૂકી તથા પતરાને અને તકતીને છેડે રેશમથી વીંટાળેલો તાર લગાડયો. થોડીવાર પછી તેણે તે બંને તારના છેડા એકઠા કર્યા એટલે અગ્નિના તનખા તડતડ અવાજ સાથે નીકળવા માંડયા. તે બતાવતાં કહ્યું કે--

મોતીશા જુઓ, આ વીજળીના તનખા નીકળેછે.

પછી તેણે પટેલની જીભ ઉપર જરા જરા છેટે બંને તાર રાખી પૂછયું કે શું થાય છે?

ભાણો૦--ઈતો ખાટી ખાટી લાગેસે ને કાંટા કાંટા જેવી લાગે સે.

હરી૦—એક તારમાંથી બીજા તારમાં વીજળી જાય છે જેથી તમારી જીભને ધકકો લાગે છે. આપણે આ નાનું યંત્ર બનાવ્યું એટલે તેમાંથી બહુ વીજળી નીકળતી નથી. પણ મ્હોટાં યંત્રોમાંથી નીકળતી વીજળીનો ધકકો બહુજ જબરો હોય છે. એ ધકકો કેટલાંક ચક્કરો ગોઠવીને તેને મારવામાં આવે છે. જેથી તે ફરવા માંડે છે. ટ્રામવે આવા ધક્કાથી ચાલે છે.

પછી તેણે પ્લેટીનમ તાર વાળી એક ટ્યુબને વીજળી લગાડી જેથી ઝાંખો દીવો થયો. તે બતાવીને કહ્યું-જુઓ આ વીજળીને લીધે અંદરનો તાર તપીને લાલચોળ થાય છે જેથી પ્રકાશ આપે છે. આપણે સીનેમેટોગ્રાફમાં જે દીવા જોયા તે આવા હતા. આ પંખા ફરે છે તે પણ વીજળીના, દરબારશ્રી સાથે વાલકેશ્વર વાત કરી તે પણ વીજળીના તાર વડે. ને રંગપુર બામા સાહેબને ટક ટક કરી ખબર આપ્યા તેપણ આ વીજળીના ધક્કાથી. આ પ્રમાણે વીજળી, વરાળ ને હવાના ગુણ જાણીને અક્કલવાન માણસો તેની પાસે કામ કરાવે છે. આ મોટરકાર વરાળથી ચાલે છે. પણ પાણીની વરાળ કોલસા બાળીને કરવાને બદલે વીજળીની મદદથી કેરોસીન બાળીને કરે છે.

વળી પાણીના પ્રવાહથી જળ ચક્કીઓ ચલાવાય છે. છોકરાં કાગળનાં ફરફરીઆં ફેરવે છે. તે તો ત્હમે જોયાં છે, તે જેમ પવનથી ફરે છે. તેમ ધાતુનાં મ્હોટાં ફરફરીઆં કરી પવન વડે તે ફેરવવાથી પવન ચક્કી બને છે ને તેથી લોટ દળાય છે તથા પાણી સીંચાય છે.

આવતી કાલે હું તમને આ બધાં કારખાનાં જોવાને તેડી જઇશ ને વીજળી વરાળ તથા ગ્યાસ કેમ ઉત્પન્ન કરાય છે તથા તેને યંત્રો-પર કેમ લાગુ પાડી શકાય છે તે બતાવીશ.

દરબાર૦—વાહ! હરીચંદ, તેં તો અમારી મંડળીને આજે બહુજ આનંદ ને જ્ઞાન આપ્યાં. પટેલ તમને આંહી તેડી લાવવાનું કારણ એટલુંજ છે કે માણસો આસપાસની વસ્તુઓનો કેવો સારો અભ્યાસ કરે છે ને તેને કેવા કેવા ઉપયોગમાં કેવી રીતે લેછે તે બધું જાણી શકો.

આ પ્રસંગથી સઘળા ઘણા ખુશી થયા ને રાત ઘણી વીતી ગયેલી હોવાથી સઘળા ત્યાંજ સુઇ રહ્યા.

## પ્રદર્શન.

બીજે દહાડે દરબાર શ્રી પોતાની મંડળીને પ્રદર્શન બતાવવા ને લઈગયા. હાઈકોર્ટ સામે આવેલા ખુલ્લા મેદાનમાં આ હુન્નર-ઉદ્યોગનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. ત્યાં કામ ચલાઉ કપડાં ને પતરાં નાં મ્હોટાં મ્હોટાં મકાનો બનાવી તેને રંગથી ભભકેદાર બનાવવામાં આવ્યાં હતાં. તથા દરેક મકાનના દરવાજા પર 'ખેતી વિભાગ' 'ખનીજ વિભાગ' 'યંત્ર વિભાગ' એવાં નામો લખવામાં આવ્યાં હતાં અને એ મકાનોમાં આખા હિન્દુસ્તાનમાંથી આવેલાં કાચા પાકા માલના નમુના ઘણી અચ્છી રીતે ગોઠવેલા હતા. દરેક નમુના પર તે કયાંની પેદાશ છે, કેટલી કિમતે તે વેચાય છે? કોણ બનાવે છે? કયાં તેનો ઉઠાવ છે? અને તે કેવી રીતે બનાવવામાં આવે છે તેની ટુંકી માહિતીનાં છાપેલાં કાર્ડો લગાડેલાં હતાં, તથા દરેક વિભાગમાં તે તે વિભાગને લગતા અનુભવી માણસોને સમજુતી આપવાને માટે ખાસ રોકવામાં આવ્યા હતા. ઝાડપાનની, રસ્તાની દીવાબત્તીની, ખાવાપીવાની, આનંદ માણવાની, નાટક ચેટકની ને બીજી ઘણી જાતની ગોઠવણો જુદા જુદા ભાગોમાં કરી હતી. કયાંઈ ભાષણો અપાતાં હતાં, કયાંઈ દેખાવો દેખાડવામાં આવતા હતા, કયાંઈ છાપાંઓ વેચવામાં આવતાં હતાં, અને લાખો માણસોની આવજાથી આખું પ્રદર્શન તરવર તરવર થઇ રહ્યું હતું. આપણી મંડળી ચર્ચગેટ તરફ ઉભા કરેલા પ્રદર્શન ના મ્હોટા દરવાજા પાસે આવી ઉભી. એક બાજુ ગવર્નરોનાં પુતળાં, એક બાજુએ આકાશ સાથે વાતો કરતાં સરકારી મકાનો, એક તરફ સમુદ્રનો શાંત ઘુઘવાટ, તેની પાછળ બી. બી. સી. આઈ. ની ગંજાવર ઑફીસ ને સામે મ્હોટા વિસ્તારમાં ગોઠવાયેલો પચરંગી સુશોભિત મેળો જોઇ આખી મંડળીને બહુ જ આનંદ થયો. ટીકીટ લઇ સર્વે અંદર પેઠા ને પ્રથમ ખેતી વિભાગના વૉર્ડ તરફ ગયા.

આ વિભાગના એક ભાગમાં ખેતીને લગતાં સેંકડો ઓજારો જેવાં કે કોલુ, પંપ, હળ, દંતાલ, ક્રોસ વગેરે ગોઠવ્યાં હતાં, એક બાજુ જાતજાતનાં સેંકડો બીયાંઓ કાચની બરણીમાં મૂકયાં હતાં, એક તરફ જાતજાતનાં ખાતરો, તેના ગુણદોષ, ને તે બનાવવાની રીતોની ચોપડીઓ સાથે મૂકયાં હતાં. સામે જુદા જુદા દેશની ને જુદા જુદા પાકની ખેતી કરવાની રીતોનાં મ્હોટાં ચિત્રો ટાંગેલાં હતાં; એક સ્વદેશાભિમાની પુરૂષ ખેતીના ઉત્કર્ષને માટે તથા તીડનો નાશ કરવાની રીત વિષે ભાષણ આપતો હતો–આ બધું જોઈ ભાણા પટેલના હર્ષનો પાર રહ્યો નહિ. કારણકે આંહી બધું તેના ઉપયોગનું જ હતું. દરબારશ્રીએ ત્યાં ઉભેલા કારકુનને ઇજીપશ્યન રૂના નમુના પટેલને દેખાડવાનું કહ્યું. આ નમુના જોતાં ભાણાએ કહ્યું—બાપુ, આપણા છેતરના કરતાં આ રૂ તો બહુજ લીહું ને સીકણું સે.

દરબાર—હા. અને આ રૂમાંથી ઘણાંજ ઝીણા તાર નીકળી શકે છે. ને તેનાં ઝીણાં કપડાં વણાય છે. આથી બજારમાં આપણા રૂ કરતાં આનો ઘણો વધારે ભાવ ઉપજે છે.

કારકુન૦—વળી આ રૂના છોડ બારેમાસ કપાસ આપે છે. ને તે છોડ લગભગ આપણા જેટલાતો ઊંચા થાય છે. આવો પધારો ને આ છોડ જુઓ.

સઘળા ઝાડ પાલાનાં કુંડાં તરફ ગયા. તેમને ત્યાં છોડ બતાવવામાં આવ્યાં. પછી તેમને તેનાં બીયાં, વાવેતર કરવાની રીતોનાં ચિત્રો, ને બીજી માહિતીનાં પુસ્તકો બતાવવામાં આવ્યાં. દરબારશ્રીએ ભાણાપટેલના આગ્રહથી કેટલાંક બીયાં ને ચોપડીઓ તેના ખેતરમાટે ખરીદ્યાં ને પછી તે ખાતરના ભાગ તરફ ગયા, ને ત્યાંથી ખાતરો બનાવવાની ગુજરાત વર્નાકયુલર સોસાઇટીની ચોપડીઓ, તથા કેટલાંક ખાતરો ખરીદી આખા વિભાગમાં આનંદ સાથે ફર્યા. આપણા ચીચોડા કરતાં લોઢાના કોલુ શેરડી પીલવાને માટે સારા હોવાથી પટેલને ગમ્યા.

કેમકે તે તેણે ફેરવી જોઈ માંહે થોડીક શેરડી પીલી. જમીનમાંથી કેટલે ઉંડે પાણી નીકળશે તે પારખવાનું અમેરીકાનું યંત્ર જોઈ સઘળા આશ્ચર્ય પામ્યા ને રાજી થતા થતા 'યંત્ર વિભાગના' વૉર્ડ તરફ ગયા.

આ ગંજાવર વિભાગમાં લોઢાનાં, લાકડાનાં તથા બીજી ધાતુનાં અનેક યંત્રો ગોઠવેલાં હતાં. તથા તે દરેક યંત્રો ચાલતા રાખવામાં આવ્યાં હતાં. દરવાજામાં દાખલ થતાં જ જમણા હાથપર લૂગડાં વણવાની હાથની ને પગની શાળો મૂકેલી જોઇ. તે જાપાનની પદ્ધતિ પર બનાવેલી હતી. પગથી ચાલતી શાળ એક મિનિટમાં બસેં વખત વાણો લઇ શકતી હતી. વીરા વણઝારાને આ જોવાની બહુ મજા પડી, દરબારશ્રીના આગ્રહથી આંહીના કારકુને વીરાભગતને તે શાળ ચલાવવાને બે ।ડયા. તેણે તે ચલાવીને થોડુંક કાપડ વણી જોયું તો પોતાની શાળો કરતાં આમાં ઘણું વધારે ને સારૂં કામ થતું જોયું. વળી લુગડામાં જાત જાતની ભાત પાડવાની પણ તેમાં ગોઠવણ હતી તે બતાવ્યાથી ભગત બહુ ખુશ થયા. આથી દરબારે તે લૂમ-શાળ બનાવનારનું નામ ઠેકાણા સાથે લખી લઈ રૂા. ૨૦, ૪૦ ને ૫૦ ની ત્રણ શાળો પોતાને ગામ મોકલી આપવાનો હુકમ આપ્યો.

હવે આગળ ચાલ્યા તો એક માણુસ બેઠો બેઠો ભજીયાં તળતો હતો. પણ તેના ચૂલામાં કંઇ કોલસા, છાણા કે લાકડાં નહોતાં. ફક્ત સૂરજની ગરમીની મદદથી તેણે તેલને ઉકાળ્યું હતું. તે જોઇ સઘળાને ઘણી નવાઇ લાગી. વેણીરામે કહ્યું-અમેરિકાવાળા તો રેલવે પણ સુરજના તાપથીજ વરાળ ઉત્પન્ન કરીને ચલાવવાને મથે છે.

દરબાર૦—હદ છે એ લોકોની અક્કલને તથા પ્રયત્નને.

આમ વાતો કરતાં કરતાં તેમણે ન્હાનાં મ્હોટાં સુતારનાં, લુહારનાં, દરજીનાં, મોચીનાં, મીલનાં, છાપવાનાં, વણવાનાં વગેરે અનેક પ્રકારનાં યંત્રો જોયાં. હાલનાં યંત્રોમાં કેટલો ને કયાં સુધારો કરવાને અવકાશ છે તે આ પ્રદર્શનથી સ્પષ્ટ દીસી આવતું હતું.

યંત્ર વિભાગના પાછલા દરવાજામાંથી નીકલતાંજ સામે પાકા માલ નો વિભાગ આવેલ હતો. જ્યાં મ્હોટો ભાગ ગરમ, સુતરાઉ ને રેશમી કાપડે રોકયો હતો. તેમાં જુદી જુદી મીલોવાળાએ પોતાની દુકાનો નાખી હતી ને ધોતીયાં, ચાદર, મલમલ, રેશમી વણાટ, જરી કામ, ભરત વગેરેના નમુનાઓ લટકાવેલા હતા. દરેક તાકા પર ચીઠ્ઠીઓ ચોડી હતી. તેમાં તેનો ભાવ લખેલ હતો. આ ભાગમાં વેચાણની ધમાલ જબરી લાગી પડી હતી. કઇ મીલ કરતાં કઇ મીલનો માલ વધારે સારો છે તેની વાતો લોકો કરતા હતા. કાનપુરનું ગરમ કાપડ, ઢાકાની મલમલ, બંગાળાનું શણ, મુંબઈની રેશમની મીલના ભભકેદાર નમુનાઓ, ને અમદાવાદનું સુતર બધાનાં ધ્યાન ખેંચતાં હતાં. આંહી હેન્ડબીલોની છાકમછોળ ઉડતી હતી. પાછળના ખંડમાં સ્વદેશી દીવાસળીઓ, રમકડાં, ન્હાવા ધોવાના સાબુઓ, તેલ, ધાતુના ઘરગથુ પદાર્થો, દવાઓ, શાહીઓ, સ્લેટો, વારનીશ, સ્ટેશનરી સામાન વગેરેના ગંજના ગંજ ખડકેલા હતા. પરદેશી માલથી ઉભરાઇ જતાં આપણાં બજારોમાં આ સ્વદેશી માલ પણ ટક્કર લઇ શકે તેમ છે એમ દેખાતું હતું અને લોકો આનંદથી તે ખરીદતા હતા.

હવે સઘળા પ્રદર્શનના અતિ સુંદર વિભાગ સામે આવી ઉભા. આંહી ચિત્ર કામના, કોતર કામના ને બીજા હુન્નરના નમુનાઓ મૂકાયલા હતા. સફાઈદાર ને બારીક કોતરણી જોઇ, જુદી જુદી સ્થિતિમાં મનુષ્યોનાં ને પ્રાણીઓનાં આબેહૂબ પૂતળાંઓ જોઇ, કુદરતનાં તાદૃશ ચિત્રો જોઇ, દેશદેશના રીત રિવાજના દેખાવો જોઈ અને પીંછીની ખૂબીદાર છટા જોઇ આપણી મંડળીના મ્હોંમાંથી "આહાહા!" એમ નીકળ્યા વગર રહ્યું નહિં. ખેડુતની જીંદગીનું ચિત્ર દરબારશ્રીને એટલું બધું તો પંસંદ પડયું કે તે તેમણે મ્હોટી રકમ આપીને વેચાતું લીધું. એક દ્રાક્ષના વેલાનું ચિત્ર એટલું બધું તો તાદૃશ હતું કે પક્ષિઓ તેમાંની દ્રાક્ષ ખાવાને માટે વારે ઘડીએ

આવીને તે પર બેસતા તથા ચાંચ મારતાં હતાં. આ જોઇ મંડળીને બહુ મજા પડી.

હવે તેઓ ખનીજ વિભાગ તરફ વળ્યા. આંહી જાત જાતના માટીના, પત્થરના, કાચી ધાતુના, કોલસાના, મીઠાના, ખારના, રંગના, રેતીના ને બીજા નમુનાઓ ગોઠવેલા હતા. કયા પ્રકારની જમીન માંથી કયા પ્રકારના ખનીજ પદાર્થો નીકળશે તેની માહિતી આપવાને આંહી ખાસ ગોઠવણો કરેલી હતી. રંગપુરની આસપાસ કોલસા નીકળી શકે તેવું છે એમ એક અંગ્રેજે દરબારશ્રીને કેટલાક વખત પ્હેલાં કહ્યું હતું. આથી તેમણે કોલસાની ખાણો નીકળી શકે તેવી જમીનની માટીના નમુના કારકુન પાસે માગ્યા. જે કારકુને તેમને બતાવ્યા. પટેલ વગેરેએ જોતાં તેને લાગ્યું કે રંગપુરની આસપાસ પણ આવી જાતની માટી ને પત્થર નીકળે છે ખરા, આથી તે ખાણનું, ખાણનાં હથિયારોનું ને તેની કિંમતનું તથા મળવાના ઠેકાણાનું કેટલૉગ લઇ લીધું. તથા ખાણ ખોદવાની ને કામ કરવાની રીતનાં કેટલાંક ચિત્રો પણ ખરીદ્યાં.

હવે તેઓ આનંદ ગમતના વિભાગ પર આવી પહોંચ્યા. સામે ન્હાનાં ન્હાનાં નાટકો થતાં હતાં. જમણા હાથ તરફ એક ટેકરી બનાવી તે પર ન્હાનીશી રેલવે ચ્હડાવેલી હતી. જેમાં સેંકડો માણસો બેશીને ચ્હડતાં ઉતરતાં હતાં; એક બાજુ ન્હાની પ્રવાહિત નદી બનાવી તેમાં ઘણા જોસથી વહેતાં વહેતાં હોડકાં ગોઠવેલાં હતાં. ડાબા હાથ પર ખાવા પીવાની દુકાનો ને હૉટેલોમાં કીટસન લાઇટ ઝગઝગી રહી હતી. પચરંગી સાડીઓ, જાત જાતના પોષાક, નવી નવી ભાષાઓનો ગણગણાટ, ભારી ગીચાગીચ ને મ્હોટો કોલાહલ તથા સુંદર દેખાવ જોઈ સઘળા ઘણાજ ખુશી થયા. ને આવા મેળા વેપારને, ખેતીને, હુન્નરને તથા બીજા બધા જ્ઞાનને કેટલા બધા ઉપયોગી છે તેની; આજે આપણને

કેટલો બધો લાભ થયો તેની; તથા કેટલો આનંદ થયો તેની વાતો કરતા કરતા હસતે ચહેરે સર્વે ઘર તરફ ચાલ્યા.

**સંગ્રહસ્થાન. ***

બીજે દહાડે લગભગ સાડાત્રણ વાગે રાણીનો બાગ જોવાને આપણી મંડળી બહાર નીકળી. રસ્તામાં આ બાગને રાણીનો બાગ શામાટે કહેછે તેની વાતચીત શા' ને હરીચંદ વચ્ચે થઈ. આજે શનીવાર હોવાથી બાગમાં બેન્ડ વાગવાનું હતું. જેથી માણસોનાં ટોળેટોળાં બાગમાં ઉતરી પડયાં હતાં. જેમાં મ્હોટો ભાગ યુરોપિયન, પારસી ને દેશી ખ્રિસ્તીનો હતો. આપણી મોટરકાર થોડા જ વખતમાં બાગમાં દાખલ થઈ મ્યુઝીયમની સામેના ફૂવારા પાસે ઉભી રહી. અત્યારે ફુવારો પોતાની સેંકડો સેરોમાં પૂરજોસમાં ઉડી ધોધની માફક હોજમાં પડતો હતો. અને તેના શીકર ( છાંટા ) ઘણે આઘે સુધી ઉડી લીલોતરીને ન્હવરાવતા હતા, ને જોનાર માણસોને ઠંડક આપતા હતા. આ જોઇ હરીચંદે કહ્યું–પટેલ જુઓ, જે તળાવમાંથી આ કુવારામાં પાણી આવે છે તે તળાવના પાણીની સપાટી જેટલો લગભગ ઉંચે આ કુવારો ઉડે છે.

**પટેલ૦**—એમકે, પણ લાગેસે તો બહુજ મજાનો.

કુવારાની શોભા થોડીવાર નીરખી સઘળા આલ્બર્ટ મ્યુઝીયમ તરફ ચાલ્યા અને બહાર પગરખાં ઉતારી અંદર દાખલ થયા તો સામેજ અનેક જાતના હિંસક, ઝેરી તથા નિર્દોષ ને ગરીબ પ્રાણીઓનાં મૃતશરીરોનાં ભરેલાં કબાટ જોવામાં આવ્યાં. મરેલાં પ્રાણીઓના શરીરમાંથી માંસ, લોહી, નસો વગેરે કાઢી તેમાં મસાલો ભરીને રાખવાથી તે સડતાં કે ગંધાતાં નથી. અને લાંબી મુદત સુધી રહી

* સંગ્રહસ્થાનનો વધારે સારો ખ્યાલ આપવાને વિકટોરિયા ગાર્ડનનું વર્ણન જરા વધારે પડતું કર્યું છે.

શકે છે. તેમજ દારૂની અંદર માછલાં, સાપ, કાકીડા, કરચલા, વગેરે ને ડુબાવી રાખવામાં આવે તો તે પણ જેવા ને તેવાજ રહી શકે છે. આ ગોઠવણ પ્રમાણે આ ઓરડામાં સિંહ, વાઘ, વરૂ, શિયાળ, માંછલાં, વીંછી, અનેક પક્ષીઓ અને અનેક પશુઓ રાખેલાં હતાં. બે ત્રણ કબાટમાં રૂના પોલની વચ્ચે સેંકડો ઇંડાઓ મૂકેલાં હતાં. શાને આ જોઈ બહુ સુગ ચ્હડી, તેણે પૂછ્યું-બાપુ, આ મડદાં સું કડવા રાખ્યાં સે, આતો અઘડમનું કામ કેંવાય, આમાં ફાયદો સું ?

હરીચંદે એક ખુણા તરફ શા'ની નજર ખેચીને કહ્યું.--ચાલો, આપણે ત્યાં જઇએ. ત્યાંથી તમને તમારા પ્રશ્નનો જવાબ મળશે. સઘળાઓ તે ખુણા તરફ વળ્યા. તો વીંછીના કબાટ પાસે એક મડમ ઉભી ઉભી કંઇ લખતી ને જોતી હતી. તેના હાથમાં વીંછીને લગતુંજ પુસ્તક હતું. કબાટમાં ન્હાના મ્હોટા સેંકડો વીંછીઓ ટાંકણી મારી મારીને ગોઠવેલાં હતાં. આ દેખાડી હરીચંદે કહ્યું-શા' જુઓ, એ પ્રાણીવિજ્ઞાન શાસ્ત્રનો અભ્યાસ કરે છે. તેના હાથમાં જે પુસ્તક છે તે પણ આંહીનુંજ છે. આંહી દરેક વિભાગમાં તે તે વિભાગને લગતાં પુસ્તકોની પુસ્તકશાળા ગોઠવેલી છે. એટલે જેને જે વિયષનો અભ્યાસ કરવો હોય તેને તે તે વિષયનાં પુસ્તકો ને સાધનો તરતજ વગર મહેનતે મળી આવે છે. આ આખા બાગમાં આ પ્રમાણે ઘણાં માણસો અભ્યાસ કરતાં ત્હમે જોશો. કોઇ ચિત્રકળાનો તો કોઇ વનસ્પતિશાસ્ત્રનો, કોઇ ખનીજ વિદ્યાનો તો કોઇ પ્રાણીવિજ્ઞાનનો તો કોઇ શિલ્પનો ને કોઇ યંત્રશાસ્ત્રનો એમ જુદા જુદા વિષયોનો આંહી અભ્યાસ થઈ શકે છે. આપણને વીંછી વિષે માહિતી મેળવવી હોય તો ગામડામાં શી રીતે મેળવી શકીએ ?

પટેલ૦—અરે ! વરહમાં એકાદ વીંસી ભાળ્યામાં આવે ઇમાં તે હું ખબર પડે કે વીંસી કેવા હોય. ને આમાં તો પાંસ સ વીંહુ જેટલા વીસી નોખી નોખી ભાતના રાખી મૂસ્યા સે.

અને શા' એ'--ઓલો જુવો તો ખરા-ઇ પાંદડીઓ વીંઝી હો. હા. ઇ નાગની ફણુ પર રીએ એમ ગોવા ભટ કેતા'તા.

અભ્યાસમાં મગ્ન થયલી મડમને ગામડાના પટેલનાં વાક્ય બહુ રમુજ આપનારાં થઇ પડયાં. ને તેણે હસતે ચહેરે તેના સામું જોયું. પટેલને આથી કંઇક સંકોચ થઇ આવ્યો. હવે સઘળાં ઉપર ચ્હડયા. દાદર પર ચ્હડતાંજ હરીચંદે મહારાણીશ્રીના પતિના બાવલા પર મંડળીનું ધ્યાન ખેંચ્યું. ને આ સંગ્રહસ્થાન તેમની યાદગીરીમાં બંધાયું છે તે સૂચવ્યું. ઉપર એક તરફ યાંત્રિક વિભાગ હતો. જેમાં જુદા જુદા ધંધાને લગતાં અને યંત્રોના ન્હાના મ્હોટા નમુના ગોઠવેલા હતાં. તે જોઇ શા' એ કહ્યું-'બાપુ, આવાં તો આપણે કાલે વાં પણ દીઠાં' તાં.

દર૦—હા. પણ ત્યાં તો તે યંત્રો પોતેજ હતાં. અને આતો તેના ન્હાના નમુના છે. આથી તો ફક્ત યંત્રોની ગોઠવણીની આપણને સમજ પડે. કંઇ તેમાંથી માલ પેદા કરી શકાય નહિ.

પટે૦--તંઈ આ સું કામના?

હરી૦--પટેલ જુઓ, આંહી તો આખી દુનિયામાં વપરાતા ઘણાખરા સાંચાના નમુનાઓ છે. જેથી સંચા બનાવનારા કારીગરો તથા વાપરનારાઓને તે સંબંધે ઘણીજ માહિતી મળી શકે છે. આ જુઓ કુવામાંથી પાણી કાઢવાના નહિ હોય તોય ૩૦-૩૫ સાંચા છે ખરૂં કે? એટલા બધા કંઇ કાલના પ્રદર્શનમાં હતા?

આ પ્રમાણે વાતો કરતાં કરતાં તેઓએ ખનીજ વિભાગમાં જઇ પૃથ્વીનાં જુદાં જુદાં પડોના દેખાવ, જુદી જુદી કાચી ધાતુઓ, જુદા જુદા ધાતુના પત્થરો, ખરતા તારાઓ, રેતીઓ, માંટીઓ, જમીનમાં દટાયલાં પ્રાણીઓનાં અવશેષો, દરીઆને તળીએ જંતુઓએ બનાવેલા ખડકો તથા આ સઘળી બાબતોને લગતી એક લાઇબ્રેરી જોઇ વનસ્પતિ વિભાગમાં જઇને અનેક વનસ્પતિનાં વર્ગણીમાં ગોઠવેલાં

પાંદડાંઓનાં પુસ્તકો, બીયાંઓ, લાકડાંઓ, જંગલના દેખાવ, ફુલો, મૂળીયાંઓ, છાલો અને આ સઘળાને લગતાં પુસ્તકોનો ભંડાર જોયો. અમેરિકાનાં ફર્નના ઝાડના થડમાંથી કોરી કાઢેલો ગાડીનો બુગદો જોઈને બધાને ઘણીજ નવાઇ લાગી. આ રાક્ષસી ઝાડનું થડ ૮૫ ફીટના ઘેરાવાનું હતું. અને તેની ઉંચાઈ લગભગ ૩૦૦ ફીટ જેટલી હતી. આવાં રાક્ષસી ઝાડોનાં અમેરીકામાં તો જંગલનાં જંગલ ઉભાં છે. આ વિભાગમાં કેટલાક વૈદ્યો ને કેટલાક વનસ્પતિશાસ્ત્રીઓ બેશી પુસ્તકો વાંચતા હતા તથા વનસ્પતિના નમુનાઓ તપાસતા હતા.

શિલા વિભાગમાં આપણી મંડલીએ ગ્રીક, ઈટાલીયન, રોમન, તથા આપણાં પ્રાચીન ઘાટનાં, મુગલાઈ વખતનાં, ને ચીન જાપાનીસ ઘાટનાં અનેક પુતળાંઓ જોયાં. અનેક પુલ ગુંથણીઓ, વેલ્યો, દેખાવો ને ગુંચવણીના નમુનાઓ આંહી કોતરેલા હતા. તાજમહાલનો નમુનો આ બધા નમુનામાંથી બહાર દીપી નીકળતો હતો. આંહી જૈન પ્રતિમાઓ દેખાડતાં હરીચંદે કહ્યું-જુઓ આપણા જુના અને નવા કારીગરોનાં જે પુતળાંઓ છે તેના હાથ, પગ, પેટ, મ્હોં વગેરે એક સરખાંજ હોય છે. પણ આ ગ્રીક ઘાટનાં પુતળાંના હાથ પગ, જુઓ. કેવા છે? તેના માંસના લોચા, તેની નસો ને તેના સઘળા અવયવો કેવા આબેહુબ છે!

આંહી પણ કેટલાક શિલ્પશાસ્ત્રીઓ નિરીક્ષા કરતા હતા. આ પછી તેઓએ ચિત્ર વિભાગમાં જઈ દેશ પરદેશનાં મ્હોટી મ્હોટી કિમતનાં જુનાં અને નવાં, કુદરતનાં દેખાવનાં, રીત રિવાજનાં, પ્રસંગોનાં કાગળપર કાઢેલાં, લૂગડાંપર દોરેલાં, ભીંત પર રંગેલાં; પત્થપર ચિતરેલાં એવાં અસંખ્ય ચિત્રો જોયાં, બધા એક જુએ ને બીજું ભૂલે, આમાં શું જોવું ને શું ન જોવું એમાં જ સઘળા મુંઝાઇ ગયા. અંત્રે કેટલાક ચિતારાઓ ચિત્રો દોરતા હતા. આ વિભાગની લાઇબ્રેરીનાં પુસ્તકો પણ એટલાં જ સુંદર ને દેખાવડાં હતાં.

આ રીતે તેઓએ પાકા માલના, ભૂતળના, ઇતિહાસના, સાયન્સના ખગોળના ને બીજા કેટલાક વિભાગ લાઇબ્રેરી, નમુના, ને અભ્યાસીઓથી ભરાયલા જોયા. હવે તેઓ બહાર નીકળી પગરખાં પહેરી બાગમાં ફરવા લાગ્યા. બાગમાં જમીનના મ્હોટા મ્હોટા ખંડ પાડી તેમાં એકજ વર્ગને લગતી વનસ્પતિઓ રોપવામાં આવી હતી. અને દરેક મંડપ પર મ્હોટાં પાટીઆં મારી તે તે વર્ગનાં નામ લખવામાં આવ્યાં હતાં કયાંઇ 'અપુષ્પ વનસ્પતિ' તો કયાંઇ 'તૃણ વનસ્પતિ' કયાંઇ 'દ્વિદળ વનસ્પતિ' તો કયાંઇ 'એકદળ વનસ્પતિ' ને કયાંઇ 'છાદિત બીજ વનસ્પતિ' એમ લખેલું હતુ. અને તે ખંડમાં હારોહાર રોપેલાં ઝાડો પર ધાતુના પતરાના ન્હાના કકડા લગાડી તેમાં તે ઝાડનું નામ ને નંબર નોંધવામાં આવ્યાં હતાં. વળી આ વનસ્પતિના ગુણદોષ, તેને ઉછેરવાની રીતો, પૂરવાનાં ખાતર વગેરે જાણવાને માટે આલ્બર્ટ મ્યુઝીઅમના ઉપલા ભાગ પર ખાસ લાઇબ્રેરી રાખવામાં આવી હતી. આથી વનસ્પતિ શાસ્ત્રના અભ્યાસીઓને ઘણી જ સવડ પડતી હતી. આ સઘળા ભાગમાં ફરતી ફરતી આપણી મંડળી જીવતાં પ્રાણીઓના વિભાગ પાસે આવી ઉભી.

લોઢાના સળીઆનાં તથા જાળીનાં મ્હોટાં મ્હોટાં ઘરો બનાવી તેમાં જીવતાં પશુઓ, પક્ષીઓ, જળચરો ને શીકારી જાનવરોને ગોંધેલાં હતાં. વળી સે જનાવરોને રહેવાને માટે તે બંધ ઘરોમાં તેમનાં સ્વાભાવિક સ્થાનો જેવાં સ્થાનો બનાવેલાં હતાં. પક્ષીઓને માટે ઝીણી જાળી વાળાં ઘરોમાં ઝાડી ને વહેળીઆં બનાવેલાં હતાં. હિંસક પ્રાણીઓને માટે મજબુત લોઢાના સળીઆનાં ઘરોમાં કૃત્રિમ ગુફાઓ ને કોતરો બનાવેલાં હતાં. હરિણાદિ નિર્દોષ ને ગરીબ પશુઓ માટે લાકડાના મ્મોટા વંડા વાળી લીધેલા હતા. હંસ બતકાદિ છળચરો માટે ન્હાનાં ન્હાંનાં તળાવો ને નદિઓ બનાવેલાં હતાં. સસલાં, ઉંદરો, વગેરે માટે રેતી ભરેલાં પાંજરાં રોક્યાં હતાં આમ સર્વ પ્રાણીએ

માટે તેની ખાસીયતને અનુકૂળ સ્થાનો બનાવ્યાં હતાં. આ વિભાગની વર્ગણી પણ વનસ્પતિ વિભાગની માફક કરી તેના પર પાટીયાં મારેલાં હતાં. અને 'કરોડ વાળાં' 'પેટે ચાલનારાં' 'માંસના લોચા વાળાં' 'કરડનારાં' વગેરે નામોપરથી તે વર્ગ ઓળખાઇ આવતાં હતાં, કાંગારૂ, જીરાફ, હંસ, સિંહ, અજગર, શાહમૃગ વગેરે સાધારણ રીતે આ દેશમાં જોવામાં ન આવતાં વિચિત્ર પ્રાણીઓ જોઇ બધાને નવાઇ લાગી આહીં કેટલાક પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રીઓ તથા ચિતારાઓ કામ કરતા હતા.

હવે લગભગ સાંજ પડવા આવી હતી. સુગંધીને ઠંડા પવનની લહેરીઓ ધીમેથી વાતી હતી, અને વેલીઓ પર હિંચતાં નવરંગી ફુલો સંધ્યાની સુરખીમાં શોભા વધારતાં હતાં. તેવામાં બેન્ડના મધુર અવાજ કાન પર પડવા માંડયા. જેથી આપણી મંડળી તે તરફ વળી. આંહી હજારો માણસોનો પચરંગી મેળો જામ્યો હતો. આપણી મંડળીએ એક બેંચ પર બેઠક લીધી. ને બેન્ડ સાંભળતાં નીચેની વાતો શરૂ કરી.

દ૨૦—પટેલ, કહો. કાલે જોયું તે પ્રદર્શન રૂહડે કે આજનું સંગ્રહસ્થાન રૂહડે?

પટેલ૦—બાપુ, બેય બહુ સારાં સે. પરદશણુમાં વેસાતો તો ને આયાં નથી વેસાતો. આંહી મરેલાં ને જીવતાં જનાવર ને ઝાડપાલો સે એવું કાંઇ વાં નોતું. એટલો જ મને ફરક લાગેસે.

હરી૦—હા. એ ખરૂં પરંતુ પ્રદર્શન ને સંગ્રહસ્થાન એ બંનેના હેતુ જુદા છે. પ્રદર્શન એ વ્યાપાર હુન્નરની વૃદ્ધિમાં બહુ જબરી ને તાત્કાલિક અસર કરે છે. જ્યારે સંગ્રહસ્થાન એ જ્ઞાન ઉપર જબરી અસર કરે છે. એટલે કે અભ્યાસીઓને માટે સંગ્રહસ્થાન ને વ્યાપારી તથા હુન્નરીઓને પોતાનું બજાર વધારવા માટે પ્રદર્શન વધારે ઉપયોગી છે. વળી પ્રદર્શન તો થોડાક દહાડા રહેશે ને પછી ઉપડી જશે, પણ આતો હમેશને માટેજ રહેવાનું. દિવસે

દિવસે આંહીંનાં યંત્રો. પ્રાણીઓ ને નમુનાઓમાં વધારો જ થવાનો- . ઘટાડો નહિ.

**મોતીશા'**—અડાબડ સે. પણ આનંડ ગંમટ ને ગનાન તો બેઉમાં મડસે.

ક્ર૨૦—વળી પ્રદર્શન તો જગેજગે ભરી શકાય. કેમકે તે ભરવામાં જે ખરચ થાય તે જોવા આવનારઓની ટીકીટોમાંથી ને માલ મૂકનારાઓના ભાડામાંથી ભર પાઈ થઈ જાય છે. પણ સંગ્રહસ્થાનમાં ઉપજનું નામ નહિ ને ખરચનો પાર નહિ. એના ખરચનો બદલો તે જનસમાજના જ્ઞાન ને આનંદમાં વધારો તે.

પટેલ ને શા'નું ધ્યાન તો હવે બેન્ડ સાંભળવામાં વધારે રોકાયું હતું જેથી વાતો ધીમે ધીમે શાંત પડી ગઇ.

આજકાલ આપણો દેશ એટલી બધી નબળી સ્થિતિ પર આવી ગયો છે કે દેશના મ્હેટા ભાગને લગભગ એક જ વખત ટાઢો ટુકડો ખાવાને મળે છે. અને લાખો માણસોને તો હંમેશાં તદ્દન ભૂખ્યાં પણ સૂઇ રહેવું પડે છે. દિવસે દિવસે આપણે ઘસાતા જઇએ છીએ, વરસાદની અનિયમિતતાથી, જમીન રસકસ વગરની થઇ જવાથી, કરના બોજાથી ને ખેતી સંબંધેના આપણા અજ્ઞાનથી આપણી ખેતી પાયમાલ થઇ ગઇછે, નોકરીઓમાં કાંઈ સાર રહ્યો નથી, ને વ્યાપાર રોજગાર કરવાની મૂડી કે સ્વતંત્ર હુન્નરો ચલાવવાની લાયકાત આપણામાંના ઘણાકને નથી. આવી સ્થિતિ આવી જવાથી પૈસાદાર માબાપનાં છોકરાંની સામે 'શો ધંધો કરવો' એ મુશ્કેલી આવીને ઉભી રહેછે તો. પછી ગરીબ માબાપનાં અને બીલકુલ કેળવણી નહિ લીધેલાં બાળકો પોતાનું પેટ શી રીતે ભરી શકે.

આથી થોડું ભણેલા અગર છેક નહિ ભણેલાને તથા મૂડી વગર-

ના ગરીબ માણુસોને કેટલાક ન્હાના સાદા હુન્નરો જાણવાની જરૂર છે કે જેથી તેની મદદથી તે ગમે ત્યાં જઇને પણ પોતાના પેટ પુરતો રોટલો પેદા કરી શકે. નીચે આપેલા હુન્નરો એટલા તો સાદા છે કે તેમાં લાંબી આવડતની કે મ્હોટી મૂડીની જરૂર પડતી નથી. એકાદ વખત તેનો પ્રયોગ કરી જોવાથી તે આવડી જાય છે.

૧. નામનાં પાટીઆં ચીતરવાં....જો તમને ફકત ભાંગ્યુંતૂટયું વાંચતાં લખતાં પણ આવડતું હશે તોય આ કામ બે ચાર રોજમાં તમે શીખી શકશો. મુંબઇ, અમદાવાદ જેવાં મ્હોટાં શહેરોમાં આ ધંધાની રોજી સારી મળે છે. કેમકે ત્યાં સઘળા ધંધાદારીઓને પોતાનાં નામનાં પાટીઆંની ગરજ પડે છે. આ કામને માટે નીચલા સાધનો-ની જરૂર પડે છે.

૧. પાટીઉં....ઘણે ભાગે ચીતરાવનાર માણસ જ તે લઇને આવે છે. નહિ તો આપણને તેના પૈસા આપે છે.

૨. સફેદો....ધોળા અક્ષર લખવા માટે સફેદો કાલવેલો અને કોરો એમ બે જાતનો આવે છે. કાલવેલો સફેદો તેલમાં મેળવેલો હોય છે. અને તે આપણા શરૂઆતના કારીગરને માટે સારો છે. બે ત્રણ પૈસાનો સફેદો એક મ્હોટા પાટીઆ માટે પૂરતો થઇ પડે છે.

૩. મશી.....પાટીઉં કાળું કરવા માટે તેનું ચાર પસાનું પડીકું આવે છે. આપણને તો અડધું પડીકું પૂરતું થઇ પડશે.

૪. બેલતેલ...સફેદામાં તથા મશીમાં નાખવા માટે. તેનો ૧॥ રૂપિયા નો ડબો તથા ભા રૂ.નું અડધીયું આવે છે. પણ આપણને ત્રણ ચાર પસાનું તેલ ઘણું થઇ પડશે.

૫. બ્રશ.......એકાદ બે મ્હોટી ન્હાની પીછીઓ. અકેક પીછી ત્રણ કે ચાર પૈસે વેચાતી મળે છે.

આથી જણાશે કે આપણને શરૂઆત કરવાને ફક્ત ચાર પાંચ આનાની મૂડીની જ જરૂર છે. હવે ધારો કે આ સઘળો સામાન તમારી પાસે છે, તો તમો પાટીઉં રંગવા ચીતરવાની શરૂઆત કેવી રીતે કરશો ? પ્રથમ તો કાળી મશીમાં બેલતેલ નાખી તેને ખૂબ ઘુંટી એક રસ કરો. જો તેને જરા પાતળી કરવાની જરૂર જણાય તો બેલતેલ વધારે નાખો. બેલતેલ મોંઘું મળતું હોવાથી કેરોસીનનો ઉપયોગ પણ કરે છે. મશી તૈયાર થાય કે તરતજ મ્હોટી પીછી વતી પાટીઆપર તેનો પાતળો હાથ મારી દો. કાળો રંગ આછો જણાય તો બીજી વાર હાથ મારવો. હવે તે પાટીયાને એક દ દહાડો સુકાવાને બાજુ પર રાખી દો.

બીજે દિવસે તે સૂકાઈ ગયા પછી તેના પર જે લખવાનું હોય તે આંકીને ચાક વતી બેવડા અક્ષરે લખી કાઢવું. પાટીઆં ચોતરવાના હુન્નરમાં જો કંઇ પણ આવડતની જરૂર પડતી હોય તો ફક્ત આ બેવડા અક્ષર લખવાની આવડતની જ જરૂર છે. તમારી લેખનકળાની કે દસ્કત શિક્ષક કોપીબુકોના પહેલા બીજા નંબરમાં ગુજરાતી બેવડા અક્ષરો આપેલા છે તે જોઇ જવાથી ઝટ આવડી જશે.

ચાકથી આવા અક્ષરો લખાઈ ગયા પછી તેમાં પૂરવાને માટે સફેદો તૈયાર કરો. કાલવેલા સફેદામાં બેલતેલ કે થોડુંક કેરોસીન નાખીને આંગળીથી ખૂબ હલાવો ને જ્યારે તે એકરસ થાય ત્યારે પીછી વતી પેલા અક્ષરોમાં તે પૂરો, આથી પાટીઉં તૈયાર થશે.

કામ કામને શીખવે છે. તેમ આ કામ કરવું. શરૂ કર્યા પછી તેમાં આગળ વધવાને શું શું કરવું તે એની મેળે જ તમને સૂઝી આવશે. સફેદાના કે મશીના હાથ હમેશાં પાતળા મારવા, નહિ તો તેના રેગાડા ચાલશે, ગુજરાતી અક્ષરો બેવડા લખતાં આવડયા પછી બાળબોધ ને અંગ્રેજી અક્ષરો બેવડા લખવાની તથા પહોળાઇ વધાર-

વા ઘટાડવાની તથા છાયાએ પાડવાની ટેવ પાડવી. આથી એક અક્ષરની લખામણી ૧થી ૪ પસા સુધી તમને મળશે.

(૨.) વાસણોને કલાઈ ચડાવવી....આ હુન્નર પણ ઓછી આવડતનો ને થોડી મૂડીથી થઇ શકે તેવો છે. દશબાર વરસના વગર ભણેલા છોકરાઓ આ હુન્નર પર પેટ ગુજારો ભરે છે. ન્હાની સરખી ધમણ થોડાક કોલસા, સાણસી, કલાઈની કકડી, ને બાફેલા નવસારથી આ ધંધાની શરૂઆત કરી શકાય છે.

વાસણને કલાઈ ચ્હડાવતા પહેલાં તેને તપાવવાં પડે છે. માટે આ કામની શરૂઆત કરતાં પ્રથમ ધમણને સરખી ગોઠવવી જોઈએ. આપણા, કલઈગરાઓ જમીનમાં જરા લાંબો ખાંચો પાડી તેમાં ધમણનું નાળચું-મ્હોં બ્હાર રહે તેવી રીતે બેસે છે. ને મ્હોં આગળ કોલસાના કકડા ગોઠવી દેવતા કરે છે. આથી એકદમ ને થોડે કોલસે દેવતા તૈયાર થાય છે.

હવે વાસણ તપાવતા પહેલાં તેમાં ચોટેલા કાટને કે કચરાને એક લોઢાના ખીલાવતી ઘસીને ઉખેડી નાખવામાં આવે છે. ને પછી તેને તપાવે છે. સારી પેઠે તપી જાય છે એટલે તેમાં જરા કલઇની કકડી ઘસે છે. કલઇ એ સાથી વહેલી પીગળે તેવી નરમ ધાતુ છે તેથી ગરમ વાસણને અડતાં જ તેનો રસ થઇ જાય છે. પછી લુગડાનો કે રૂનો ગાભો લઇ તેને બાફેલા નવસારના ભૂકામાં બોળી તે વતી પેલી ઓગળેલી કલઇને આખા વાસણમાં ઘસી કાઢે છે, વાસણમાંના ખાંચા, કોર ને વાંકાચૂકા ભાગ પર જાળવીને કલઇ લગાડવામાં આવે છે. બધે કલઇ એક સરખી લાગી ગયા પછી તે વાસણને એકદમ ઠંડા પાણીમાં ઝબોળવામાં આવે છે. આ પ્રમાણે ઘણી સાદી રીતે આ કામ કરી શકાય છે.

(૩) ફ્રેમ મેકરનો ધંધો....ફ્રેમ જડવાનો ધંધો પણ આવો જ સરલ છે. પરંતુ તેમાં જરા વધારે સાધનોની જરૂર પડે છે. આ કામની

શરૂઆત કરવાને આપણી પાસે નીચે પ્રમાણે સાધનો જોઇએ.

ફ્રેમ, કાચ, કરવતી, ન્હાની હથોડી, ચૂંકો પાછળ લગાડવાનાં પાતળાં પાટીઆં, કાગળ કે પતરાં, કટ માઉન્ટ ( કાર્ડબોર્ડ ) ફ્રેમ કાપવાનું ચોકઠું, સરેશ, બ્રાઉન પેપર, કાચ કાપવાની હીરાકણી, પુટપટ્ટી, કાચ સાફ કરવાની માટી, સ્ક્રુ કે કડી.

ધારો કે આપણી પાસે આટલાં સાધનો પડેલાં છે. ને એક છબિ તૈયાર કરવાની છે તો નીચે પ્રમાણે ક્રમવાર આપણે કામ કરવું જોઇએ.

. છબિનું માપ લઇ તે પ્રમાણે પ્રથમ ફ્રેમના કકડા કરવા જોઇએ. ફ્રેમની અંદરની બાજુ એ માપ લેવાનું હમેશાં ધ્યાનમાં રાખવું જોઇએ. બ્હારની બાજુ એ માપ લેવાથી ફ્રેમ નાની થઇ જાય છે. ધારો કે ૧૨×૧૮ ઇંચની છબિ છે, તો ફ્રેમની પટીમાંથી ૧૨ ઇંચના બે ને ૧૮ ઇંચના બે કકડા કાપી કાઢવા જોઇએ. જો ફ્રેમની પહોળાઇ એક ઇંચનીહોય તો કકડા એવા કાપવા જાઇએ કે જે અંદર ની બાજુએથી ભરતાં ૧૨, ૧૮, ૧૨, ૧૮ થાય; અને બ્હારની બાજુથી ભરતાં ૧૪, ૨૦, ૧૪, ૨૦, ઇંચ થાય. આમ કકડા કાપી કાઢવા એ ઘણું સ્હેલું છે. કેમકે અંદરની બાજુ સાથે ૧૩૫ ડીગ્રી નો ખુણો કરે ને બ્હારની બાજુ સાથે ૪૫ ડીગ્રી નો ખુણો કરે તેટલી ત્રાંસી લીટીમાં ફ્રેમના દરેક કકડાને કાપવાથી તે બરાબર માપમાં કપાશે. કકડા માપ પ્રમાણે બરાબર કપાય તેટલા માટે તેવા આકારનું ચોકઠું પોતાની પાસે રાખે છે. તે ચોકઠાની ઉપલી પટીની જોડા જોડ ફ્રેમ રાખીને કરવતી વતી તેમાં પાડેલા કાપ પ્રમાણે તે કાપી કાઢે છે. પ્રથમ તેની અંદરની બાજુએ ૧૨, ૧૮, ૧૨, ૧૮, ઇંચને અંતરે જરા જરા કાપ કરી જાય છે ને પછી તેને પેલા ચોકઠામાં મૂકી ત્રાંસુ કાપી કાઢે છે. એટલે બંને છેડે ઉપરની બાજુ કરતાં અંદરની બાજુ એકેક ઇંચ વધારે રહે છે.

કકડા તૈયાર થયા પછી તે ચારે કકડાને ક્રમવાર ગોઠવી તેના છેડા પર ચુંકો મારી ખોખું તૈયાર કરી દે છે. સ્લેટનાં પાટીઆંની ગોઠવણ પર નજર કરશો એટલે આ ખોખાનો ખ્યાલ ત્હમને આવી જશે.

ચોકઠું ખોખું તૈયાર થયા પછી છબિના માપ પ્રમાણે જ કાચ કાપી કાઢવો જોઇએ. કાચ કાપવાની હીરાકણી વાળી પેનસીલ તૈયાર આવે છે. જેમ આપણે કાગળ કે સ્લેટ પર આંકણી વતી સીધી લીટીએ આંકીએ છીએ તેમજ આ કણી વતી કાચ પર લીટો દોરવાથી કાચ સીધો કપાઇ જાય છે. કાચ કપાઇ ગયા પછી તેને માટી લગાડી સાફ કરી નાખવો જોઇએ. માટી ઘસી પછી તે પર લુગડું ફેરવવાથી કાચ સાફ થઈ જાય છે. સાફ થયેલો કાચ ચોકઠામાં મૂકી તે પર છબિને બરાબર સાફ કરી મૂકવી. પછી છબિ પાતળી હોય તો એકાદ જાડા કાગળનો કકડો તેવડો જ કાપી તે પર મૂકવો. ને પછી તેના પર તેટલાજ માપનું જાડું પૂંઠું, પતરૂં કે પાતળું લાકડું મૂકવું, ને પછી તેને પડખામાં ચૂકો મારી જડી લેવું.

આટલું તૈયાર થયા પછી એક બ્રાઉન પેપર લઈ સરેશ વતી તે પતરા, પૂંઠા કે પાટીઆ પર ફ્રેમની માથે આવી જાય તેમ ચોડી દેવો. આથી ધૂળ કે જીવજંતુ કેકશો કચરો તેમાં જઇ શકશે નહિ. હવે ફક્ત છબિ ટાંગવા માટે સ્ક્રુ કે કડી મારવાની રહી. જો ન્હાની છબિ હોય તો છબિના મથાળાના પાટીઆની વચમાં ને છબિ મ્હોટી હોય તો અડખાપડખાના બને પાટિઆના વચલાથી ઉપલા ભાગ તરફ બે કડીઓ ખોશી દેવી. એટલે આપણું કામ ખલાસ થશે.

કેટલીક વખત લોકો છબિના ઉપર રંગીન જાડો કાપેલો કાગળ (કાર્ડ બોર્ડ) મૂકાવે છે. આવા કાપેલા કાગળો સાદા તેમજ સોનેરી કોરવાળા કે સાદાં તેમજ સોનેરી રૂપેરી ચિત્રોવાળા આવે છે. પરંતુ તે વધારે મોંઘા મળે છે. તેને બદલે જો તેવા જાડા કાગળો લઇ

તેમાંથી જોઈતો આકાર છબિના માપસર કાપી કાઢીએ તો આપણને તે સસ્તો પડે.

(૪) ચોપડી બાંધવી....જો આપણી પાસે કંઈ થોડીક મૂડી હોય તો તો બુકબાઈન્ડરનો—ચોપડી બાંધનારનો ધંધો ઘણો સારો છે. જો કે ઘણા જ થોડા પૈસામાંથી પણ એ કામ કરી શકાય છે. ફક્ત પેટ પૂરતો નફો મેળવવાને માટે તો આટલાં સાધનોજ બસ થઈ પડશે. જાડાં પૂઠાં, માલબર કે તેવા જ બીજા (ઇમીટેશન) રંગીન પેપર, કપડું, સાદા કાગળ, પેજકટનો દડો, સૂયો, હથોડી, કાણાં પાડવાનો જાડો સૂયો, લાહી કરવાનાં સાધનો, સાદું પહોળું બ્રશ, વગેરે. જો ચોપડીઓ દાબવાને માટે ન્હાનો દાબ પ્રેસ, તેમજ પીઠ ગોળ કરવા માટેનો ન્હાનો પ્રેસ હોય તો તો બહુજ સારૂં. ચોપડીઓ કાપવાના કટીંગ પ્રેસ તો રૂ. ૨૫૦–૩૦૦ના આવે છે. જે આપણા ગરીબ કારીગરને પરવડી શકે નહિ. તે તો ચોપડીના દર બંડલે એકાદ બે પૈસા ભાડાના આપીને જ્યાં કટીંગ પ્રેસ હોય ત્યાં જઈ ચોપડીઓ કાપી આવે કે કપાવી આવે તો ચાલે.

ચોપડીની બાંધણીના ઘણા જુદા જુદા પ્રકાર છે. કાચી બાંધણી, કાચી–પાકી બાંધણી ને પાકી બાંધણીઃ એવા ત્રણ તેના સાદા પ્રકાર પાડી શકાય. તેમજ ચપટી પીઠની કે ગોળ પીઠની, શીવેલી કે સાંધેલી એમ પણ તેના ભાગ પાડી શકાય. ત્હમે જે બાળપોથી ને પહેલી ચોપડી વાંચી ગયા તેની બાંધણી તદ્દન કાચી ને કાગળની છે. ત્હમે બીજી ચોપડી ભણ્યા તે લૂગડાના પૂઠાની કાચી બાંધણીની હતી. ત્હમારી પાસે ભૂગોળ વિદ્યાનાં મૂળતત્ત્વ વગેરે છે. તે પીઠપર પટીવાળી જાડા કે પાતળા કાચાપાકા પૂઠાંની બાંધણીની ચોપડીઓ છે. ને ત્હમારી ચોથી પાંચમી ચોપડીની બાંધણી પાકી છે. ત્હમારા લાલશંકર ગણિતની પીઠ ગોળ વાળેલી છે. પરંતુ ત્રીજી કે ભૂગોળની પીઠ ગોળ વાળેલી નથી. વળી ત્હમારી ત્રીજી ચોપડી સાંધેલી છે, પણ

ત્હમારૂં ગણિત શીવેલું છે. શીવેલી ચોપડીમાં તેનાં દરેક જુદાં જુદાં ફારમોને યુક્તિથી જોડી દેવાય છે. આ પરથી જે ઉપર બાંધણીના પ્રકાર બતાવ્યા તે ત્હમે સમજી શકશો.

હવે અત્રે ચોપડી બાંધવાની એકાદ બે સાદી રીતો વિષે કહીશું. ધારો કે આપણી પાસે એકાદ ન્હાની ચોપડી કાગળના પૂઠાથી કાચી બાંધણીની બંધાવા આવીછે. (પહેલી ચોપડી જેવી.)

પ્રથમ તો તેનાં ફારમોને ક્રમવાર ગોઠવી જાડા સૂયા ને હથોડી વતી તેની પીઠ આગળ હારબંધ ત્રણ કાણાં પાડો. કાણાં પાડતી વખતે જો ત્હમારા સૂયાને મીણમાં ખોસતા જશો તો એકદમ કાણાં પડશે. આ કાણાંમાં પેજકટના ચીકણા દોરા પોરવી તેને બાંધો લો. પહેલાં વચલા કાણામાં દોરો પોરવો ને થોડોક છેડો બહાર રહે ત્યાં સુધી તેને ખેંચી લો. પછી નીચેથી જમણા કાણામાં, પછી ઉપરથી વચલા કાણામાં, પછી નીચેથી ડાબા કાણામાંથી દોરાને પસાર કરો ને છેવટે વચલા કાણામાંના દોરાના છેડા સાથે ગાંઠ વાળી દો. ને હથોડીથી ત્રણે કાણાને જરા ટીપી દોરાને બંધ બેસતો કરીદો.

ત્રીજી ચોપડી જેવા લૂગડાના પૂઠાની, કે સાદા કાગળનાજ પૂઠાની, કે પીઠપરની પટ્ટીવાલા કાચાપાકા પૂઠાની કે પાકા પૂઠાની બાંધણીની રીતો આંહી સુધી સરખી છે. હવે તે જુદી પડે છે. જો ઉપલું પૂઠું પહેલી ચોપડી જેવા સાદા કાગળનું જ હોય તો તો બાંધેલા ફારમોની પીઠે લાહી લગાડી તે પર પૂઠાને ચોડી દો. ને પછી તેને દાબમાં મૂકી દો. જ્યારે પીઠ સુકાઇ જાય ત્યારે કટીંગ પ્રેસમાં જઇ તેને પીઠ સિવાયની ત્રણે બાજુથી બરાબર કાપો–કે કપાવી— આવશો એટલે ચોપડી તૈયાર થશે.

પરંતુ ત્રીજી ચોપડી જેવા લૂગડાના પૂઠાને માટે જરા વધારે તરખડ કરવી પડશે. પ્રથમ તો બાંધેલી ચોપડીના કદથી બમણા બે કાગળ લઈ તેને વચમાંથી વાળી નાખો. જેથી ચોપડીનાં પાનાં જેવડાં ચાર

પાનાં થશે. તેમાનાં દરેક બે પાનાંને ચોપડી ની પીઠ પાસેનાં બંને પડખાં પર લાહી લગાડી ચોડી દો. હવે ચોપડીપર લગાડવાના લુગડાના કકડાને લાહી લગાડી જાવ. ને પછી તેને પેલી ચોપડીની બંને બાજુએ તથા પીઠે કરચલી ન પડે તેવી રીતે ખેંચીને ચોડી દો. અને દાબ આવે તેવી રીતે પ્રેસમાં મૂકી છાંડો. જ્યારે સૂકાય ત્યારે ઉપર કહ્યું તેમ તેને કાપી આવશો એટલે લૂગડાંની કાચી બાંધણીનું કામ તૈયાર થશે.

આ રીતમાં સ્હેજ ફારફેર કરવાથી જ પાટીવાળાં જાડાં પૂઠાંની બાંધણી તૈયાર થાય છે. ચોપડીની ચારે બાજુએ બબ્બે પાનાં લગાડી દીધાં પછી તે ચોપડીની બંને બાજુએ એક પડખાના પાના પર લાહી લગાડો ને તેના પર તેવડો જ જાડા પૂઠાનો કકડો કાપી કાઢી મૂકો જેથી તે ચોંટી જશે. પછી તેજ રીતે બીજા પડખા પર લાહીથી તેને લગાડી દો. હવે ચોપડીની લંબાઇ જેટલો લાંબો ને તેની પીઠ પ્રમાણે અડધો પોણો ઇંચ પહોળો કલૉથનો કકડો કાપી કાઢો. ને તે કકડા-પર લાહી લગાડી તેની પીઠે ચોડી તેને જોરથી ખેંચી બંને બાજુના પૂઠા પર વાળીને ચોડી દો. હવે કાગળના જે છાપેલાં પૂઠાં કે રંગીન કાગલ (માલબર પેપર કે ઇમીટેશન પેપર) ચોડવાના હોય તેના કકડા પૂઠા જેવડા કાપી કાઢો. ને તે પર લાહી લગાડી દબાવી દો પછી સુકાય એટલે કટીંગ પ્રેસમાં જઇ કાપી આવશો એટલે કાચું-પાકું બાઇન્ડીંગ તૈયાર થશે.

આખા લુગડાની બાંધણીને માટે જરા જુદી રીત છે. પરંતુ જો ત્હમને આટલી સાદી બાંધણી આવડતી હશે તો તેવી સારી બાંધણી કે પીઠ વાળેલી ગોળ બાંધણી શીખવવાને તમને પાઠ આપવાની જરૂર રહેશે નહિ. એટલે કે ત્હમેજ ત્હમારી મેળે તે રીત શીખી જશો.

ગુંથણ કામ....નેતર ગુંથવાનું કામ પણ આવા જ સસ્તા ને

ઓછી મુડીવાળા કે ઓછી આવડતવાળા હુન્નર માંહેનું છે. તેમાં પણ નેતર, તે છોલવાની છરી, તેની પાતળી ને સાફ ચીપ ઉતારવાનું બે છરી જડેલું ચોકઠું, ભરવાની પટી ને ટીપવાની હથોડી–એટલું જ હશે તો કામ કરી શકાશે.

પ્રથમ તો નેતરનાં છરી વતી ઝીણાં ઝીણાં ચોરીઆં કરવાં જોઇએ ને પછી તે ઝીણાં ચીરીઆંને વળગેલો ગર્ભ કાઢી નાખવાને તેને છોલવી જોઇએ. છોલવાને માટે ચોકઠાનો જ ઉપયોગ કરવામાં આવે છે. ઝીણી છોલેલી પટી તૈયાર થઈ કે સહેજે ગુંથવાનું કામ કરી શકાશે.

ખુરશી જેવામાં નેતર ભરવું તેમાંતો કંઇ લાંબી આવડતની જરૂર નથી. તેનાં કાણાંમાં આડાં ઉભાં નેતર એક પછી એક ખાનામાં લઈ ચડઉતર ભરી જશો તોય ચાલશે. પણ જો ચોકડી પાડયા પછી ત્રાંસી પટીઓ ચડઉતર ભરશો તો તો મજાના અષ્ટ કોણ પડશે ને નેતર પણ ટકાઉ ને ઘટ ભરાશે. એકલા નેતરની જ ખુરશીઓ, ટોપલીઓ, ટેબલો, રમકડાં કે બીજી કંઈ વસ્તુઓ ભરવી હોય તો તેમાં સારી આવડત ને હાથ ચાલાકી જોઇએ ખરી.

આ પ્રમાણે દુનિયામાં અનેક હુન્નરો ઘણી ટુંકી મૂડીથી ને સાદી આવડતથી ચલાવી શકાય તેવા છે. જો આપણને તેવા હુન્નરોનું સાદું જ્ઞાન જ હોય તો પછી ગમે તેવી કફોડી સ્થિતિમાં આપણે આપણું તથા આપણા કુટુમ્બનું ભરણપોષણ ચલાવી શકીએ.



## દુકાનમાં માલની ગોઠવણ.

એક વખત મ્હારે રમત ગમતને લગતો સામાન, કેટલીક દવાઓ ને થોડુંક ઉંચી જાતનું કાપડ ખરીદવું હતું. તેથી હું ઘણીક દેશી

દુકાનોમાં તથા યુરોપીઅન ને પારસીઓની દુકાનમાં ફર્યો. ફરતી વખતે મ્હને કેટલોક કડવો ને સારો અનુભવ થયો. પહેલાં તો ચાલતાં ચાલતાં ઘણીક દેશી દુકાનોમાં મ્હેં તાકી તાકીને જોયા કર્યું પણ દુકાનમાં દેખાઈ આવે તેવી રીતે માલની કશી ગોઠવણ ન હોવાથી મ્હને જોઇતો સામાન ત્યાં મળતો હશે એમ લાગ્યું નહિ. તેથી પછી થાકીને હું દરેક દુકાને પૂછતો પૂછતો ચાલ્યો–કે શેઠ, ત્હમારે ત્યાં ફલાણો સામાન છે.? દુકાનદાર ના કહે એટલે ચાલતો થાઉં ને હા કહે ત્યાં ઉભો રહીને તે માલ જોવાને માગું. બધાં ઘરાકોને દુકાનના ઓટલાની કોર આગળને રસ્તા પરજ ઉભા રહેવાનું તેથી ઘરાકોની ગરદી પણ જામેલ ને જામેલી જ રહે. શેઠ ઘરાકો સાથે ભાવની માથાકુટ કરતાં હોય તથા મ્હોટા બરાડા પાડી પાડી સમજાવતા હોય, પાંચ છ વાર હું માગું ત્યારે અંદર સામાન લાવવા માણસને મોકલે, ને તે માણસ પણ કેટલીક વાર લગાડી મ્હને માલ બતાવે. ભાવ તાલ પૂછું ત્યારે પ્રથમ તો બમણો ભાવ કહે અને જ્યારે હું ખરા ભાવની માગણી કરૂં ત્યારે ધીમે ધીમે ઉતરવા માંડે, પણ જયારે હું દુકાન છોડી ચાલવા માંડું ત્યારે "અરે શેઠજી, આમ તો આવો," "તમે શું આપશો તે તો કહો" એમ બૂમો મારી મારીને મ્હને પાછો બોલાવે. ને ઘણીક રકઝક કર્યા પછીજ ખરો ભાવ કહે; વળી માલ બતાવતી વખતે ઉપર ઉપરથી સારો તારવી કાઢેલો માલ બતાવે ને આપતી વખતે ભેળસેળ વાગો માલ ઝાપટી દે. દુકાનમાં જોઈએ તો માલની રેલમછેલ થઇ રહેલી હોય, હાલવા ચાલવાને જરા પણ માર્ગ ન રહે તેમ વચમાંજ ઢગલા પડેલા હોય. એક ન્હાની સરખી વસ્તુ બતાવવી હોય તો તે કાઢવાને માટે કેટલોક સામાન ફેરવવો પડે ત્યરે મહા મહેનતે બતાવવાનો સામાન નીચેથી નીકળે ઘણીક વાર તો મ્હને કહે કે હા તે વસ્તુ મ્હારે ત્યાં છે. પછી અંદર જઇ ચારે બાજુ ખોળીવળી કેટલીક વારે પાછા આવી કહે કે 'ભાઇ તે જડતી નથી. કોણ જાણે કયાંઇ મૂકાઈ ગઈ છે. કાલે આવો તો કાઢી રાખું.' આથી મ્હારે

ત્યાં નકામું ખોટી થઇ આગળ ચાલવું પડે. આ પ્રમાણે રખડી રખડી હું અંતે યુરોપીઅન ને પારસીઓની દુકાનોમાં ગયો ત્યાં જતાંવેંત મ્હને એમજ લાગ્યું કે હું કોઇ નિયમિત, સુઘડ, સ્વચ્છ ને સુંદર દુનિયામાં આવી પહોંચ્યો છું. દરેક દુકાન પર મ્હોટાં મ્હોટાં પાટીઆં મારેલાં ને તે પર કેવી કેવી જાતનો સામાન ત્યાં મળશે તેનાં મુખ્ય નામો લખેલાં. તે નામ વાંચવાથીજ મ્હને ખબર પડી જતી કે આ દુકાનમાં મ્હને જોઇતો સામાન મળશે કે નહિ. આ નામો વાંચીને હું કેટલીક દુકાનો પર ચ્હડતો. દુકાનમાં જતો કે તરતજ વેચનારા માણસોમાંનો એકાદ મ્હારી સામે આવી નમ્રતા ને વિવેકથી પૂછતો કે શેઠજી, આપને શું જોઇએ છે? હું વસ્તુનું નામ આપું કે તરતજ મ્હને તે વસ્તુના વિભાગ તરફ લઇ જતો. ત્યાં કાચનાં કબાટોમાં તે વસ્તુની દરેક જાતના નમુનાઓ હારબંધ ગોઠવેલા હતા. તેમાંથી મ્હને જાત પસંદ કરવાનું તે કહેતો. હું બધી જાતો જોઇ તેમાંથી અમુક જાત પસંદ કરી તેનો ભાવ પૂછતો એટલે તે પોતાની દુકાનમાં વેચાતી સઘળી વસ્તુઓનું તથા તેની કિંમતનું કેટલૉગ મ્હારા હાથમાં મૂકતો. જેમાં તેના વાજબી ભાવ નોંધેલા હતા. આથી ભાવ નકકી કરવાની જે રકઝક, સોગન, ને ખેંચતાણ દેશી દુકાનોમાં થતી તેમાંનું કશું આંહી જોવામાં આવતું નહિ. દુકાનમાં જોઇએ તો બધો માલ નિયમિત, વર્ગણીવાર, દેખાઈ આવે તેમ ને સારો લાગે તેમ ગોઠવેલો હતો. વળી એવી ગોઠવણ રાખેલી હતી કે આપણે દુકાનમાં ફરીને બધો માલ જોઈ શકીએ. અમુક વસ્તુ કયા વિભાગમાં કઈ જગા પર છે તેનો નંબર ને સ્થાન છાપેલા કેટલૉગમાં નોંધેલાં હતા, એટલે હું કહું તે વસ્તુ કેટલાગમાં જોઈ ચડપ દઈને વેચનાર માણસ મ્હારા હાથમાં મૂકતો. તેને જરા વાર પણ ન લાગતી. તેમ બીજો સામાન હઠાવવાની જરૂર પણ ન પડતી. આ બધી વ્યવસ્થાથી હું ઘણો ખુશી થયો મ્હને લાગ્યું કે આપણા સઘળા વેપારીઓએ દુકાનમાં માલ કેમ ગોઠવવો ને તેની વ્યવસ્થા કેમ રાખવી તે ખાસ

યુરોપીઅન પાસેથી શીખવું જોઈએ. મ્હને આપણી ને યુરોપીઅન દુકાનોની વ્યવસ્થામાં જે મુખ્ય તફાવતો માલમ પડેલા તે નીચે બતાવું છું. જો તે પર આપણા દેશી વેપારીઓ ધ્યાન આપશે તો અવશ્ય તેમને ને ઘરાકને લાભ થશે.

૧. પહેલું તો આપણા માલને તેની મુખ્ય જાતોમાં વહેંચી નાંખવો. ને માલ ગોઠવવાની જગ્યાને પણ તે જાતોની સંખ્યા પ્રમાણે વહેંચી નાંખવી દુકાનની અમુક જગ્યા તે અમુક જાતના સઘળા માલ માટે જ એમ નક્કી કરી નાખવું ને પછી તે જગ્યામાં તે જાતને લગતો જ બધા પ્રકારનો સામાન ગોઠવી દેવો. ધારો કે આપણે કાપડના વેપારી છીએ. તો ગરમ કાપડ, સુતરાઉ કાપડ, રેશમી કાપડ, કોરૂં કાપડ, ધોયલું કાપડ વગેરે વિભાગોમાં કાપડને વહેંચી નાખી ગોઠવવું. આમ જાતવાર વર્ગણી કરવાથી માલ શોધવાની માથાકુટ રહેશે નહિ.

૨. માલને એવી રીતે ગોઠવવો કે તેની સઘળી જાત તથા દરેક જાતના વિવિધ પ્રકારનાં સઘળા નમુના બહાર ઉભેલા ઘરાક નજર નાખતાં જ જોઇ શકે. તેને અમુક જાતના માલનો અમુક નમુનો છે કે નહિ એમ પૂછવાની જરૂર જ ન પડે. કેટલાક ઘરાક તો એવા હોય છે કે દુકાનમાં જોતાં પોતાને જોઈતી ચીજ ન દેખાવાથી વગર પૂછયે ચાલતા થાય છે. આથી છતે માલે દુકાનદાર ઘરાક ગુંમાવી દે છે. દેખાઇ આવે તેમ માલ ગોઠવવાથી આમ બનતું નથી.

૩. માલને એવી રીતે ગોઠવવો કે લેમૂક કરતી વખતે બીજી વસ્તુઓને ખસેડવી પડે નહિં ને તે સહેલાઇથી લઇ તથા મૂકી શકાય. આપણા દુકાનદારો માલને ઉપરા ઉપરી ખડકે છે. જેથી નીચેનો માલ કાઢતી વખતે ઉપરનો સઘળો માલ ઉતારવો પડે છે. માલની આમ વારંવાર ઉથલપાથલ થવાથી તે રગદોળાઇ મેલો થઈ જાય છે. તથા ભાંગીફૂટી જાય છે. ખરૂં છે કે માલને દેખાઇ આવે તેવી રીતે તથા સહેલાઇથી લઇ મૂકી શકાય તેવી રીતે ગોઠવવાથી જગ્યા ઘણી રોકાય છે; પણ

એથી દરરોજની કેટલીક અગવડો ઓછી થઈ જાય છે, ઘરાકને ખો થવું પડતું નથી આપણી મહેનત બચે છે, વખત જતો નથી ને મા બગડતો નથી. દુકાન પર જેટલાં ઘરાક ચ્હડે છે તેટલાં બધાં કાંઈ મા ખરીદ કરતાં નથી, ઘણાં ખરાં તો માલ જોઇ જોઇ પાછાં વળે ? આથી જો માલ બરાબર ગોઠવતાં ન આવડયો હોય તો આખે દિવસ માલની હેરવણી ફેરવણી કરવામાં જ ગુમાવવો પડે છે.

૪. માલ જરા પણ ન બગડે તેમ ગોઠવવાનું તો દરેક વેપારીએ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ. યુરોપીઅનોની બધી દુકાનોમાં ટેબ પર નમુનાનો માલ (સેમ્પલ) મૂકેલો હોય છે. બધાં ઘરાકો તે નમુન હાથમાં લઇ તપાસે છે ને તેમાંથી અમુક જાત પસંદ કરે છે. એટ તે જાતનો તદૃન નવો માલ અંદરથી આણી આપવામાં આવે છે આપણા વેપારીઓ આમ નમુના બહાર રાખતા નથી. જેથી ઘરાક વેચવાને નવો માલ વારંવાર બતાવવો પડે છે. ઘણા ઘરાકોના હાથર માલ જવાથી તે રજોટાઇ જુના જેવો દીસે છે. ને પછી તે ખપતો નથ પણ જો ઉપર કહ્યું તેમ નમુના જુદા રાખવામાં આવે તો માલ બગ વાની ધાસ્તી રહેતી નથી.

વળી કેટલીક વસ્તુઓ ખુલ્લી રહેવાથી, કેટલીક પંચેચ રહેવાથ કેટલીક દબાઇ જવાથી કે બીજી કોઈ રીતે લેવા મૂકવાથી બગડી જા છે. માટે દરેક વસ્તુની તેની ખાસીયત પ્રમાણે સંભાળ રાખવી જોઈએ કેટલાંક અનાજમાં પારો, લીમડો કે રાખ નાખવાથી તે બગડતાં નથ કેટલીક વસ્તુઓ પાણીમાં, તેલમાં કે મદ્યાર્કમાં ડુબાડી રાખવાથ બગડતી નથી, કેટલીક વસ્તુઓમાં ડામર વગેરેની ગોળીઓથ જીવાત પડતી નથી. આથી દરેક વેપારીએ પોતાની દુકાનની વસ્તુઓન ખાસીયત જાણવી જોઇએ ને પછી તે ખાસીયત પ્રમાણે તેની સંભા લેવી જોઇએ.

૫. આપણી દુકાનમાં કયો કયો માલ મળે છે તે લોકોને જણાવવા

જુદા જુદા પ્રકારનો પ્રયત્ન કરવો જોઈએ. તેમાં પણ ખાસ આપણી જ બનાવટનો અમુક માલ હોય કે દેશાવરમાંથી કોઇ નવી ફેસનનો માલ આવેલો હોય ને બીજાને ત્યાં તે ન મળી શકતો હોય તો તો તે બાબતની જાણ ઘરાકોને અવશ્ય કરવીજ જોઇએ. કે જેથી આપણા તે નવા ને સારા માલનો એકદમ ઉઠાવ થઈ જાય. દુકાન પર મ્હોટાં પાટીઆં મારવાં, તેના પર નજર ખેંચે તેવાં ચિત્રો•વતી તે માલની ખબર આપવી, રમુજી જાહેર ખબરો છપાવીને લોકોમાં વહેંચાવવી, વર્ત્તમાન પત્રોમાં જાહેરખબરો આપવી કે મ્હોટાં છાપાં તૈયાર કરાવી ઠામ ઠામ ચોડાવી દેવાં. આવી ધમાલ મચાવી મૂકવાથી લોકોમાં આપણી દુકાન, નામ ને માલ જાહેર થાય છે. જેને બહારગામ સાથે લેવડદેવડનો સંબંધ રાખવો હોય તેણે તો જાહેરખબરોમાં છૂટે હાથે પૈસા પ્રથમ વેરવા જોઈએ. કે જેથી દુકાન પ્રસિદ્ધમાં આવે આ બાબતમાં યુરોપીઅનો કેવાં સાહસ ઉઠાવે છે તે ખાસ જોવા જેવું છે. તે લોકોનાં છાપાનાં ખરચ આપણને નવાઇ પમાડે તેવાં હોય છે. પણ તેની સાથે તેની કમાણી પણ તેટલીજ ગંજાવર હોય છે.

૬. ઘરાકોની સાથે ભાવની માથાકૂટ ન કરવી પડે તેટલા માટે મ્હોટા વેપારીઓએ પોતાના ભાવ તાલનાં તથા માલની જાતનાં કેટલૉગ છપાવવાં જોઇએ. ને તે ઘરાકોમાં તથા બહાર ગામ વહેંચાવવાં જોઇએ. યુરોપીઅન કંપનીનાં સચિત્ર, રંગીન, દળદાર ને રમુજી કેટલૉગ જોઇ આપણને ઘણો આનંદ પડે છે તથા તેમાં વખાણેલો માલ લેવાનું આપણને મન થઇ જાય છે. જો કે કેટલૉગ વગેરેનું ખર્ચ શરૂઆતમાં ઘણું થાય છે પણ પાછળથી તેને લીધે માલનો ઉઠાવ પણ સારો થાય છે. ન્હાના વેપારીઓને આ ખર્ચ પાલવે તેમ નથી.

૭. હવે છેલ્લી જે સૂચના આપવી મ્હને યોગ્ય લાગે છે તે એ છે કે જેમ બને તેમ આપણા વેપારીઓએ પોતાની દુકાનો સ્વચ્છ રાખવી. સુઘડતા તે ઘરાકને ખુશ કરવાનું પહેલું સાધન છે. નિયમિતતા આપણો કિંમતી વખત ને મહેનત બચાવે છે. નિયમિત ને સુઘડ થતાં શરૂઆતમાં આપણને મહેનત પડે છે પણ નિયમિત ને સુઘડ થયા પછી તેવાને તેવા રહેતાં કશી મહેનત પડતી નથી.

આ અને આવી બીજી બાબતો પર ધ્યાન આપવાથી આપણા વ્યાપારીઓને અવશ્ય ફાયદો થશે.

# વેપારીના ગુણ.

**વ્હાલા ભાઈ શ્રી**

વિ. વિ. જે આપનો પત્ર મલ્યો, તમોએ સ્વતંત્ર ધંધાની શ
આત કરી એ જાણી ઘણો આનંદ થયો. હું ઇચ્છું છું કે તમો તેમાં સ
રીતે ફતેહમંદ થાવ.

ત્હમારા પાડોશી શેઠ વેણીશંકર ભૂખણજી છેક પાયમાલ થઇ ગ
ને નાદારી કોર્ટનો આશરો લેવાની સ્થિતિયે પહોંચી ગયા એ સમાચ
સાંભળી ઘણો ખેદ થયો છે, અને તેથી જ તથા તમે સ્વતંત્ર ધંધા
નવાજ જોડાઓ છો તેથી કાંઇક બે શબ્દ લખવાની ઇચ્છા થાયછે.

ત્હમે જાણો છો કે 'સાખ' એજ વેપારીની ખરી મૂડી ને કમાણી
ત્હમને ઓછો નફો મળતો હોય તો પણ તેની દરકાર નહિ, પણ વધ
સારી સાખ બાંધવાનો યત્ન કરજો. આપણું વર્તન કેવું હોયતો સ
બંધાય? આપણને હમેશ ઘરાકો સાથે, ચાકરનોકર સાથે, લેણદાર દેણ
સાથે ને આપણા વ્યવસાય બંધુઓ સાથે પ્રસંગ પડેછે. અને એ પ્રસં
માંજ આપણે આપણી સાખ બાંધવાની છે. માટે એ પ્રસંગોમાં કે
વર્તન રાખવું જોઇએ તે વિષે આંહી હું ત્હમને બે શબ્દ લખી.

ઘરાક સાથેનો સંબંધ:—ઘરાક સાથે એવું વર્તન રાખ
જોઇએ કે જેથી આપણી કાયમની ઘરાકી બંધાય. આપણી દુકાન
ચ્હડેલ ઘરાક ખુશી થઇને અને પોતે નથી છેતરાયો એવા વિશ્વાસ
પાછો વળે તેમ થવું જોઈએ. એમ થવાને માટે ત્રણ મુખ્ય ગ
આપણામાં હોવા જોઇએ. ૧ પ્રમાણિકતા, ૨ સભ્યતા ને ૩ વાક્પટુ

૧ પ્રમાણિકતા:—પ્રમાણિક રહેવું એતો આપણો સઘળા
પવિત્ર ધર્મ છે. તેના પરજ આપણી આ લોકની ને પર લોક
સારી નઠારી સ્થિતિનો આધાર છે. સઘળા વ્યાપારી અને ધંધાદારી

પોતાનું આ પરમ કર્તવ્ય સમજે છે છતાં તેમાંના ઘણા ખરા પૈસાની લાલચે પ્રમાણિક રહેતા નથી. વધારે કમાવાને લોભે તેઓ ખોટાં તોલાં, ને ખોટાં માપ વાપરે છે. જોખવા–ભરવામાં, હાથ ચાલાકી વાપરી ઘરાકની નજર ચૂકાવી ઓછું આપે છે. ભાવમાં છેતરી નાખવામાં પણ પાછું વાળી જોતા નથી, માલ બતાવે છે કાંઇ ને પછી આપે છે કાંઈ; દુકાનમાં આવેલા માલમાં ભેગ ભેળવવાને પણ ચૂકતા નથી. આવી આવી કંઇ કંઇ અપ્રમાણિકતા–કહો કે લુચ્ચાઇ–તેઓ સ્વાર્થમાં આંધળા થઇને કરે છે. પરિણામે તો જો કે તેઓનો સ્વાર્થ સરતોજ નથી ને ઉલટો પાપનો ગાંસડોજ કમાણીમાં બચે છે. કેમકે તેની આવી લુચ્ચાઇથી ઘરાકનો વિશ્વાસ ઉઠી જાય છે. ને એકવાર આવેલો ઘરાક ફરીવાર તેના પગથીઆપર ચ્હડતો નથી. માટે મ્હારી ખાસ ભલામણ છે કે બોલવા ચાલવામાં હમેશ પ્રમાણિક રહેજો, તો પછી ત્હમારામાં બીજી કશી આવડત નહિ હોય તો પણ ત્હમે કદાચ પૈસો તો નહિ પણ પુષ્કળ આબરૂ કમાશો. કાયમની ઘરાકી વિશ્વાસ્યતાથીજ બંધાય છે, ને પ્રમાણિકતાથીજ આપણે ઘરાકનો વિશ્વાસ મેળવી શકીએ છીએ.

૨. સભ્યતાઃ—સભ્યતા એ ઘરાકને વશ કરવાનું અનુપમ સાધન છે. ને માણસાઇનું ઉત્તમ ભૂષણ છે. વળી તેથી સામા માણસનું ઘણું માન સચવાય છે, અને ત્હમને અનુભવ તો હશેજ કે હમેશાં બધાં માણસો માનનાંજ ભૂખ્યાં હોય છે. જ્યાં આદર હોય છે ત્યાંજ માણસની ભરતી હોય છે માટે અતિ સભ્યતાથીજ ત્હમારા ઘરાક સાથે વર્તજો. કદી પણ ઉદ્ધતાઈથી, તોછડાઇથી, કે બેપરવાઇથી જવાબ નહિ આપતા. ઘરાક છે, તે તો ૧૦૦ રૂપિયાની ચીજ પાંચ રૂપિયે પણ માગે. પણ તેથી કદી ગુસ્સાને વશ થઇ સભ્યતા છોડવી નહિ.

૩. વાકપટુતાઃ—પણ પગથીઆ પર ચ્હડેલો ઘરાક તો ત્હમારી વાકપટુતાને લીધેજ પાછો નહિ ફરે. વેચવાને માટે થડાપર જે

માણસને રોકવામાં આવે તેનામાં આ ગુણ તો અવશ્ય હોવો જોઇએ. ઘરાકના મનને સમજાવવું, ને આપણોજ માલ સારો ને સસ્તો છે એમ ઠસાવવું તે કાંઈ જેવી તેવી વાત નથી. ઘરાકના મનનું વલણ જાણી લેવું ને તે વલણને અનુકુળ થઇ આપણું કામ પાર પાડવું એ અતિ કઠણ કામ છે. જેનામાં બોલવાની આવી છટા છે તેજ પોતાના ઘરાકને માલ આપ્યા વગર ચશવા દેતો નથી. આવી પટુતાને લીધે ઘરાકને ઉલટું એમ ઠસી જાય છે કે પોતે આ દુકાને કંઇ છેતરાતો નથી પણ ઉલટો કમાય છે.

માણસો સાથેનો સંબંધઃ—બસ, ઘરાક સાથેના વર્તનને માટે આટલી સૂચના ઓછી નહિ ગણાય. હવે આપણા હાથ નીચેના ચાકર વાણોતર સાથેના વર્તન તરફ વળીએ. જેણે પોતાને માથે જોખમ વહોર્યું છે તેને હજારો જગાપર નજર રાખવાની હોય છે. પણ આપણને પરમેશ્વરે આંખો તો ફક્ત બેજ આપી છે. આથી દરેક બાબતના દરેક અંગ ઉપર આપણી નજર વારેઘડીએ પહોંચી વળતી નથી. ઘણી બાબતો તો માણસોથીજ નભાવી લેવી પડે છે આપણા વહીવટનો સઘળો બોજો આપણા માણસો ઉપર છે. જો આપણા માણસો આળસુ હશે, પ્રમાદી હશે, અમિતાહારી હશે, અપ્રમાણિક હશે કે અત્યાચારી હશે તો થોડાજ વખતમાં આપણો વહીવટ છેક નીચે ઢળી જશે. આથી માણસો પસંદ કરવામાં બહુજ સાવચેતી રાખવાની છે, ને પસંદગી કર્યા પછી પણ તેની પાસેથી કામ લેતાં તેટલીજ સાવચેતી રાખવાની છે,

આ બાબતમાં પણ હું ત્રણ સૂચનાપર ત્હમારૂં ધ્યાન ખેંચીશ ૧ કામ લેવાની, ૨ તેને વીશ્વાસ પાત્ર બનાવવાની ને ૩ તેની કદર બુઝાવવાની આવડત.

૧. આપણા સઘળા કામનો આધાર જ્યારે ચાકર વાણોતરપરજ છે ત્યારે તેની પાસેથી કામ લેવામાં બહુ ચાલાકી રાખવી જોઇએ. કામ

કરવા કરતાં કામ લેવામાં વધારે બુદ્ધિની જરૂર છે માણુસોનું હમેશાં જેમ બને તેમ ઓછી મહેનત કરવા તરફ વલણુ હોય છે ને તેથી જ્યારે જ્યારે લાગ ફાવે ત્યારે ત્યારે નજર ચુકાવી તેઓ કામ ધંધો છોડી આશાયેશ લેવા યત્ન કરે છે, અલબત આપણે નીમેલા વખત કરતાં વધારે કે તેના ગજા કરતાં વધારે કામ લેવાની નીચ લાલસા કદી પણુ રાખવી ન જોઇએ. પરંતુ તેની સાથે આપણી ભલમનસાઈ કે અવ્યવસ્થાનો લાભ લઇ તેઓ આપણું કામ રઝળાવી મારે તેમ પણુ બનવું ન જોઇએ. માટે જે જે માણુસને જે જે કામ સોંપવું તે તે તૈયાર થયું છે કે નહિ, બરાબર તૈયાર કર્યું છે કે નહિ ને વખતસર પ્રમાણિકતાથી તૈયાર કર્યું છે કે નહી તે હમેશાં તપાસવું. તથા એ કામ ખલાસ થયા પછી તેની પાછળજ બીજું કામ તૈયાર રાખવું. કામ આપવામાં પણુ બહુ વીચાર કરવો. જેની જેવી આવડત હોય તેવું તેને કામ સોપવું, નહી તો આપણું કામ બગડશે.

૨. વળી માણુસો મન દઇને ત્યારેજ કામ કરે છે કે જ્યારે તેને તે કામ પોતાનું છે એમ લાગતું હોય, તેમાં તેને કંઇ લાભની આશા હોય કે તેમાં તેને આનંદ પડતો હોય. આથી આપણે એવી રીતે વર્તવું કે આપણી ને એની વચ્ચે જુદાઈ રહે નહિ. તેઓ એમજ જાણે કે દુકાન મ્હારી છે. દુકાનમાં નુકશાન તે પણુ મ્હને છે ને શેઠને મ્હારામાં સંપૂર્ણ વિશ્વાસ છે. આવું થાય તોજ આપણું કામ કદી બગડે નહી. આમ કરવાનો સૌથી સારો ઉપાય એ છે કે આપણે માણુસોમાં વિશ્વાસ રાખવો. જ્યારે આપણે તેનામાં વિશ્વાસ રાખીએ છીએ ત્યારે તેઓ આપણામાં વિશ્વાસ રાખે છે દુનિયામાં કેટલીક વસ્તુઓ એવી છે કે જ્યારે તે આપણે બીજાને આપીએ છીએ ત્યારેજ તે પાછી આપણુને સવાઇ મલે છે. માન, પ્રેમ, વિશ્વાસ વગેરે સારી ને દ્વેષ, અવિશ્વાસ, તિરસ્કાર વગેરે નઠારી બાબતોને આ નિયમ બરાબર લાગુ પડે છે. માટે જે માણુસોનો આપણા પર વિશ્વાસ બેસાડવો હોય તો આપણે તેનાપર વિશ્વાસ

રાખવો. તે આપણાં ભાંડુ છે–કુટુમ્બી છે–ફરજંદ છે એમ સમજવું; તે આડે રસ્તે દોરવાતા જણાય તો અલબત તેને અટકાવવાં ને જરૂર પડે તો શિક્ષા પણ કરવી પરંતુ આપણો પ્રેમ ઘટવો ન જોઈએ; જો આટલું થઇ શકશે તો પછી ત્હમને ત્હમારા કામની ચિંતા રાખવી નહી પડે.

૩. વળી મ્હેં ઉપર કહ્યું કે માણસોને હમેશાં લાભની આશા હોય છે. આ આશા જો પાર પડે છે તો તેનામાં કામ કરવાનો ઉમંગ વધે છે માટે દરેક માણસની તેના કામ પ્રમાણે દર જાણવી જોઇએ. તેને એમ લાગવું જોઇએ કે આપણે જેમ વધારે લાયક થતા જઈશું તેમ આપણા શેઠ તરફથી વધારે લાભ મળતો જશે. જો તેની માન્યતા આવી બંધાશે તો અવશ્ય તેઓ મહેનતુ ને પ્રમાણિક થવા યત્ન કરશે.

હવે આપણે લેણદાર દેણદારની સાથેના સંબંધ તરફ વળીએ. આ સંબંધે તો ટુંકી ને ટચ એટલીજ ભલામણ છે કે હમેશાં લેવડ દેવડના વહેવારમાં અતિ ચોક્કસ–પ્રમાણિક–રહેજો. એટલે ત્હમને કશી મુશ્કેલી નડશે નહી. કોઇનો પૈસો ડુબાવવાની કે કોઇનું કાંઇ વધારે ઘાલવાની નીચ ધાનત કદી પણ ન રાખતા. ત્હમારૂં નામું ઠામું, વહેવાર, ભાવ, આડત, ઠરાવ વગેરે છેક સ્પષ્ટ રાખજો. ગરબડ ગોટાથીજ વિખવાદ ઉત્પન્ન થાય છે લેણાદેણાના બહુ લાંબા વ્યવહારમાં ઉતરવું નહિ. જેમ મુદત લંબાય છે તેમ હિસાબમાં વાંધા વધતા જાય છે. માટે તેમાં તો ટુંકું તેટલું સારૂં.

હવે ત્હમારા વ્યવસાય બંધુઓની સાથેના સંબંધમાંજ સૂચના આપવી બાકી રહે છે. માણસમે હમેશાં એક બીજાનો ખપ પડે છે. તો પછી એકજ ધંધામાં પડેલા વેપારીઓને પરસ્પર હરઘડી પ્રસંગ પડે તેમાં શી નવાઈ? વ્યવસાય બંધુઓ સાથે પૈસાની, માલની, ઉઘરાણીની, હુંડી પત્રીની ને પરચુરણ સાધનોની લેવડ દેવડના અનેક

પ્રસંગો ઉત્પન્ન થાય છે. આ સઘળા પ્રસંગોમાં આપણે આપણી સાખ સાચવવાની હોય છે. નીતિ એ સાખનું મૂળ છે માટે કદી પણ નજીવી કે ભારે લાલચોને વશ થઇ નીતિના પવિત્ર માર્ગને તજતા નહી.

વ્યવસાય બંધુઓમાં સાખની સાથે આપણી વ્યવહાર કુશળતાની છાપ પણ પાડવી જોઈએ. કેમકે છેતરવા• છેતરાવાના અનેક પ્રસંગો તેની સાથે પડે છે. જો આપણે આવડત વગરના છીએ એમ આપણા પાડોશીઓને જણાશે તો અવશ્ય આપણી કામ આવડતનો લાભ તેઓ લેશે. આપણાં ઘરાકોને ખેંચી જવામાં, નામાઠામામાં, માણસોને લેઇ લેવામાં ને તેવીજ બીજી પોતાના સ્વાર્થની સાથે અથડાતી બાંબતોમાં તે આપણને હેરાન કરશે. પણ જો તેને આપણી કુશળતાની ખાતરી હશે તો કદી પણ ગેરવાજબી રીતે તેઓ આપણી સામે આવીને ઉભા રહેશે નહિ.

બસ, કાગળ ગણો લાંબો થયો છે ને એકી વખતે ઘણું ખાવાથી જેમ અપચેટ થાય છે તેમ એકી વખતે ઘણી શીખામણ આપવાથી તે પણ જીવનમાં ઉતારી શકાતી નથી, તેથી આટલેથીજ કાગળ બંધ કરૂં છું. આટલુંજ વાંચશો વિચારશો તો ઘણું છે. પછી તો કામ કામને શીખવશે. વળતો પત્ર લખશો, વડીલશ્રીને પ્રણામ કહેશો.

લી૦ શુભેચ્છક

રમેશચંદ્ર ગોકલેશજીના વંદેમાતરમ્.

કરાંચી તા૦ ૧૬-૫-૦૯

# વેપારીની આવડત.

**વ્હાલા ભાઇ શ્રી.**

વિ. વિ. જે મ્હારા આગલા પત્રનો ત્હમે આપેલ પ્રત્યુત્તર વાંચ્યો. મ્હેં લખેલી સઘળી વાતો ત્હમે ધીરજથી વાંચી હૈયે ઉતારી છે એ જાણી મ્હને ઘણોજ આનંદ થાયછે. અને તેથી જ આજે પણ કાંઇક કહેવાની ઈચ્છા રાખું છું.

મ્હેં ગયા પત્રમાં જે ગુણો સંબંધે લખ્યું હતું તે ગુણો કાંઈ એકલા વેપારીના બચ્ચાને જ કામના છે એમ નથી. આખી માણસ જાતને તે ગુણો જરૂરના છે. પરંતુ આજે જે હકીકત હું ત્હમને કહેવા ધારૂં છું તે તો ખાસ કરીને વેપારીનાં બાળકોને જ વધારે ઉપયોગી છે.

ગુણ મેળવવા મુશ્કેલ છે પણ આવડત મેળવવી તેટલી મુશ્કેલ નથી. ગુણને માટે તો ન્હાનપણથી જ સારા સંસ્કાર જોઈએ ને આવડતતો ગમે ત્યારે ખંત ને ઉદ્યોગથી મેળવી શકાય છે. વેપારીમાં ખાસ કરીને કઇ કઈ બાબતની આવડત હોવી જોઇએ તે પર આજ ત્હમારૂં ધ્યાન ખેંચું છું. હું મુખ્યત્વે ચાર બાબતની જ વાત કરીશ. ૧ કાર્ય કુશળતા, ૨ પૈસાના વહીવટની આવડત, ૩ વસ્તુનું જ્ઞાન ને ૪ બજારની રૂખની સમજ.

૧ કાર્ય કુશળતાઃ– દરેક માણસે પોતાના કાર્યમાં તો કુશળ થવું જ જોઇએ કેમકે આપણી ફતેહમંદીનો સઘળો આધાર તેના ઉપર રહેલો છે. પાસે પુષ્કળ પૈસો હોય, માલ હોય, માલનો ઉઠાવ થઈ શકે તેવા પ્રસંગો હોય છતાં પણ જે વેપારી પોતાના કાર્યમાં કુશળ નથી તે આવા પ્રસંગનો લાભ લઈ શકતો નથી. જ્યારે કુશળ વેપારી તો પ્રતિકૂળ સંજોગોમાંથી પણ પોતાનું બારકસ સહીસલામત ધારેલે ઠેકાણે પહોંચાડી દે છે. કાર્યકુશળતા મેળવવાને માટે

દરેકે પોતાના ધંધાની કેળવણી લેવી જોઇએ. આ કેળવણી કંઇ શાળામાં જ મળે છે ને બીજે નથી મળતી તેમ નથી. દુનિયામાં ડગલે ડગલે જો આપણી આંખ ઉઘાડી હોય તો કેળવણી મળ્યે જાયછે. વેપારીના દીકરાએ વ્યાપારના વહીવટને લગતી સઘળી માહીતિ પ્રશ્ન થી જ મેળવી લેવી જોઇએ. નામું કેમ લખવું? વ્યાજવટાવ કેમ કાપવાં? જુદા ભાવ તોલનાં ને ન્હાનાં મ્હોટાં ભરત માપનાં ગુંચવણીયા હિસાબો કેમ ગણવા? તાળો કેમ મેળવવો? માલની જુદી જુદી ને સારી નરસી જાતોને હાથમાં લેતાં જ કેમ પારખી કાઢવી? તથા તેની જાત પમાણે જ તેની કિંમતની ખરી આંકણી કેમ કરી લેવી? તેની છત ખપત કેમ જાણવી? તથા તેથી બજાર પર શી અસર થશે તે જાણી માલનો સંઘરો કરવો કે કાઢી નાખવો તે કેમ વિચારી લેવું? પરદેશની જાત જાતનાં નાણાંના હિસાબની લેવડ દેવડ કેમ કરવી? બેંક સાથે કેવો વહીવટ રાખવો? જગાતના તથા મ્યુનીસીપાલીટીના ધારા ધોરણો સાથે કેમ વર્તવું? વેપારીની ચેમ્બરમાં કેમ આગળ પડતો ભાગ લેવો? માલની ચ્હડ ઉતર તથા લાવ જા કેમ કીફાયત ખરચે કરવી, ખરીદી તથા વેચાણમાં કેમ વધારે લાભ મેળવવો? વગેરે વગેરે બાબતોની આવડત ધંધાની કેળવણી લીધા વિના આવતી નથી. “એતો કામ કામને શીખવશે, બીજા બધા કયાં શીખીને જન્મ્યા હતા?” એવા ભૂલ ભરેલા વિચારો રાખી જે લોકો અજાણ્યા ધંધામાં આવડત મેળવ્યા વગર ઝંપલાવે છે તે ઘણે ભાગે પસ્તાય છે. જેણે પોતાના ધંધાને લગતી કેળવણી કોઈ સારા વેપારીના હાથ નીચે કે કોઈ સારા અનુભવી મિત્ર–શિક્ષક-વડીલના હાથ નીચે લીધી છે તે માણસ પાછળથી પોતાના અનુભવને બળે અતિ કાર્યકુશળ નીવડે છે. ને ઘણે ભાગે તે ફતેહ જ મેળવે છે. ધંધામાં બધી સવડ હોય છે છતાં જે નજીવી નજીવી અડચણો આપણને મુંઝવી નાખેછે તે સઘળી આપણી કમઆવડતથી જ ઉત્પન્ન થાયછે. હમે તો

વડીલ ભાઇ નીચે સારી કેળવણી લીધી છે. છતાં હજીપણ ધંધાને લગતી સઘળી ઝીણો બાબતોનું જ્ઞાન પળેપળે મેળવતા રહેજો.

૨. પૈસાનો વહીવટઃ- આપણામાંના ઘણાકમાં પસાનો વહીવટ કરવાની આવડત હોતી નથી. ઘણી સારી કમાણી હોયછે, ગાંઠમાં પુષ્કળ મુડી હોયછે છતાં ઘડીએ ઘડીએ ને ડગલે ડગલે તેઓ નાણાં ભીડમાં આવી પડે છે. ને બીજાની ગરજ વેઠયા પછી જ પોતાનું ગાડું આગળ ચલાવી શકે છે. તેનું કારણ શું? કારણ ફક્ત એટલુંજ કે તેમને નાણાંનો વહીવટ કરતાં આવડતો નથી. જે વેપારીને પોતાની સાખ વ્હાલી છે તેણે તો હમેશાં ધ્યાનમાં રાખવું કે આપણું લેણું તે ખોટું છે ને દેણું તે સાચું છે. આપણા દેણદારો આપણને જોઇએ ત્યારે નાણાં આપે કે ન આપે પણ આપણા લેણદારોને તો આપણે આપણી આબરૂને ખાતર તે જ્યારે માગે ત્યારે નાણાં કાઢીને આપવાં પડશે. માટે હમેશાં લાંબી ઉઘરાણીમાં પડવું નહિ. લાંબી ઉઘરાણીથી જ વેપારીઓ ધીકતે ધંધે સૂઇ જાયછે. માલનો થોડો ઉઠાવ થાય કે થોડે નફે ઉઠાવ થાય તેની ફીકર નહિ પણ હાથમાં તરત નાણાં આવે તેમ થવું જોઇએ. નાણાંની હેરવણી ફેરવણી થયા વગરજ માલની હેરવણી ફેરવણી કરવામાં આવે તો તે ભારે પડી જાયછે. માટે ખાસ ધ્યાનમાં રાખજો કે આપણો પૈસો ઉઘરાણીમાં પથરાઇ જાય નહિ.

વળી મ્હોટો વકરો જોઇ મ્હોટી કમાણી થાયછે એમ સમજી ફુલાઇ ન જતા. ઘણા વેપારીઓ મ્હોટો વકરો જોઈ મોજશોખમાં ઉતરી પડે છે. વકરો એ નફો નથી, તેમાં ઘણી બાબતો સમાયલી છે. માટે વકરામાંથી સંભાળપૂર્વક ચોકખો નફો તારવી કાઢજો. ને તે નફામાંથી પણ અમુક ભાગજ ત્હમારી જાતના સુખને માટે વાપરજો. ને બાકીનો કેટલોક ભાગ ધંધાને સારી રીતે વધારવાને માટે એકઠો કરજો. પણ ખાસ ધ્યાનમાં રાખજો કે રખેને વકરામાં આવી જતી મૂડી ચવાઇ જાય. વકરામાંથી મૂડીને તારવી કાઢી પાછી તેને મૂડી તરીકે જ વાપરવાને રાખી

મૂકજો. તેને હાથ નહિ અડકાડતા. નહિતો દિવસે દિવસે ત્હમારી મૂડી ઘટતી જશે. વકરામાં મૂડી, વ્યાજ, ઘસારો, ખર્ચ, ભાડું, નફો વગેરે ઘણું સમાયલું છે. માટે આ દરેક અંશનો ખરો હિસાબ કાઢીને જ મૂડીને મૂડી તરીકે, ખર્ચને ખર્ચ તરીકે ને નફાને જાતી સુખને માટે વાપરજો. ત્હમે આ પ્રમાણે વહીવટ રાખ્યે જશો તો હું હિમતથી કહું છું કે ત્હમે નાણાં ભીડમાં દબાશો નહિ. ટુંકામાં–માલની નવી ખરીદી વકરામાં સમાયલી મૂડીમાંથી ને દુકાનનું તથા ઘરનું ખર્ચ વકરામાં આવતા વ્યાજ ને નફામાંથી કાંઈક બચત રાખીને કરજો એટલે થયું. વળી રોજેરોજનો મેળ મેળવવામાં, માલની બેલેન્સ કાઢવામાં ને અવારનવાર ઉઘરાણી ને દેણું તપાસવામાં પ્રમાદ કરતા નહિ.

૩. વસ્તુનું જ્ઞાનઃ—ત્હમે જાણતા હશો કે માલની પારખ પરજ આપણો ઘણો આધાર છે. ખરીદી કરતાં ભાવમાં આપણે જેટલા ખાટયા તેટલાજ વ્યાપારમાં ખાટીશું. તેમજ ખરીદી કરતાં માલ પારખતાં ન આવડયો ને હલકો માલ કે ચાલુ બર સિવાયનો માલ લેવાઇ ગયો તો તે ઘરજમાઇ પડયો રહેવાનો. માટે ચાલુ ઉઠાવના બર પર ખાસ ધ્યાન આપજો; વળી દુકાનમાં માલ નાખ્યો એટલેથીજ પતી જતું નથી. ને જ્યાં સુધી તે ઉપડી જાય નહિ ત્યાં સુધી તેની ઘણી માવજત કરવી પડે છે જેમાં પણ ઘણી આવડતની જરૂર પડે છે. કેટલોક માલ નવો હોય તોજ તેનાં નાણાં સારાં ઉપજે છે. જ્યારે કેટલોક તો જેમ જુનો થાય તેમ વધારે કીમતી થાય છે. કેટલોક માલ બંધ હવામાંજ સચવાય છે. જ્યારે કેટલાકને ખુલ્લી હવામાં રાખવામાં ન આવે તો તવાઈ જાય છે. કેટલોક માલ ઉનાળામાં તો કેટલોક શિયાળામાં ને કેટલોક ચોમાસામાં બગડી જાય છે. કોઇ માલની ઘણી હેરવણી ફેરવણી કરવાથી તે સારો રહે છે જ્યારે કોઇ માલને જેમ ઓછું અડકાય તેમ તે સારો રહે છે. આમ જુદી જુદી વસ્તુના જુદા જુદા ગુણ દોષ હોય છે. જો આપણે તેના ગુણદોષ જાણતા ન હોઈએ તો માલ બગડે છે ને તેનાં નાણાં ઉપજતાં નથી માટે ત્હમે જે વસ્તુનો વ્યાપાર કરતા હો તે વસ્તુની ઉંચી નીચી જાત, તેની ખાસ ખાસીયત ને તેની સંભાળ ને લગતું કેટલુંક જ્ઞાન અવશ્ય મેળવી લેજો. ઠોકર ખાઇને તો

હરકોઇ સુધરે છે પણ ઠોકર ખાધા વગર સુધરવામાંજ આપણી બહાદુરી છે. એક વાર માલ બગડી ગયો પછી તો આપણે ન છુટકે તેની સંભાળ રાખવાના. પણ હુશિયારી તો ત્યારેજ કે માલને બગડવાનો વખતજ ન આવે તેમ કરવું.

૪. હવે બજારની રૂખ સંબંધે બે બોલ કહી કાગળ બંધ કરીશ. ત્હમે થોડોજ અનુભવ લેશો એટલે જણાઈ આવશે કે હમેશાં અમુક માલનું બજાર અમુક ઋતુમાં મંદ હોય છે ને અમુક ઋતુમાં તેજ હોય છે. તેમજ અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, તીડ, લડાઇ, રાજ્યો વચ્ચેની તકરારો, સ્વદેશી હીલચાલ જેવી હીલચાલો વગેરેને લીધે પણ અમુક વસ્તુનાં બજારો ચ્હડી ઉતરી જાય છે. આવે પ્રસંગે ડાહ્યો વેપારી માલ ખરીદવામાં કે વેચવામાં દીર્ઘદૃષ્ટિ વાપરી નુકશાનીમાંથી બચી જાય છે કે મ્હોટો લાભ મેળવી લેછે. હમેશાં છાપા વાંચતા રહેજો. ને દેશ પરદેશમાં વેપાર પર અસર કરનારા શા શા મહા ભારત બનાવો બન્યા જાય છે, તે સંભાળ પૂર્વક નિહાળતા રહેજો. અને ત્હમને અવશ્ય એમ જણાય કે અમુક બનાવને લીધે અમુક માલનો ઉઠાવ બંધ થઇ જશે કે વધારે થશે ત્યારે ત્યારે ત્હમે તે પ્રસંગનો લાભ લઇ લેજો. ત્હમે જે વસ્તુનો વ્યાપાર કરતા હો તે વસ્તુના બજારપર ઋતુની કે બનાવોની શી અસર થયા કરે છે તે હમેશ તપાસતા રહેજો ને કયારે સંઘરો કરવો તથા કયારે માલ કાઢી નાખવો તે વિચારતા રહે જો.

બસ. હવે પત્ર બંધ કરીશ. ઉપર જે ચાર બાબત ગણાવી છે તેપર ધ્યાન આપીને ખુશીથી સાહસ ખેડજો. સાહસ વગર પૈસો મળતો નથી. ફકત અતિ દીર્ઘદૃષ્ટિ વાપરીને સાહસ વહોરવું જોઇએ. આંખ મીચીને પતંગીઆની પેઠે ઝંપલાવું જોઇએ નહિ. બજારની રૂખ જાણીને, માલની પારખ શકિત વાપરીને, કુશળતાથી સાહસ ખેડશો તો ત્હમને નિષ્ફળતા નહિ મળે. એજ વિનંતિ–વડીલશ્રીને પ્રણામ કહેશો. આ તરફનું કામ કાજ લખશો.

લી૦ શુભેચ્છક

રમેશચંદ્ર ગોકલેશજીના વંદેમાતરમ

કરાંચી તા૦ ૧–૯–૦૯.

# સચ્ચેરો.

ઉનાળાની મોસમમાં મધથી ભરેલા મધપૂડા પાસે જઇને એક ભૂખ્યું તીડ કરગરવા લાગ્યું કે ઓ ધર્મિષ્ટ બાઇ, હું ભૂખ્યે મરૂં છું. મ્હારાપર જરા દયા લાવીને બે ટીપાં મધનાં આપી મને ઉગારો-ભગવાન તમારૂં ભલું કરશે.

પોતાના કામકાજમાં એક ધ્યાનથી ગુંચાયલી મધમાખીઓએ કેટલીક વાર સુધી તો તેના કાલાવાલાને ગણકાર્યા નહિ. પણ અંતે એક ભલી મધમાખીએ તેના સામું જોયું ને કહ્યું:—"કેમ રે. શા માટે ભીખ માગવા નીકળ્યું છે? ત્હારી પાસે કંઇ ખોરાક કેમ નથી? શું ચોમાસા ને શિયાળામાં ઓણુસાલ પાક નહોતો થયો?"

"બાઇ પાકતો ઘણો સારો થયો હતો." તીડે પ્રત્યુત્તર આપ્યો.

"પરંતુ મ્હેં મૂર્ખે ભવિષ્યનો કંઇ પણ વિચાર કીધા વિના લીલાછમ ખેતરોમાંના પાકપર આનંદમાં દિવસો ગાળ્યા. કુળાં કુળાં પાંદડાં ને તાજાં ફુલ ખાધાં, મીઠો મીઠો રસ ચૂસ્યો ને મોજ શોખમાં ઋતુઓ સેવી."

"અને શું ઉનાળાને માટે તેં કાંઇ પણ સંગ્રહ કીધો નહિ?" જરા નવાઇથી ઉંચે સાદે મધમાખીએ પૂછ્યું.

"નહિ બાઇ, મ્હેં કશોપણ સંગ્રહ કીધો નહિ." અતિ દીનતાથી ને શરમથી માથું હલાવી તીડે કહ્યું. "જ્યારે અનાજ લણાઇ જશે ને ખેતરો આવતા ચોમાસાને માટે ખેડી નાખવામાં આવશે ત્યારે મ્હારૂં શું થશે તેનો ઘડીભર મ્હે વિચારજ કીધો નહિ. ફક્ત અહીંતહીં ઉડવામાં ખાવાપીવામાં, ને સૃષ્ટિની લીલા ભોગવવામાંજ મ્હેં મ્હારા ખરા દિવસો ગુમાવ્યા. તેથીજ અત્યારે ભૂખે મરૂં છું અને અહીં તહીં ભટકી કાલાવાલા કરૂં છું. દયાળુ બ્હેન મજ રંકપર દયા લાવી બે ટીપાં મધ આપશો?"

"નહિ નહિ." દૃઢ નિશ્ચય ભર્યો જવાબ મધમાખીએ વાળ્યો. ત્હારા જેવા આળસુ ને વર્તમાન પ્રતિજ નજર રાખનારાને કાંઈ પણ આપવું એ લાજમ નથી. હજુ પણ તું શરીરે રૂષ્ટપુષ્ટ ને બળવાન છે. જા, જાત મહેનતથી ખરા હકનું ખાવાનું મેળવ. પારકી આશ રાખ નહિ. અમે ત્હારા કરતાં ઘણાં નબળાં પ્રાણી છીએ. અને અમારો ખોરાક જેમ ત્હને શિયાળા ચોમાસામાં ભરચક મળી રહે છે તેમ મળતો નથી. છતાં અમે અમારૂં હમેશનું ગુજરાન ચલાવવા ઉપરાંત ભષ્યિનો વિચાર કરી રાખીને કંઈ કંઈ મધ ભરી રાખીએ છીએ. જેથી સાજેમાંદે, ને સારેનરસે પ્રસંગે અમારાં બાળકોને, અમરાંમાંનાં વૃદ્ધોને અને અમને કામ લાગે છે. અને કદી પણ ત્હારી પેઠે ભીખ માગવાનો વખત આવતો નથી. તું અપંગ નથી કે ત્હારાપર દયા કરીએ. હજુ પણ તું પ્રયત્ન કરીશ તો થોડો ઘણો ખોરાક જાત મહેનતે મેળવી શકશે. વળી આજથી શીખજે કે ભવિષ્યને માટે ચિંતા રાખી ખરી ઋતુમાં સંઘરો કરવાનું ચુકવું જોઈએ નહિ.

આ પ્રમાણે શીખામણ આપી મધમાખી પોતાનું કામ કરવા મંડી પડી. અને તીડ નિરાશ થઇ બીજે સ્થાને ચાલ્યું ગયું. આ વાત પરથી જણાશે કે જે ભવિષ્યની ચિંતા રાખતો નથી, ને તેને માટે ડહાપણ વાપરી યોગ્ય સાધનો ભેગાં કરી રાખતો નથી તે અવશ્ય દુઃખમાં પીડાય છે. કેમકે ભવિષ્ય અગમ્ય છે. કાલે શા બનાવ બનશે તેની આપણને ખબર નથી. અત્યારે લઠ દેખાતું શરીર કદાચ કાલેજ દગો દઇ પથારીમાં મંદવાડથી ઘેરાઇ પડે અને કમાવાની શક્તિ નાશ પામી જાય. ગમે તેટલી સાવચેતી રાખીએ છીએ છતાં અકસ્માતો શું ઓછા બને છે? ન કરે નારાયણ ને કદાચ કાલેજ કોઇ આગના, પાણીના, ગાડી ઘોડાના, ઘર પડવાના કે બીજા અકસ્માતમાં આપણે ફસાઇ જઈ અપંગ થઇ જઇએ. હવે જો આપણે ભવિષ્યને માટે જીવનનાં સાધનોનો સંગ્રહ કીધો

નહિ હોય તો આવે પ્રસંગે આપણી ને આપણા કુટુમ્બની શી દશા થશે. માટે ભવિષ્યનો વિચાર કરીને અવશ્ય દરેકે કંઈ કંઇ સંગ્રહ કરવો જોઇએ.

એક વખત એક દેશમાં ભારે દુકાળ પડયો. અને પ્રજા પાસે કંઈ અન્ન ન હોવાથી તે ભૂખે મરવા લાગી. તેનું રક્ષણ કેમ કરવું તેનો વિચાર એક દિવસ પોતાના પ્રધાન સાથે રાજા કરતો હતો તેવામાં તેની નજર એક કીડીઓની લાંબી હારપર પડી. તે હારમાંની સગળી કીડીઓ મ્હોંમાં અનાજના દાણા લઈ ઉતાવળે ઉતાવળે દોડી જતી હતી. તે જોઇ આશ્ચર્ય સાથે રાજાએ પૂછયું કે આ સઘળી કીડીઓ આષા દુકાળમાં કયાંથી અનાજ લાવતી હશે? પ્રધાને કહ્યું મહારાજ આવાં ન્હાનાં ને ગરીબ પ્રાણીઓમાં પણ ભવિષ્યને માટે બચાવ કરવાની જબરી ચટપટ હોય છે. અને તે જુઓ એમ કહી તેણે જ્યાંથી કીડીની હાર બહાર નીકળતી હતી ત્યાં ખોદવાનું પોતાનાં માણસને કહ્યું. બહુ જાળવીને ઉંડે ઉંડે ખોતરતાં કેટલીક ઉંડાઇએ એક ન્હાનો સરખો કોઠાર જોવામાં આવ્યો. જેમાં કીડીઓએ પોતાને માટે સંઘરી રાખેલા દાણાનો સારો જથ્થો હતો. રાજાને આ બતાવીને કહ્યું કે જોયું મહારાજ—આવા ક્ષુદ્ર પ્રાણીઓ પણ પોતાના ભવિષ્યના જીવનનો વિચાર કરે છે. ને જેટલું મળ્યું તેટલું ઉડાવવું એમ સમજતા નથી. આપણી માણસ જાત આટલી બુદ્ધિમાન હોવા છતાં આજનું આજે ને કાલની વાત કાલે એમ ટુંકો વિચાર રાખી વરતે છે, ને તેને લીધે દુઃખી થાય છે જો આપણે પણ ભવિષ્યનો વિચાર રાખી દાણાનો સંગ્રહ કર્યો કે કરાવ્યો હોત તો આજ પ્રજાને ભૂખે મરવાનો વખત આવત નહિ.

આ અનુભવપરથી રાજા શીખ્યો ને પછી તે જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી સારી મોસમમાં દાણાના ભંડાર ભરાવી રાખવાનું તે ચુકતો નહિ. આ વાતોપરથી દરેક સમજી શકશો કે ભવિષ્યને માટે

જીંદગીનાં સાધનોનો ને ખાસ કરીને પૈસાનો સંઘરો કરી રાખવાની જરૂર છે. એ સંઘરો આપણને ઘડપણની અશક્તિમાં, મંદવાડમાં, નાતજાતના ને બીજા સારા નઠારા પ્રસંગોમાં, જીંદગીને સુખમય કરવામાં, ફરજંદને ભણાવી ગણાવી ધંધે લગાડવામાં, પારકાનું હિત કરવામાં, પરમાર્થ સાધવાંમાં અને બીજા સઘળા જીવન વ્યવહારમાં કામ લાગે છે. તથા આપણા મરણ પછી આપણા નિરાધાર કુટુમ્બનું રક્ષણ કરવામાં તથા આપણા બાળકોના ઘરસંસારમાં પણ તે આધારભૂત થઇ પડે છે.

આ રીતે ભવિષ્યની ડહાપણ ભરી યોજનાને માટે જેમ સંઘરાની જરૂર છે તેમ જેને દ્રવ્યવાન થવાની ઈચ્છા છે તેને પણ સંગ્રહ કરવાની ઘણી જરૂર છે. પાણીને ટીપે ટીપે જેમ સરોવર ભરાય છે, કાંકરે કાંકરે જેમ પાળ બંધાય છે તેમ રૂપિયે રૂપિયે હજારોની પુંજી એકઠી થાય છે. થોડી રકમ જોઇને 'ઓહો! એમાં તે શું?' એમ કહી જે માણસ તે વાપરી નાખે છે તેની પાસે કદી પણ પૈસો એકઠો થતો નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

क्षणक: कणक श्चैव विद्यामर्थ च साधबेत
क्षण त्यागी कुतो विद्वान कण त्यागी कुतो धनी.

એટલે ક્ષણ ક્ષણનો ઉપયોગ કરીને વિદ્યા મેળવવી; ને કણ કણનો સંગ્રહ કરીને ધન મેળવવું. 'ક્ષણમાં તે શું?' એમ કહેનારો કદી વિદ્વાન થાય નહિ, 'ને કણ તે શું?' એમ કહેનારો કદી ધનવાન થાય નહિ. રોજની થોડી ને નજીવી કમાણીનો સરવાળો જતે દહાડે મ્હોટો થઈ જાય છે. ને પછી તો પૈસો પૈસાને ઘસડી લાવે છે. પાસે પૈસો હોય ને તેનો સદ્ ઉપયોગ કરતાં આવડતો હોય તો આવક હમેશાં વધ્યો જાય છે. માટે પૈસો એકઠો કરવાને હમેશાં ન્હાની રકમની ઉપેક્ષા કરવી નહિ.

સંઘરો કરવાની જરૂર તો મનુષ્ય માત્રને છે એમ ઉપર સમજાવ્યું, પણ વેપારીના બચ્ચાને તો વળી ખાસ તેની જરૂર છે. વ્યાપારીની આંટનો ને વેપારને સરલતાનો મુખ્ય આધાર પૈસાની છુટ ઉપર છે. જે વેપારીના હાથમાં પૈસાની છુટ નથી તે પુરતો નફો પણ મેળવી શકતો નથી. કેમકે નફો મેળવી લેવાના કેટલાક આકસ્મિક અનુકુળ સંજોગો તેને ગુમાવવા પડે છે. વળી કોઈ વખતે અચાનક આડતીયાની હુંડી આવી પડે, માલની કોઇ જાત એકદમ ખરીદવાની જરૂર પડે, કોઇ કારણથી ઉઘરાણીમાંનાં નાણાંની બે દહાડાની ઢીલ થાય ને લેણદારોની મુદત પાકતી હોય–આ અને આવા બીજા અનેક પ્રસંગોમાં જો પાસે કાંઇપણ સંઘરો હોય તોજ આંટ રહી શકેછે કે નફો મળી શકેછે.

હવે સંઘરો કેવી રીતે કરવો તે વિચારીએ,–જે માણસ પોતાની આવક જાવકનો ખરો હિસાબ બરાબર રાખતો નથી તેનામાં કદીપણ સંઘરો કરવાની વૃત્તિ ઉત્પન્ન થતી નથી. પરંતુ જે હમેશની પોતાની આવક ને હમેશનું પોતાનું ખર્ચ તપાસેછે તેનાથીજ સંઘરો થઈ શકે છે. નીચલા વર્ણના લોકોમાં સંઘરો કરવાની બિલકુલ વૃત્તિ હોતી નથી. તેમને મન તો આજે ઉડાવ્યું તે ખરૂં ને કાલની વાત કાલે. દાંત આવ્યા છે તો ચાવણું પણ આવી રહેશે એમ માને છે. સાંચાઓમાં કામ કરનારા મજુર વર્ગમાં આવું બહુ હોય છે. તેઓ તો પોતાના રોજમાંથી ખરચ જતાં જે બચે તે ઉડાવી દે છે. અને કંઇ પણ બચાવ કરતા નથી એથી, કોઇ દિવસ માંદા થવાને લીધે અથવા બીજા કોઈ કારણથી મજુરીએ જવાય નહિ તો તે દિવસે ખાવાના પણ સાંસાં પડે છે. પરંતુ જો તેઓ પોતાની રોજની કમાણીમાંથી એકાદ આના જેટલી બચત કરતા જતા હોય તો આવો ભૂખ્યે મરવાનો પ્રસંગ આવે નહિ. આટલા માટે સંઘરો કરવાની ઇચ્છા રાખનારે પ્રથમ તો પોતાનો આવક જાવકનો હિસાબ તપાસ્યા કરવો. ને જેમ બને તેમ આવક કરતાં ખરચ કાંઇક ઓછું થઇ બચત પડી રહે તેમ કરવું. આ

બચત હાથમાં રહેવાથી ખરચાઇ જવાની ધાસ્તી રહેતી હોય તો તે દર મહિને સરકારી કે ખાનગી સેવીંગ બેંકમાં મૂકી આવવી.

જીંદગીનો વીમો ઉતરાવી લેવો ને દર ત્રણ, છ કે બાર માસે તેનું લવાજમ ભર્યે જવું. તે પણ સંઘરો કરવાની એક સરસ રીત છે. જે માણસનો હાથ બહુ પોલો રહેતો હોય ને સારી કમાણી છતાં કંઇ બચાવી શકતો ન હોય તો તેણે અવશ્ય જીંદગીનો વીમો ઉતરાવી લેવો જોઈએ. જીંદગીનો વીમો તે એક જાતનો ફરજીઆત સંઘરો છે. મહિને દહાડે બચેલા થોડાક રૂપિયા હાથખરચીમાં સ્હેજમાં વપરાઈ જાય છે. પણ વીમો ઉતરાવ્યા પછી લવાજમની ચિંતા ને લીધે તે વપરાતા નથી. વળી સારી સાખવાળા, સધર જામીનગીરીની મીલકતવાળાં પ્રોવીડંટ ફંડોમાં જોડાવું તે પણ સંઘરો કરવાની રીત છે. આપણા લોકોના હાથમાં પૈસો એકઠો થાય છે ત્યારે તેને વાડી વજીફા રાખવાની, બંગલા બનાવવાની ને ઘરેણાં ગાંઠાં ઘડાવવાની લાલસાઓ ઉત્પન્ન થાય છે. અને આવી બાબતોમાં રોકેલા પૈસા તેને ખરે પ્રસંગે કામ પણ આવી શકે છે. પરંતુ કેટલાક અજ્ઞાન લોકો તો એવા કંજુસ વિચારના હોય છે કે ફકત પૈસો ભેગોજ કરી જાણે છે. પણ તેનો ઉપયોગ કરી જાણતા નથી. આખો દહાડો ગદ્ધા વૈતરૂં કરી પુષ્કળ કમાય છે છતાં જીંદગીને સુખમય કરવાને કે પોતાના કુટુમ્બીઓનું જરા પણ ભલું કરવાને કશો યત્ન ન કરતાં પૈસો ભેગો કરવા માંડે છે. ને ઘાસના બીડપર બેઠેલો કુતરો જેમ જાતે ખાતો નથી ને બીજાને ખાવા પણ દેતો નથી તેમ આવા માણસો તે સંઘરાનો જાતે ઉપભોગ કરી શકતા નથી ને બીજાને માટે સંગ્રહ કરી તેની માત્ર રખેવાળીજ કરી જાણે છે. સંઘરો કરવાનો અર્થ એવો નથી કે સંગ્રહેલા દ્રવ્યનો કશો ઉપભોગ પણ ન કરવો. આપણે આપણા જીવન વ્યવહારના વિઘ્નો દૂર કરવાને પૈસાનો સંગ્રહ કરીએ છીએ છતાં જે દ્રવ્ય આપણને અણીને પ્રસંગે કામ ન આવે તે શા ખપનું ? તેના કરતાં તો હાથે એટલું સાથે ગણી કમાણીને ખરચી દેનારા સારા. માટે સંઘરો કરવાની વૃત્ત ઉત્પન્ન કરવી પણ તે કંજુસાઇનું રૂપ પકડી ન લે તેને માટે પુરતી સાવચેતી રાખવી.

# વ્યાપારી લખાણ.

માલ મગાવવા મોકલવા માટે, નાણાની લેવડદેવડ માટે, વ્યાજ વટાવ તથા ભાગીદારોને લગતી ઘણીક જરૂરની શરતો નક્કી કરવા માટે, ધીરધારની ચોખવટ કરવા માટે અને એવા બીજા વ્યાપારી વહીવટને માટે બહુજ ચોકસ લખાણો કરવાં પડે છે. આ લખાણોમાં કાંઈ વધુઘટુ લખાઇ જાય કે લખવું ભૂલી જવાય તો પરિણામે મહા હાનિ થઇ આવેછે. આટલા માટે જુદા જુદા વહીવટનાં લખાણોમાં ખાસ કરી કયા મુદ્દા પર લક્ષ આપવું, કેવી રીતે લખાણ કરવું વગેરે દરેક વ્યાપારીએ જાણવું જોઇએ. આ નીચે વ્યાપારીનાં કેટલાંક અગત્યનાં દેશી લખાણો આપ્યાં છે. જે પરથી વ્યાપારી દેશી લખાણોની ઢબ સમજી શકાશે.

અમુક આસામી પાસેથી બજાર ભાવે અમુક રૂપિયા લઇ અમુક ગામમાં પોતાના આડતીયા પર તે આસામીને અથવા તેના માણસને તેટલા રૂપિયા આપવાનો જે લેખ લખી આપવામાં આવે છે તેને હુંડી કહે છે. અજાણ્યા માણસને અને ફક્ત હુંડીનો કાગળ દેખાડવાથી જ નાણાં આપવાનાં હોવાથી હુંડીઓ બહુજ સાવચેતીથી લખાય છે કે જેથી તેમાં ગોટાળો થવા ન પામે. ખાસ કરી આવા લેખોમાં નીચેની હકીકત ધ્યાનમાં રાખવી.

૧. હુંડી શાહજોગી છે કે નામજોગી છે તે લખવા ચૂકવું નહિ. નામજોગી હુંડીથી તેમાં લખેલા આસામીને જ રૂપિયા આપવામાં આવે છે, જ્યારે શાહજોગ હુંડીથી તો તે હુંડી લઇ જનાર હરકોઇ આસામીને રૂપિયા આપવામાં આવે છે. ઘણે ભાગે નામજોગી હુંડીથી થતા ગોટાળાનું જોખમ હુંડી શીકારનાર માથે રહે છે. કેમકે કાગળમાં લખેલી નિશાની પ્રમાણે પારખીને જ રૂપિયા આપવાના હોય છે. તે પારખવામાં ગફલત ન થાય તે હુંડી શીકારનારે જોવાનું છે, અને શાહજોગી હુંડીનું જોખમ ઘણેભાગે હુંડી લખનાર પર રહે છે.

૨. તોપણ આ જોખમ કોને માથે છે તે નક્કી કરવા 'અમારી વતીની' અથવા 'ત્હમારી વતીની' એમ લખવામાં આવે છે. અમારી વતી હુંડીનું જોખમ હુંડી લખનાર પર ને ત્હમારી વતીનીનું જોખમ હુંડી શીકારનાર પર છે.

૩. નામ જોગ હુંડીમાં 'નિશાની એ જે કાગળ મધ્યે લખીશું' એમ જણાવવું ને ટપાલદ્વારા ખાનગી કાગળ બીડી તેમાં નાણા લેનાર આસામીના શરીરની ઝટ પરખાઇ આવે તેવી નિશાનીઓ વગેરે જણાવવું.

૪. હુંડીના નાણાં કયારે આપવાનાં છે તે પણ તેની અંદર જ જણાવવું. હુંડી દેખાડતાં જ નાણાં આપવાનાં હોય તો 'તરત મુદતની' એમ લખવું. બીજે દહાડે નાણાં આપવાનાં હોય તો 'મુદત દિન ૧ વળતાની', ચોથે દિવસે નાણાં આપવાનાં હોય તો 'મુદત વાર ભોમની', આઠ દહાડે નાણાં આપવાનાં હોય તો 'મુદત દિન ૪ ચારની' અને બાંધી મુદતે નાણાં આપવાનાં હોય તો તે 'મુદતની' એમ લખવું જોઈએ.

૫. હુંડી અગત્યનો દસ્તાવેજ છે. જેથી તેમાં લખેલી રકમમાં કાંઇ ચેરચુક ન કરી શકાય માટે રૂપિયાનો આંકડો બહુ જ સ્વચ્છ લખવો. તથા અંકે કરીને તે રકમ અક્ષરમાં જણાવવી. વળી સાથેસાથે તેના અરધા રૂપિયાની રકમ પણ અક્ષરમાં લખવી ને હુંડીને છેડે તે રકમના ચોથા ભાગની રકમ પણ અક્ષર ને આંકડામાં લખવી.

૬. કદાચ ગુમાસ્તા પાસે હુંડી લખાવવામાં આવે તો પણ શેઠે તે પર 'આ હુંડીનાં નાણાં શીકારી આપજો' એમ લખી નીચે સહી કરવી જોઇએ.

૭. હુંડી ખોવાઈ જાય તો પેંઠ, પેંઠ ખોવાય તો પરપેંઠ ને તે ખોવાય તો કાગલ લખી આપવાનો રિવાજ છે.

હવે હુંડી વગેરે શી રીતે લખવાં તે નીચે બતાવવામાં આવે છેઃ—

## હુંડી.

સ્વસ્તિશ્રી અમદાવાદ મહાશુભ સ્થાને પૂજ્યારાધે સર્વે શુભોપમા યોગ્ય શાહ જગજીવન પાનાચંદ જોગ શ્રી મુંબઈ બંદરથી લી. મહેતા દલીચંદ હાકેમચંદના જેગોપાળ વાંચજો. જત અત્રેથી રાખ્યા શા. મગનલાલ મોતીચંદ પાસેથી રૂા. ૧૦૦૦) અંકે એકહજાર મુંબઈગરા, નીમે રૂપિયા પાંચસોથી બમણા લીધા છે. તે હુંડી પહોંચેથી તરત શાહ જોગ અથઠામ ઠેકાણું ચોકસ કરીને નાણાં આપજો. નિશાની એજે કાગલ મધ્યે લખીશું. સં. ૧૯૬૫ના કારતક સુદ ૫ વારરવિ.

દા. મ્હેતા દલીચંદ હાકેમચંદના જેગોપાલ વાંચજો

| રૂા. ૧૦૦૦ |
|---|

રૂપિયા પાંચસોથી બમણા, અઢીસોથી ચોગણા એક હજાર મુંબઈગરા પૂરા આપજો.

## પેંઠ.

સ્વસ્તિશ્રી અમદાવાદ મહાશુભસ્થાને પૂજ્યારાધે શાહ શ્રીપ જગજીવન પાનાચંદ જોગ શ્રીમુંબઇ બંદરથી લી. મહેતા દલીચંદ હાકેમચંદ ના જેગોપાલ વાંચજો. જત તમારા પર પ્રથમ હુંડી ૧ રૂા. ૧૦૦૦) અંકે એકહજાર નીમે રૂપિયા પાંચસોથી બમણા મુંબઇગરાની લખી અમારી રાખ્યા શા. મગનલાલ મોતીચંદ પાસેથી તરતમુદતની શાહજોગ રૂપિયા હુંડીની રીતના અથ ઠામઠેકાણું ચોકસ કરીને આપજો. લખી કા. સુદ ૫ ને વાર રવિની. તે રાખ્યાવાળા ધણી કહેછે કે એ હુંડી ગેરવલે પડીછે, માટે આ પેંઠ લખી આપીછે. તમે તમારો આવરો, રોજમેળ, નોંધ, ખાતાવહી વગેરેથી તપાસ કરીને નાણું ન આપ્યાહોય તો આપેંઠ શીકારી નાણાં આપજો. કદાપિ હુંડી શીકારી નાણાં આપ્યાહોય તો આ પેંઠ રદછે વાંચીને ફાડી નાખજો. અમો તમને સનદ ર થઇને નાણાં એક

વાર મજરે આપીશું તે જાણજો. સં.૧૯૬૫ના માગશર સુદ ૬ ને શની
દા. મહેતા દલીચંદ હાકેમચંદના જેગોપાલ વાંચજો.

| રૂા. ૧૦૦૦ |

રૂપિયા અંકે પાંચસોથી બમણા એક હજાર પૂરા કરી આપજો.

પરપેંઠ.

સ્વસ્તિશ્રી અમદાવાદ મહાશુભસ્થાને પૂજ્યારાધે શાહશ્રી ૫ જગ-જીવન પાનાચંદ જોગ શ્રી મુંબઈ બંદરથી લ મહેતા દલીચંદ હાકેમચંદ ના જેગોપાલ વાંચજો. જત તમારા ઉપર પ્રથમ હુંડી૧ રૂા.૧૦૦૦)ની અંકે એકહજાર નીમે રૂપિયા પાંચસોથી બમણા શા. મગનલાલ મોતી-ચંદના રાખ્યાની તરત મુદતની શાહજોગ અથ ઠામ ઠેકાણું ચોકસ કરી નાણાં આપવાની કા.શુદ ૫ રવિવારની લખીછે. ત્યારપછી રાખ્યાવાળા ધણીએ જણાવ્યું કે હુંડી ગેરવલ્લે પડીછે. તેથી હુંડીનાં નાણાં આપવાને માગશર સુદ૬ ને વાર શનીના રોજની પેંઠ લખી આપીછે. રાખ્યા વાળા ધણી કહેછે કે હુંડી તથા પેંઠ બંને લેખ ગેરવલ્લે પડયાછે. માટે આ પરપેંઠ લખી આપીછે તમે તમારો આવરો, નોંધ, રોજમેળ, ખાતાવહિ વગેરેથી તપાસ કરજો અને સદરહુ હુંડી–પેંઠ એ બેમાંથી એકેનાં નાણાં આપ્યાં નહોયતો આ પરપેંઠ શીકારી નાણાં આપજો હુંડી કે પેંઠનાં નાણાં આપ્યાં હોયતો આ પરપેંઠ રદછે વાંચીને ફાડીનાખજો અમે ત્રણે લેખના થઈને તમને એકવાર નાણાં મજરે આપીશું તે જાણજો સંવત ૧૯૬૫ ના માગસર વદ ૧૪ સોમવાર.
દા. મહેતા દલીચંદ હાકેમચંદના જેગોપાલ વાંચજો

| રૂા. ૧૦૦૦ |

નીમે રૂા. પાંચસોથી બમણા કરી રૂા. એક હજાર પૂરા કરી આપજો.

કાગળ

સ્વસ્તિશ્રી અમદાવદ મહાશુભસ્થાને સર્વે શુભોપમા લાયક શાહ

જગજીવન પાનાચંદ જોગ શ્રી મુંબઇ બંદરથી લી. મહેતા દલીચંદ હાકેમચંદના જેગોપાલ વાંચજો. જત તમારા ઉપર પ્રથમ હુંડી ૧ રૂ. ૧૦૦૦) અંકે એકહજારની નીમે રૂપિયા પાંચસોથી બમણા પૂરાની લખી છે. રાખ્યા શા. મગનલાલ મોતીચંદ પાસેથો તરત મુદતની શાહજોગ રૂપિયા હુંડીનો રીતના ગ્રથ ટામ, ઠેકાણું ચોકસ કરી આપજો લખી કારતક સુદ ૫ ને વાર રવિની. ત્યાર પછી પેંઠ લખી આપી છે. માગશર સુદ ૬ને વાર શની, ને ત્યાર પછી પરપેંઠ લખી આપી છે માગશર વદ ૧૪ ને સોમવાર. તે રાખ્યાવાળા ધણી કહેછે કે હુંડી તથા પેંઠ તથા પરપેંઠ સનદો ૩ ગેરવલે પડી છે. માટે આ કાગળ લખી આપ્યો છે. તમો તમારો આવરો, રોજમેળ, નોંધ, ખાતાવહી વગેરે જોઈ તપાસીને હુંડી તથા પેંઠ તથા પરપેંઠ એ ત્રણ માંથી એકનાં નાણાં ન આપ્યાં હોય તો આ કાગળ શીકારી નાણાં આપજો કદાચ હુંડી, પેંઠ કે પરપેંઠ શીકારી નાણાં આપ્યાં હોય તો આ કાગળ રદછે, વાંચીને ફાડી નાખજો. અમો તમને સનદ ૪ થઇને વાર ૧ મજરે આપીશું તે જાણજો. સંવત્ ૧૯૬૫ ના પોષ શુદ ૮ ને વાર બુધ દા૦ મહેતા દલીચંદ હાકેમચંદ ના જેગોપાલ વાંચજો.

| રૂા. ૧૦૦૦ |

રૂા. એકહજાર કલદાર રૂા. અઢીસોથી ચોગણા પુરા આપજો.

શરમ, સ્નેહ કે મિત્રતાની ખાતર હુંડીઆમણ લીધા વગર કોઇ આસામીને અમુક રકમ સુધી નાણાં આપવાનો જે કાગળ પોતાના આડતીયા પર લખી આપવામાં આવેછે તેને ભલામણ કહેછે.

**ભલામણ:**

સ્વસ્તિશ્રી રાજકોટ મહા સુભસ્થાને પૂજ્યા રાધે સર્વે શુભોપમા જોગ ઠકર બહેચર મેગજી જોગશ્રી મુંબાઇ બંદરથી લીઃ ઠકર નાનચંદ જશરાજના જેશ્રીકૃષ્ણ વાંચજો. જત અત્રેથી રા. રા. વીરચંદ રાઘવજી શ્રીરાજકોટ આવેછે તેમને રૂા. ૫૦૧) અંકે પાંચસોને એક

સુધી કલદાર આપજો. ને તેની પહોંચ લખાવીને અમારી તરફ બીડજો. એની બંધી માસ ૧ સુધીની છે. તે ઉપરાંત નાણું લેવા આવે તો અમારો જવાબ મગાવીને આપવાં. સંવત્ ૧૯૬૫ના વૈશાખ વદ ૮ ને વાર શની.

નામજોગી તથા શાહુજોગી હુંડીમાં લખવામાં આવે છે કે નિશાની એ જે કાગળ મધ્યે લખીશું. તે પ્રમાણે હુંડી લખી આપ્યા પછી ટપાલમાં પરભારો એક કાગળ બીડવામાં આવેછે ને તેમાં નામજોગ હુંડી હોય તો જેને હુંડી આપવામાં આવે તેના શરીરની નિશાની લખવામાં આવેછે. ને શાહુજોગ હુંડીના કાગળમાં હુંડીની જ હકીકત લખવામાં આવેછે. અને તે નીચે પ્રમાણેઃ—

## કાગળ.

સ્વસ્તિ શ્રી અમદાવાદ મહાસુભસ્થાને પૂજ્યારાધે શાહ શ્રી ૫ દલીચંદ જગજીવન જોગ શ્રી મુંબઈ બંદરથી લી. મહેતા દલીચંદ હાકેમચંદના જેગોપાલ વાંચજો. બીજું અત્રેથી તમારા ઉપર હુંડી ૧ એક રૂા. ૧૦૦૦) અંકે એક હજારની અમારીવતી ને ખાતે તમારા ઉપરની લખી અમારી રાખ્યા શા મગનલાલ મોતીચંદ પાસેથી તરત મુદ્દતની શાહુજોગ લખી કારતક શુદ ૫ ને વાર રવીની બીડીછે. તે આવેથી મુદતસર શીકારીને નાણાં આપીને ખોખાં તુરત બીડજો ભૂલશોમાં. કામકાજ લખશો. સંવત ૧૯૬૫ ના કારતક શુદ ૫ ને વાર રવિ

## માલ મગાવવા સંબંધી કાગળો.

દેશાવરથી પોતાના આડતીયા મારફત જયારે માલ મગાવવાનો હોય ત્યારે માલની જાત, ભાવ, તોલ, માપ વગેરે અતિ ચોક્કસ કરીને લખવું જોઇએ. કે જેથી બીજી જાતનો ને ન ધારેલો માલ આવી પડે નહિ. કયે રસ્તેથી માલ મોકલવો ને કેવી રીતે મોકલવો તે પણ તેમાં જણાવવું જોઇએ. આવા પત્રો નીચે પ્રમાણે લખાયછે.:—

સ્વસ્તિશ્રી કોચીન બંદરે મહાશુભ સ્થાને સર્વે શુભોપમા જોગ મહેતાશ્રી ૫ વિઠલદાસ મનમોહનદાસની ચીરનજીવી ઘણી હોજો. એતાનશ્રી ભાવનગરથી લી૦ શાહ મંગળદાસ રામજીના જુહાર વાંચજો. જત અત્રે કુશલ છે. તમારી કુશલતાના પત્ર લખશો. બીજું અમારી વતી નીચેની વિગતે ધજ માલ ખરીદીને વેળાસર દરિયા રસ્તે મોકલી આપશો.

૧ મલબારી સાગના પાટડા નંગ ૫૦. દરેક પાટડો ઓછામાં ઓછો ૧૨ સુતારી ગજ લાંબો, ૧ ગજ પહોળો ને ૧ ગજ જાડો લેજો. તેથી ન્હાનો લેશો નહિ.

૧ ચોખા ઉંચીજાતના ખાંડી ૧૦૦) ભાવ ખાંડી ૧ ના રૂા. ૫૦) સુધી મળે તો લેવા.

૧ ચોખા હલકી જાતના ખાંડી ૧૦૦) ભાવ ખાંડી ૧ ના રૂા. ૩૫ સુધી મળે તો લેવા.

૧ સોપારી સેવરધની કુલબર્ડી ખાંડી ૫ બજાર ભાવે લેજો.

એણી રીતે માલ શ્રીકાર જોઈ મોકલજો. તેનું ભરતીયું આવ્યેથી હુંડી બીડીશું તે જાણજો. કામકાજ લખજો. જોઇતું મગાવજો. સં.૧૯૬૫ ના પોષવદ ૩ ને વાર બુધ. લી૦ શાહ મંગળદાસના જુહાર વાંચજો.

મગાવેલો માલ મોકલી આપ્યા પછી તે માલની જાત, તેનું તોલ,માપ, ભાવ, તેપરનું ખરચ, તેમાં મળેલ વટાવ, વગેરે સઘળું જણાવી જે પત્ર લખવામાં આવે છે તેને ભરતીયું કહે છે. આ ભરતીયા પર નજર રાખીને જ માલ મગાવનાર ધણી વસ્તુઓની કિમત આંકી મૂકે છે. તેમજ માલ પર જગાત કેટલી લેવી તે પણ ભરતીયા પરથી જ ચોક્કસ કરવામાં આવે છે તેથી ભરતીયું બહુ સાચવીને લખવામાં આવેછે.

## ભરતીયું.

સ્વસ્તિશ્રી ભાવનગર બંદરે મહાશુભ સ્થાને પૂજ્યા રાધે સર્વે

શુભોપમા જોગ શા. મંગળદાસ રામજી ની ચીરણજીવી ઘણી હોજો એતાન શ્રી કોચીન બંદરથી લી. મહેતા વિઠલદાસ મનમોહનદાસ ના જુહાર વાંચજો. જત અત્રે કુશળ છે. તમારી કુશળતાનો કાગળ પોષ વદ ૩ નો આવ્યો વાંચી સમાચાર જાણ્યા. બીજું તમારા લખ્યા પ્રમાણે તમારી વતી માલ ખરીદ કરી ભાવનગરવાળા શેઠ હસનઅલી લુકમાનજીનો બતેલો નામે દિલખુશાલ તંડેલ દેવુજી વાળો અત્રે માલ લઈ આવેલો તેમાં ભરી મોકલ્યો છે. તેની વિગતઃ-

૪૦૦૦) મલબારી સાગના પાટડા નં.૫૦)ના ટન૮૦) રૂ.૫૦) પ્રમાણે.
૪૮૦૦) ચોખા ઉંચી જાતના ખાંડી ૧૦૦ દર રૂ. ૪૮) લેખે.
૮૭૫) સોપારી કુલબર્ડો ખાંડી ૫ દર મણના રૂ. ૮॥ લેખે

૯૬૭૬

૯૬॥ વળતર ટકા ૧ લેખે

૯૫૭૮। બાકી નકકી.

તારીજ

૯૫૭૮। અસલ કિંમત.

૭૯૪॥।= ખરચ માલ ઉપર ચડયું તેની વિગત.

૧૯૩॥ આડત અમારી ટકા બે લેખે.
૧૧૬) કોથલા ચોખા-સોપારી માટે નં.૪૬૪ રૂ ०॥ લેખે.
૫) સુતળી તથા શીવણના ઉચક.
૩૦) મજુરી કુરજા પર માલ લઈ જવાની.
૧૫) મજુરી બારકસ મધ્યે માલ ચઢાવવાની.
૪૮।= દલાલી ટકા ०॥ લેખે.
૧૯૩॥ જગાત ટકા બે લેખે.
૧૯૩॥ વીમો ઉતરાવ્યો. ટકા બે લેખે તેના.

૭૯૪॥।=

૧૦૩૭૩)=

એણી વિગતે ભરતીયું ઉતારી મોકલ્યું છે. તે પહોંચ્યેથી તપાસી અમારે ખાતે જમે કરજો. ને જવાબ તરત લખજો.

ચોખા હલકી જાતના તમોએ લખેલા ભાવથી ન મળવાથી મોકલ્યા નથી. એ ચોખા હમણાં મધ્યહિંદુસ્તાનમાં ઘણા જાય છે જેથી તેનો ભાવ ચ્હડીને રૂ. ૩૮ ઉપર ગયો છે. મલબારી સાગના પાટડા શ્રીકાર જોઇ તમારા લખવા પ્રમાણે જ લીધા છે. બારકસનું નુર રૂ. ૧૫૦) ઠરાવેલું છે. તે માલ પહોંચેથી આપજો. કામકાજ લખજો. જોઈતું કરતું મગાવજો. સંવત્ ૧૯૬૫ નાં મહા શુદ ૧૦ ને વાર ગુરૂ. મહેતા વિઠ્ઠલદાસ મનમોહનદાસના જુહાર વાંચજો.

## દસ્તાવેજ.

જ્યારે કોઇ પણ માણુસને વેપારી રૂપિયા આપે છે અથવા તેના હિસાબની ચોખવટ કરી બાકી ખેંચેછે ત્યારે તે માણુસના હાથથી જ ચોપડામાં ખાતું પડાવવામાં આવે છે. જો માણુસ અભણુ હોય તો તેના રૂબરૂમાં બીજા આસામી પાસે ખાતું પડાવવામાં આવે છે ને નીચે એકઆનાની ટીકીટ ચોડી તેપર તે માણુસની સહી લેવામાં આવે છે. આવાં ખાતામાં વ્યાજ સિવાયની બીજી સરતો લખવામાં આવતી નથી. નીચેના નમુનામાં જ્યાં ચોકડી કરીછે ત્યાં ટીકીટ સમજવી.

### ઠામખાતું.

મહેતાજી તુલજાશંકર જયશંકરનું ખાતું. સં૧૯૬૫

| જ | ઉ |
|---|---|
| | ૫૦૦) કારતક વદ ૧૩ ને વાર રવિ<br>૫૦૦) અંકેરૂપિયા પાંચસો<br>મુંબઇગરારોકડા હ.<br>પોતે લીધાછે.વ્યાજ<br>રામ આઠ લેખે. |

માસ્તર તુલજાશંકર જયશંકરની સહી દા. પોતે

## બાકી ખાતું.

વ્યાસ કાલીદાસ પીતાંબરનું ખાતું       સંવત્ ૧૯૬૫.

| જ | ઉ |
|---|---|
| | ૩૨૨ાા બાકી દેવા ફાગણ શુદ ૨ ને વાર સોમ. |
| | ૩૦૦) મુદ્દલ. |
| | ૨૨ાા વ્યાજના ૧૯૬૪ના ફાગણશુદ ૩થી સં ૧૯૬૫ ના ફાગણ સુદ ૨ સુધીનું રામ ૦ાા= લેખે. |
| | ----- |
| | ૩૨૨ાા અંકે રૂપિયા ત્રણસો સાડીબાવીશ આજ-હિસાબ કરી બાકી કાઢયાછે. વ્યાજ ૦ાા= લેખે. હા. પોતે. |

વ્યાસ કાલી| દાસ પીતાં |બરની સહી
હા. પોતે.

### વ્યાજુ ચિઠી.

આચિઠી વગરમુદતની હોયતો એકઆનાની ટીકીટ ચોડી લખી અપાયછે ને તેથી તેમાં પણ વ્યાજ સિવાયની બીજી સરતો હોતીનથી. ઘણે ભાગે આ ચિઠીઓમાં મિતિ અંગ્રેજી નખાય છે.

પરી. ખુશાલચંદ સાકળચંદ જત આજરોજ અમો શા. નથુ જીવરાજે તમારી પાસેથી રૂા. ૧૦૦) અંકે સો મુંબઇગરા લીધા છે.

તે તમો જ્યારે માગો ત્યારે (અથવા મુદત નક્કી કરી હોય તો તે મુદતમાં) આઠ આનાની તેરીખના વ્યાજ સાથે અમારે આપવા છે.
તા. ૧૬ માર્ચ સને ૧૯૦૯

શાહ નથુ જીવરાજની સહી હા. પોતે

નામું.

કોતક માળામાંની નીચેની વારતા આપણા વ્યાપારીઓને વાંચવા લાયક છે.અસલના વખતમાં સારા વરસમાં ખાણો ખોદી તેમાં અનાજ ભરી મૂકવાનો ચાલ હતો. કોઇ કોઈ વાર બે ચાર વેપારી એકઠા મળીને કે કોઈવાર સુવાંગ ખાણો તૈયાર કરાવીને તેમાં અનાજ રાખતા. આ સંઘરી રાખેલા દાણા જ્યારે જ્યારે દુકાળ પડતો ત્યારે ત્યારે બહાર કાઢવામાં આવતા જેથી ભુખમરાની પીડા વેઠવી પડતી નહોતી, આ રિવાજ પ્રમાણે એક ગામમાં બજાર વચ્ચે ખાણ ખોદી તેમાં વેપારી જાર ભરતો હતો. તેવામાં એક અમલદારીના હોદ્દાપરનો મિયાં ત્યાંથી નીકળ્યો તેણે વેપારીને કહ્યું કયું શેઠજી, કુછ હમારે લીયે જાસ્તી સંઘરા કરોગે વા નહિ? વેપારીની કોઇ ભાગીદાર રાખવાની ઈચ્છા નહોતી તેથી જો કે તે મનમાં કચવાયો કે વળી આ બલા કયાંથી આવી. પણ વિવેક જાળવવાને ખાતર કહ્યું : હાજી આ બધી આપનીજ છેને. માટે આપના તરફથી જુદો સંઘરો કરવાની જરૂર શીછે? જ્યારે જોઈએ ત્યારે ને જેટલી જોઇએ તેટલી લઈ જજોને. મીયાંએ કહ્યું : નહિ જી યું કયું હોવે. અબી કુછ હમારી તર્ફસે ખાણુમે ડાલો પીછે જરૂરી કે વખ્ત હમારા હિસ્સા હમકું દેદેનાં મિયાં અધિકારી હોવાથી તેનું મ્હોં તરછોડાયું નહિ જેથી વેપારીએ તે કેટલી જાર સંઘરવા માંગે છે તે જાણવા પૂછયું. ખાન સાહેબ, આપની ઇચ્છા કેટલી જાર સંઘરવાનીછે. મિયાંએ જારનો

અડધો દાણો બતાવીને કહ્યું : કુછ જાસ્તી નહિ હે દેખો યે ફક્ત આધી જાર જ હુમારાં નામ પર જમા કરકે ઉસમેં ડાલો. ઓર તુમારે ચોપડે મેં લીખ લો. જારનો અડધો દાણોજ ફક્ત જોઇને વેપારીને નવાઇ લાગી. ને આટલામાં તે વળી સંઘરો શો કરવો એમ તેણે મીયાંને કહ્યું. પણ મિયાંએ જણાવ્યું કે શેઠજી કુછ જાસ્તી સંઘરાકી હુમકું ગરજ નહિ હે. મહેરબાની કરકે ઇતના ઈ હિસ્સા હમારા મંજુર રખ લો. અંતે વેપારીએ મિયાંની વતી ઉપરનો અડધો દાણો ખાણમાં નાખ્યો, મિયાંએ વેપારીના તથા પોતાના ચોપડામાં "આધી જાર મિયાં ભાઇકી" એમ જમા કરાવી લીધું ને પછી પોતાને રસ્તે પડયો. પાછળથી વાણીએ બધી જાર સાચવી સાચવીને ખાણમાં નાખી બંધ કરી લીધી.

ત્યાર પછી કેટલાંક વરસ પ્રભુ કૃપાથી સારાં નીકળી ગયાં. પરંતુ પછી અનાવૃષ્ટિને કારણે દેશમાં જબરો દુકાળ પડયો. આથી સંઘરી રાખેલા દાણા બહાર કાઢવાની જરૂર પડી. જ્યારે ખાણો ખોલવામાં આવી ત્યારે પેલો મિયાં પણ પોતાનો હિસ્સો લેવાને હાજર થઇ ગયો. વેપારીએ તેને મોટું મન બતાવતાં કહ્યું : ખાં સાહેબ આધા દાણામેં કયા લોગે. જોઇએ તો આખો દાણો લઇ જાવ. મુઠી લઇ જાવ. પાલી બે પાલી લઇ જાવ. એમાં શું. એટલામાં મારે કયાં ઓછું થઇ જવાનું છે. પણ મિયાંભાઇ તો બડા પક્કા હતા. જે વાણીઆ કોઇથી છેતરાય નહિ તેને છેતરવાની પોતાની ઇચ્છા હતી ને મનમાં તે પાર પાડી ચૂકયા હતા. તેથી તેણે કહ્યું કયા શેઠજી, આપ કયા બોલતે હો. હુમારા યે જારમેં આધા હિસ્સા હે. લેકીન આપ કહેતે હો કે મૂઠી ભર લે જાવ, પાલી લે જાવ,તો કયા કુછ ધર્માદા કરતે હો. નીકાલ દો હમારા આધા હિસ્સા. આ સાંભળી વાણીઓ તો ગભરાયો પણ જરા ગુસ્સો બતાવી બોલ્યો મિયાં અડધો: ભાગ વળી શાનો ? તમેતો ફક્ત જારનો અડધો દાણો જ આમાં નાખ્યો છે. ને હવે ગળે શાના પડોછો. હુંતો ઉલટો ત્હમને વધારે આપુંછું માટે લો. એમ કહી પાલી બેપાલી તેણે જાર ભરવા માંડી. એટલે મિજાજ ખોઇ મીયાંએ પાલીને લાત મારી ઉરાડી મૂકી ને કહ્યું—કયા કુછ દીવાના

હે. ઐસી બદ ધાનત હમારી પાસ નહિ ચલેગી. હમારા આધા હિસ્સા નિકાલ દે. પાગલ કયા કોઈ આવા દાનાકા સંઘરા કરનેકા ખ્યાલ ભી કરતાહૈ કેસા હેવાન હો. આમ બન્ને વચ્ચે ટંટો થઈ પડયો. વાણીઓ કહે કે અડધો દાણોજ ફકત મિયાંનો છે. ને મિયાં કહેકે અડધો અડધ જાર મ્હારી છે. અંતે બંનેએ કોર્ટનો આશરો લીધો. જારનો અડધો દાણો કોઈ ખાણમાં રાખી મૂકાવે એ મનાય નહિ. માટે કાતો કોઈ સાક્ષી હાજર કરો અથવા તો નામું હાજર કરો. આથી બંનેના ચોપડા કોર્ટમાં રજુ થયા. તેમાં 'આધી જાર મિયાં ભાઈકી' એમ લખેલું નીકળ્યું. આથી કોર્ટે ઠરાવ કરી ફેંસલો આપ્યો કે–જારનો ફકત અડધો દાણો જ મિયાંએ ખાણમાં નાખ્યાનું વાણીઓ કહેછે તે વાત નહિ માનવા જેવી જૂઠીછે. કોઈ માણસ અડધા દાણાનો હસવા લાયક સંઘરો કરે જ નહિ ચોપડામાં પણ અડધી જાર મીયાંની નોંધી લીધેલ છે. માટે ખાણમાંના દાણાંનો અરધો હિસ્સો મિયાંએ લઈ લેવો. આ ઠરાવ સાંભળી વાણીઓ પોકેપોક મૂકીને રોયો. આપ્રમાણે લખાણું તેવું વંચાણું ને ન્યાય પણ તેવોજ અપાયો.

આ પરથી જણાશેકે લેણદેણની ચોખવટનો સઘળો આધાર નામા પર છે. મોઢાની વાતો કોઈ માનતું નથી. તેમ ટપકાવ્યા વગર ઘણી બાબતોની વિસ્મૃતિ થઇ જાયછે. માટે દરેકે દરેક બાબત ટપકાવી લેવાની જરૂરછે. એટલુંજ નહિં પણ તે બરાબર ચોક્કસ રીતે ફોડ પાડીને સમજાય તેમજ ટપકાવવી જોઇએ. નહિંતો ઉપરની વાતમાં થયું તેમ અર્થનો અનર્થ થવાની ધાસ્તી રહેછે.

સામાન્ય રીતે દુકાનદારને ઘણી આપ લે કરવી પડેછે. ઘણા ઘરાકો ઉધારે માલ લઈ જાયછે, ઘણી ઉઘરાણી પાકી થાય છે ને ઘણાને ત્યાંથી વેપારી ઉધારે માલ લાવેછે. આ સઘળી બાબતો જો નોંધવામાં ન આવે તો અવશ્ય તેમાંની કેટલીક બાબતો ભૂલી જવાયછે. ને સરવાળે હિસાબમાં ગોટાળો થઇ જાયછે. માટે આપલેની ન્હાનામાં ન્હાની રકમથી મ્હોટામાં મ્હોટી રકમ સુધીની નોંધ દરેક વેપારીએ કરવી જોઇએ. લેણ

દેણુ ને ઉપજખરચની નોંધ ને નામું કહેવામાં આવેછે. નામું નહિ રાખનારો વેપારી વ્યાપારમાં જબરી હાનિ ભોગવેછે.

નામાથી ઘણાફાયદા થાય છે (૧) તેથી લેણાદેણાની ચોક્કસ યાદી રહે છે. (૨) ઉપજ ખરચ જણાઈ આવે છે. ને તે પરથી ઉપજ વધારવાના તથા ખરચ ઘટાડવાના ઉપાય યોજી શકાય છે. તથા આપણી આર્થિક હાલત સુધારવાનું બની શકે છે. (૩) દુકાનની અંદરના માલની સિલક જણાઇ આવે છે. તેથી કયો માલ થઇ રહેવા આવ્યોછે. કયા માલનો ઉઠાવ થતો નથી તે સઘળું માલમ પડે છે. વળી સિલક નોંધ હોવાથી ગુમાસ્તાઓ માલમાં કાંઈ ગોટાળો કરી શકતા નથી (૪) યાદદાસ્ત ઉપર બીલકુલ વિશ્વાસ રાખી શકાય નહિ. માટે નાણાની ચોખવટ તો નામાને આધારે જ રહે છે. નામાથી નાણાના વહીવટમાં થતો ગોટાળો તરત જણાઈ આવે છે. આપણી કે સામા ખાતાદારની ભૂલ પકડી શકાય છે. (૫) છમાસિક કે વાર્ષિક આપણો નફો તોટો તારવી શકાય છે. (૬) ઇન્કમટેક્સ કેટલો ભરવો તે નામ પરથી જ નક્કી કરવામાં આવે છે, (૭) માલની કિમત નક્કી કરવામાં પણ નામું અગત્યનું કામ બજાવે છે. (૮) નામા પરથી હરકોઇ માણસના સદ્ગુણ દુર્ગુણ જણાઇ આવે છે કેમકે તે માણસ કયા રસ્તા પર વધારે ખર્ચ કરે છે તે નામું તરત જ કહી દે છે.

હવે નામું લખવા સંબંધે વ્યાપારીએ શી સાવચેતી રાખવી તે જોઇએ. આપણામાં કહેવત છે કે સંભારીને નામું લખે ને ઉંટે ચ્હડી ને ઉંઘે એ બંને બરાબર છે. ઉંટ પર ચ્હડીને ઉંઘતો માણસ જરૂર નીચે પટકાઇ પડે છે ને હાથ પગ ખોઇ બેસે છે. તેમ સંભારીને નામું લખનારો માણસ અવશ્ય કેટલીક રકમો ભૂલી જાય છે કે બેવડી માંડી દે છે ને તેથી હાનિ ભોગવે છે. આટલા માટે કોથળીમાં નાણાં નાખતાં પહેલાં કે કાઢતાં પહેલાં કે દુકાનમાંથી માલ આપતા નીસાથે જ તરત તે ટપકાવી રાખવાને ભૂલવું નહિ. નોંધ કરવાની વાતનો વાયદો હોય જ નહિ.

ઘડીએઘડી પાકી નોંધમાં કે ચોપડામાં નોંધવું ફાવે નહિ એ ખરૂં છે. માટે કાચી નોંધ રાખવી ને તેમાં તરતોતરત રકમો ટપકાવવી પછી રાત્રે તે પરથી પાકી નોંધ તૈયાર કરવી.

સાધારણ ન્હાના વેપારીને રોજમેળ, ખાતાવહિ ને વ્યાજવહી એ ત્રણ બસ થશે. અતિ ન્હાના વેપારીઓ તો બેઠી ખાતાવહીથી જ પોતાનું કામ ચલાવી શકશે. પણ મ્હોટા વેપારીએ રોકડમેળ, નોંધ, આંકડાવહી, આવરો, ખાતાવહી, ને વયાજવહી એમ છ ચોપડા રાખવા.

ચોપડા જાડા ચીકણા કાગળના ને ચામડાના પૂઠામાં બાંધેલા રાખવા. કે જેથી તે ફાટે નહિ ને લાંબી મુદત ચાલે. ચોપડામાં કશી છેકછાક કરેલું લખાણ વિશ્વાસપાત્ર ગણાતું નથી. માટે સાચું નામું, પણ ડાઘાડુઘી વાળું હોય તો તેને સાચું ગણવામાં આવતું નથી. માટે ચોપડાનું દરેક લખાણ અતિ સ્વચ્છ ને સાફ હોવું જોઇએ. ચોપડામાં નામું કેમ લખવું, કેમ ખતવવું, કેમ હિસાબ બાકી ખેંચવો, મેળ કેમ મેળવવો, વ્યાજ કેમ ગણવું, વગેરે નામા સબંધી તમામ હકીકત દરેક વેપારીએ જાણવી જોઇએ. કેમકે તે માહિતી ન હોય તો બીજાની ગરજ ભોગવવી પડે છે. અને ગરજ ભોગવ્યા છતાં પણ નામું ખરૂં લખાયું કે નહિ તે નક્કી કહી શકાતું નથી. નામું લખનારા કાંઇ ગોટાળો કરી જાય તો પકડી શકાતો નથી. માટે વેપારની શરૂઆત કરતા પહેલાંજ નામાનો વહીવટ તે દરેકે જાણી લેવો જોઈએ.

---

## ટાઉનહૉલ.

મુંબઈનાં આલીશાન મકાનોનો ખ્યાલ વિક્ટોરિઆ ટર્મિનસ પાસે ઉભારહેવાથીજ આવે છે. એક બાજુ આખા હિન્દુસ્તાનનાં સ્ટેશનોમાં સૌથી વિશાળ. ભવ્ય ને આંખને ભ્રમી દેતું બોરીબંદરનું સ્ટેશન, સ્હામે આકાશની સાથે વાતો કરતો ને જેના મિનારાનું શિખર જોતાં માથા પરની પાઘડી પણ પડી જાય તેવો કોરપોરેશન હોલ, બીજી બાજુ વિશાળ હોર્નબી

રોડ પરનાં ગગનચુંબી ને અવનવી ખૂબી દાખવતાં મકાનો, નાજુક પણ સુંદર ગેઇટી થીએટર, રમત ગમતમાં મચી રહેલું વિશાળ મેદાન, થાકયા નો થાક ઉતારી શીતલતા આપતો બગીચો ને ક્રાફર્ડ મારકીટના શિખરમાં દેખાતું ઝાંખું ઘડીઆળ; આ સઘળું મુંબઇની જાહોજલાલીનો ખ્યાલ આપવાને પૂરતાં છે. જો કે આંહીનો ચોક અતિ વિશાળ છે છતાં ટ્રામની દોડધામ, ગાડીની ચીસો, વિકટોરિઆની ઘંટડીઓ, મોટરકારનું ભૂંકવું, ખટારાઓનો ખડખડાટ અને માણસોના કોળાહળથી તે મધપૂડાની પેઠે ગણગણી ઉઠેછે. એકદિવસ જયારે સૂર્ય નારાયણે ક્ષિતિજ તરફ નમવા માંડયું, આકાશનાં વાદળાંઓએ જગતના જેવોજ ક્ષણિક સોનેરી રૂપેરી ચળકાટ ધરવા માંડયો, ને વિકટોરીઆ ટર્મીનસની ઘડીયાળના ડાયલપ્લેટે જોનારની આંખને ઝાંખવી નાંખવા જેવો ચલકાટ ધારણ કર્યો ત્યારે આ ચોકની ગરદીમાંથી આમતેમ ધક્કા ખાતા ને પોતાનો રસ્તો મહા મુશ્કેલીએ કાઢતા બે મિત્રો પસાર થતા હતા. તેમાંના એકનું નામ ન્હાનાલાલ હતું. તે કોટમાં આવેલી ડી. મોર્લીની કંપનીમાં સારા પગારથી નોકર હતો. આજના સવારના મેલમાં રાધનપૂરથી તેનો મિત્ર મનુ કંઈ ખાનગી કારણસર આવ્યો હતો. જે અત્યારે ઓફીસમાંથી વળતાં તેની સાથે હતો. મનુ આંખો ને મ્હો ફાડી આશ્ચર્ય ચકિત થઈ આ રોનકદાર મકાનો જોતો આવતો હતો. ને ન્હાનાલાલ તેને તે તે મકાનોની ઐતિહાસિક કથાઓ સાથે ઓળખાણ આપતો હતો. બંને કેટલીક વારે ગરદીમાંથી પસાર થઈ કોરપોરેશન હોલની સુંદર ફુટપાથ (પગથી) પર આવી પહોંચ્યા. ત્યારે ન્હાનાલાલે મ્યુનિસિપાલિટીને લગતી કેટલીક અગત્યની ને નવીનવી વાતો કહી સંભળાવી. મનુએ પગથી પર ચાલતાં ચાલતાં હોલમાં જોયું તો સેંકડો સ્ત્રી પુરૂષો તેમાં કામ કરતાં જોવામાં આવ્યાં. ઠામ ઠામ વીજળીની બત્તીઓ પ્રકાશ આપી રહી હતી. ને લાકડાના ઘોડાઓ ઉપર ફાઈલોના ગંજ ખડકેલા હતા. આ સમારંભથી નવાઇ પામી મનુએ પૂછયું:—

"ઓહોહો! પોતાનો વહીવટ ચલાવવા મ્યુનિસિપાલિટીને આટલાં બધાં માણસો રાખવાં પડેછે?"

"આતો ફક્ત એક જ ખાતાનું કામ ચલાવનારાં માણસો છે." ન્હાનાલાલે હસીને જવાબ આપ્યો.

મનુઃ-કયું?

ન્હા૦-માત્ર ટાઉનડયુટીનો જ વહિવટ આ નીચલા હોલમાં ચાલેછે. સિવાય વોટર વર્કસ ખાતું, કેળવણીખાતું, આરોગ્યખાતું, જાહેર બાંધકામ ખાતું, વગેરે વગેરેના વહીવટની ઓફીસો તો ઉપર છે.

મનુ-એમકે? આ તો જાણે એક મ્હોટા રાજયનો વહીવટ હોયનહિ.!

ન્હા૦-અલબત. એમ જ છે. આ ફક્ત એકલી ટાઉન ડયુટીમાંથી મ્યુનિસિપાલિટીને લાખો રૂપિયાની પેદાશ થાયછે બીજા ખાતાંની પેદાશ તો વળી જુદીજ.

મનુ૦-અહોહો! લાખોની પેદાશ !! પણ તે ટાઉનડયુટી વળીશું?

ન્હા૦-નામદાર સરકારે આપણા લોકોને રાજય વહીવટમાં ભાગ લેતા કરવાને લાયક થવા કેટલાક હક આપેલાછે આ હકની રૂએ આ શહેરને મ્યુનિસિપાલિટીનો હક મળેલ છે. જેથી આ શહેરનો કેળવણીની, સુખાકારીની, સુધરાઇની અને એવી બીજી લોકોપયોગી વ્યવસ્થા લોકો પોતાનામાંથી સારા બાહોશ માણસ ચુંટી કાઢી તેની મારફતે ચલાવેછે. આ વ્યવસ્થા ચલાવવાને પૈસા તો જોઇએ. માટે શહેરમાં જે માલ આવે તેના પર સેંકડે અમુક ટકા કર લેવાની, લોકોની કમાણી પર અમુક કર લેવાની, તથા બીજા કેટલાક કર લેવાની સત્તા મ્યુનિસિપાલિટીને મળેલી છે. આ કરનાં જે નાણાં વસુલ થાય તેમાંથી મ્યુનિસિપાલિટી ઉપર કહ્યાં તે લોકહિતકારી કામો કરેછે. ગટર બંધાવવાનું, રસ્તા તથા પુલો બંધાવવાનું, સમારવાનું, સાફ સુફ રાખવાનું, રૈયતની આરોગ્યતા સાચવવાનું, કેલવણી વધારવાનું, બંદોબસ્ત જાળવવાનું, લોકોને હવા, પાણી ને અજવાળું પૂરાં પાડવાનું; વાંચન, આનંદ ને વિશ્રામ પૂરૂં પાડવાનું તથા સરકાર સાથે રયતનો સંબંધ ને હક જાળવવાનું સઘળું કામ આ કરના પૈસામાંથી કરવામાં

આવે છે. હુવે આ કરોમાંના શહેરમાં આયાત થતા માલ પર જે જગાત મ્યુનિસિપાલિટી લેછે તેને ટાઉન ડ્યુટી કહેછે. મુંબઈમાં ગાડાં માર્ગે, રેલવે રસ્તે ને સ્ટીમર મારફતે અંદરના ભાગોમાંથી તથા બ્હારના દેશાવરોમાંથી કરોડો રૂપિયાનો માલ આવેછે. અને તેથી મ્યુનિસિપાલિટીને લાખો રૂપિયાની ઉપજ તેપર કર લેવાથી થાયછે.

મનુ૦-એટલે દેશમાં જેને માંડવી પરનું દાણું કહેછે તેજ ત્હમારી ટાઉનડ્યુટી ખરૂં કે નહિ? પણ મુંબઇ તો આખા હિન્દુસ્તાનનું બારૂં હોવાથી દેશાવર ખાતે ન્હડાવવા સઘળો માલ અહીં આવીને જ જાય. તેમ દેશાવરથી આવેલો માલ અંદરના ભાગમાં જવા માટે પણ પહેલ વહેલો આંહી જ ઉતરે. આ બધા માલ ઉપર ફકત મુંબઈના લોકોના હિતને માટે આંહિની મ્યુનિસિપાલિટી વેરો લે તે તો કંઇ વાજબી ગણાય નહિ. જે માલ મુંબઇને રસ્તે આવ્યો ને ગયો તે કંઇ મુંબઇને માટે આવ્યો ગણાય નહિ.

ન્હા૦-બરાબર છે. અને એમ જ ગણવામાં આવે છે. મુંબઇની વપરાશને માટે જે માલ આંહી ઉતરે છે તેના પર જ ફક્ત આંહીની મ્યુનિસિપાલિટી કર લે છે. મુંબઇ મારફતે દેશાવર કે અંદર જતા આવતા માલ પર તે જગાત લેતા નથી.

મનુ૦-પણ કેટલો માલ મુંબઇને માટે આવ્યો ને કેટલો બહાર દેશાવર ને અંદરના મુલકમાટે આંહી આવ્યો તે કેમ સમજાય? માનો કે આંહીના એક વેપારીએ લાખો રૂપિયાનું કાપડ મગાવ્યું હવે તેમાંથી કેટલું મુંબઇમાં ખપી જશે ને કેટલુ અંદરના મુલકોમાં જશે તે અગાઉથી કેમ કહી શકાય. અને કર તો જેવો માલ આવ્યો તેવો જ આપવો પડે.

ન્હા૦-એને માટે એવી વ્યવસ્થા કરી છે કે જેવો માલ મુંબઇના બારાપર આવ્યો કે તરત જ તેપર ટાઉનડ્યુટી લેવામાં આવે છે. અને જ્યારે તે માલ દેશાવર કે અંદરના મુલક ખાતે

એટલે કે મુંબઈની બહાર મોકલવામાં આવે છે ત્યારે તેના પર લેવાયેલી ડ્યુટી પાછી આપવામાં આવે છે.

મનુ૦—અહોહો! એમ કરવામાં તો બહુ જ ગોટાળો ને અવ્યવસ્થા થાય. આતો પાઈના કેળ માટે પૈસાનું તેલ બાળવા જેવું થાય એક વેપારીએ કાપડની એક ગાંસડી મગાવી. હવે માનો કે તે ગાંસડી માંથી થોડુંક કાપડ આંહી વેચાયું. ચાર પાંચ મહિને તેમાંથી થોડુંક અમદાવાદ મોકલાવ્યું. વળી દશ બાર માસે તેમાંથી થોડુંક કલકત્તા મોકલ્યું. વળી કાંઈક અહીં વેચાયું. ને કંઈક બહાર ગયું. આ બધાનો જુદે જુદે વખતે ને ઝીણો ઝીણો હિસાબ કરી કેટલો કર પાછો આપવો તે નક્કી શી રીતે થઇ શકે? આમાં તો કંઇ લાભ થાય નહિ. લોકોના ઘરમાંથી જેટલો કર નીકળે તેના પ્રમાણમાં બહુજ ઓછી આવક મ્યુનિસિપાલટીના ઘરમાં આવે. કેમકે તેની વ્યવસ્થા ને હિસાબ કરવામાં જ કરનો મ્હોટો ભાગ તણાઈ જાય. ને તેથી કર ઉઘરાવવાની આ રીત અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે ઘણીજ ગેરવાજબી ને નુકશાનકારક ગણાવી જોઈએ.

ન્હા૦—તું ધારે છે તે ધાસ્તી ખોટી નથી. પણ સરલતાની ખાતર કેટલાક સાદા નિયમો બાંધી લેવામાં આવ્યા છે, ને તે નિયમ પ્રમાણેજ ડ્યુટી ઉઘરાવવામાં તથા પાછી આપવામાં આવે છે. હું તને તેમાંના એકાદ બે સાદા નિયમો જ કહું: એક તો મુંબઇના બારામાં જે માલ આવ્યો તે પર તરત જ ડ્યુટી લેવામાં આવે, તેનો કશો વાયદો નહિ. ડ્યુટી ભરી ગયાનું સર્ટીફીકેટ જ્યારે આપણે રેલવે વાળાને કે સ્ટીમર વાળાને બતાવીએ ત્યારે જ તે સ્ટીમર પરથી કે રેલવે પરથી આપણને માલ ઉપાડવા દે. ત્યાં સુધી નહિ.

મનુ૦—બરાબર, એ તો એમ જ જોઇએ.

ન્હા૦—બીજું જે માલ આંહી આવ્યો તે જો છ મહિના સુધીમાં મુંબઇની બહાર મોકલવામાં આવે નહિ ને તે પછી ગમે

ત્યારે બહાર દેશાવર કે અંદરના મુલકો ખાતે કહાડવામાં આવે તો પછી તેની ડયુટી મ્યુનિસિપાલિટી તરફથી પાછી આપવાવામાં આવતી નથી. ૭ મહિના સુધી જ તે પાછી આપવામાં આવે છે.

મનુ૦—એમકે! આથીતો વ્યાપારીઓને—લોકોને—ગેરફાયદો. કેમકે તેમણે બહાર દેશાવરને માટે જ માલ મગાવ્યો હોય છતાં ૭ મહીના સુધીમાં તે ન ખપવાથી તેને આંહો કર ભરવો પડે.

ન્હા૦—ખરૂં છે. આથી રૈયતને હાનિ છે. પણ મ્યુનિસિપાલિટીને તેમ કરવાથી વધારે પેદાશ મળે છે. અને કર લેવામાં તથા રીફંડ કરવામાં સરલતા રહે છે. હવે ત્રીજુંઃ જ્યારે આંહી માલ આવે છે ત્યારે તેની ગાંસડીઓ પર, બંડલ પર, ગુણી પર કે પેટી વગેરે નંગો પર મ્યુનિસિપાલિટી મારકો (ચિન્હ) કરે છે, નંબર મારે છે ને વજન નોંધી લે છે. અને પછી જ્યારે તે માલ બહાર મોકલવામાં આવે ત્યારે મારકો, વજન ને નંબર વગેરે તપાસી જુએ છે. જો તે બરાબર મળતાં આવે તો જ તેના પરની ડયુટી પાછી આપવામાં આવે છે. પણ જો તેનું વજન આહીના વેચાણથી ઘટયું હોય, ગાંસડી તોડવામાં આવી હોય કે નંગના ટુકડા કરવામાં આવ્યા હોય તો તેના પરની ડયુટી પાછી આપવામાં આવતી નથી.

મનુ૦—આ રીત પણ રૈયતના લાભની સામેની છે. વારૂ, પછી.

ન્હા૦—ચોથુંઃ જે માલ પર પાંચ રૂપિયાથી ઓછી ડયુટી—કર થાયછે તે લેવામાં આવતો નથી. તેમ પાછો દેવામાં પણ આવતો નથી. પાંચ રૂપિયા કરતાં જ્યારે જગાત વધારે થતી હોય ત્યારેજ લેવા દેવામાં આવેછે. આવા કેટલાક નિયમો તેને માટે ઘડેલાછે. આ સઘળા નિયમોથી કર ઉઘરાવવામાં સરલતા વધેછે ને થોડે ખરચે વધારે કર ઉઘરાવાયછે.

મનુ૦—પણ તે સઘળા રૈયતના લાભની વિરૂદ્ધના છે.

ન્હા૦—અલબત. જોકે આ કરના પૈસા પાછા રૈયતમાંજ વેરવામાં આવેછે તોપણ આથી વસ્તુઓની કિમત પર અસર થાય છે. આ

રીતથી વળી મ્યુનિસિપાલિટીને પરોક્ષ લાભ ઘણો મળી જાય છે.

મનુ૦—તે કયો?

ન્હા૦—માલતો જેવો આવ્યો તેવો જ તે પરનો કર મ્યુનિસિપાલિટી વસુલ કરે છે. હવે તેને કદાચ તે કર રીફંડ કરવો પડે તો પણ તે બે ચાર કે પાંચ છ મહિને કરવો પડે. જ્યારે માલ દેશાવર ખાતે ચ્હડે ત્યારે ત્યારે તે પાછો આપવો પડે. હવે આટલી મુદતમાં મ્યુનિસિપાલિટી તે કરનાં નાણાં પર વ્યાજ ઉપજાવી લેછે. હમેશાં તેને લાખો રૂપિયા ડ્યુટીના મળે છે. અને તે રૂપિયા પાંચ છ મહિને પાછા આપવા પડે છે. તેટલી મુદતને માટે તે બેંકમાં કે બીજી સધર જામીનગીરીમાં નાણાં રોકી દેછે ને વ્યાજ લઇ લેછે. આ વ્યાજનો આંકડો પણ ઘણો જબરજસ્ત થવા જાય છે.

મનુ૦—વાહવા! આથીતો કરની આવકમાં વધારો થાય છતાં તે રૈયતને માથે ન પડે.

ન્હા૦—હાસ્તો. મ્યુનિસિપાલિટીની આ રીતિ રૈયતને પરોક્ષ લાભ કરે છે. હવે તે બીજો લાભ લઇ લેછે તે એકે દેશાવરથી જે અકબંધ માલ અહીં ઉતર્યો તે જો પાછો તેમને તેમ અકબંધ દેશાવર ખાતે ચ્હડી જાય તો તો તેને ડ્યુટી પાછી આપી દેવી પડે. પણ જો આખી ગાંસડીમાંથી ફકત એક જ તાકો આંહીની બજાર માટે કાઢી લેવામાં આવે તો પછી તે આખી ગાંસડી પરની ડ્યુટી મ્યુનિસિપાલિટી પાછી આપતી નથી. પણ તે બાકીની ગાંસડી ચાહેતો આંહી વેચાય કે ચાહેતો બહાર ચ્હડે. આથી મુંબઈમાં જેટલો માલ ખપે છે તેટલા માલ કરતાં ઘણાજ વધારે માલ પરની ડ્યુટી આંહીની મ્યુનિસિપાલિટીના ઘરમાં રહે છે. આ વહીવટથી જોકે મુંબઈવાસીઓને અમુક અંશે લાભછે પણ પરિણામે તેથી સર્વત્ર તે માલ મોંઘો વેચાયછે.

મનુ૦—પણ વારૂ જ્યારે જ્યારે માલ આવે કે ચ્હડે ત્યારે ત્યારે વેપારીને આ ડ્યુટી ભરવાને તથા પાછી મેળવવાને માટે તો હેરાન થવું પડતું હશે.

ન્હા૦—ના ના, કશી પણ અગવડ વેપારીને ભોગવવાની જરૂર નથી. ડયુટી ભરી આવનારા તથા પાછા લાવી આપનારા સેંકડો દલાલો બજારમાં છે તેની મારફતેજ વેપારીઓ આ વહીવટ કરેછે. પોતાનો માલ જયારે બહાર ચ્હડાવવો હોય ત્યારે ડયુટીનાં રીફંડનાં ફારમો ભરાવી તેમાં મારકો વજન ને નંબર વગેરે નોંધાવી દલાલોને આપી દેછે તે ટાઉન ડયુટીના ખાતામાં આવી લેવડ દેવડ પતાવી જાય છે. આથી વેપારીને કશી અગવડ પડતી નથી. દલાલને કાંઇક કમીશન આપવું પડે છે ખરૂં.

મનુ૦—બરાબર ત્યારે તો ઠીક ત્હમારી આહીંની માંડવીની રીતો અમારા જેવા ગામડીઆને અટપટી લાગે ખરી.

ન્હા૦—હા કંઇક તેવી છે ખરી, પણ દરેક વેપારીને તે રીતો ડયુટીના ધારા ધોરણો વગેરે જાણવાની ખાસ જરૂર છે કેમકે તેમાં કેટલીક સાવચેતી રાખવાથી સારો લાભ મળી જાય છે. ને કેટલીક નજીવી ભૂલથી ભરેલો કર આપણને પાછો મળી શકતો નથી.

મનુ૦—વારૂ પણ શું બધી વસ્તીઓ પર એક સરખીજ જગાત લેવામાં આવતી હશે.

ન્હા૦—ના ના, કેટલીક વસ્તુઓ પર પાઇ સરખી પણ જગાત નથી; જયારે કેટલીક પર સેંકડે ૨૦ ટકા સુધી જગાત છે.

આ વાતોમાં ને વાતોમાં તેઓ છેક મનીસ્કુલ પાસે આવી પહોંચ્યા. ત્યાં પછી લોકોની ગરદી શરૂ થઇ. જેથી પોતાના માર્ગ મેળવવાના ધ્યાનમાં બંને મિત્રોની વાતો આટલેથીજ બંધ પડી.



# વ્યાપારી મંડળી.

લગભગ પાંચ વાગ્યાથી મૂળજી જેઠા મારકીટ પરના હૉલમાં ગરદી જામવા માંડી હતી. કેમકે આજે છ વાગતે ત્યાં મુજફ્ફરાબાદ-વાળા પંડિત મુદ્દસિદ્ધિરામ 'વ્યાપારી મંડળી પર ભાષણ આપવાના હતા. છ નો અમલ થતાં હૉલ શ્રોતાઓથી ચિકાર ભરાઈ ગયો. અને કેટલાક વક્તાઓએ પ્રસ્તાવ કીધા પછી પ્રમુખે પોતાનું સ્થાન લઇ પંડિતજીને ભાષણ શરૂ કરવાની વિજ્ઞપ્તિ કીધી. જેથી તાળીઓના ગડ-ગડાટ વચ્ચે પંડિતજીએ ઉભા થઇ પોતાનું ભાષણ નીચે પ્રમાણે શરૂકર્યું.

માન્યવર પ્રમુખસાહેબ ને ગૃહસ્થો,

હું આજની તારીખનાજ 'વ્યાપાર સમાચાર' માંથી બે ત્રણ ફકરાઓ વાંચી બતાવી મ્હારો આજનો વિષય શરૂ કરીશ. વ્યાપાર સમાચારમાં લખેલું છે કેઃ—૧ આજે બે ત્રણ વરસ થયાં ઈંગ્લાંડમાં જર્મનીનાં કાચનાં વાસણોની પુષ્કળ આયાત થવા માંડીછે. જર્મનીની સરકાર પોતાનાં કારખાનાં વાળાઓને બક્ષીસ આપતી હોવાથી તે વાસણો ઘણે સસ્તે ભાવે ઈંગ્લંડમાં વેચાયછે. તેને લીધે ઈંગ્લાંડના કાચ બનાવવાના ધંધાને ભારે ધક્કો પહોંચે છે. જેથી ગયા માસમાં તે ધંધો કરનારા વ્યાપારીઓ ને કર્મકારોની એક સભા તેના મંડળે બોલાવી હતી. તે સભાએ નામદાર સરકારને અરજ કરીછે કે સ્વદેશના હુન્નરને ટકાવી રાખવાને માટે જર્મનીની આયાત ઉપર અંકુશ મૂકવા મહેરબાની કરવી. આ અરજ ધ્યાનમાં લઈ પાર્લામેન્ટની ગઈ બેઠક વેળાએ એક કાયદો પસાર કરી જર્મનીનાં વાસણો પર સેંકડે ૨૦ ટકા જગાત નાખવામાં આવી છે. આથી હવે જર્મનીનાં વાસણો ઈંગ્લાંડમાં મોંઘી કિમતે વેચાશે ને તેથી ઈંગ્લાંડના વાસણો હરિફાઈમાં તેને પોતાની સામે ટકવા દેશે નહિ.

૨. અમેરિકામાં આજ દિવસ સુધી ઇન્કમટેક્સનો એવો કાયદો હતો કે ૧૦૦૦ ની વાર્ષિક ઉપજપર જે કર લેવામાં આવતો હોય

તેના કરતાં ૨૦૦૦ ની આવકપર બમણો ૪૦૦૦ ની આવકપર ચાર ગણો અને એજ રીતે આગળ ઉપર કર લેવો. કરનું આવું બંધારણ થોડી કમાણીવાળાને બહુ ભારે પડતું. આથી સરકારને ખોટ ન આવે ને થોડી કમાણીવાળા માથેથી કરનો બોજો નીકળી જઇ પસાદારપર કરનો બોજો વધે તેવી યોજના કરી ત્યાંના વેપારી મંડળે સરકારને અરજ કરી હતી. તેમાં જણાવ્યું હતું કે ૧૦૦૦૦ની નીચેની કમાણી પરથી સરકારે સમૂળગો કર કાઢી નાખવો. ને તેથી વધારે કમાણી વાળાપર હાલથી વધારે અને પ્રમાણમાં વધારે કર લેવો. પ્રમાણમાં વધારે કર લેવો એટલે કે ૧૦૦૦૦ ની કમાણીવાળા જેટલો કર ભરે તેના કરતાં ૨૦૦૦૦ ની કમાણીવાળા બમણો નહિ પણ અઢી ગણો કર ભરે ને ૪૦૦૦૦ ની કમાણીવાળા ચાર કે પાંચ ગણો નહિ પણ છ ગણો કર ભરે. આથી પૈસાદાર માથે કરનો બોજો વધશે પણ તેને તે જણાશે નહિ. તેમ સરકારને ખોટ જશે નહિ ને ગરીબને ફાયદો થશે. સરકારે વ્યાપારી મંડળની આ અરજ ખુશીથી સ્વીકારી છે.

૩ જપાનના ને ચીનના કાપડના વ્યાપારીઓ વચ્ચે માપના સંબંધમાં કેટલીક ખટપટ જાગી હતી. તેનો સંતોષકારક નીવેડો નહિ આવવાથી ચીનના વેપારી મંડળે જપાનના કાપડના વેપારીઓ સાથે સંબંધ નહિ રાખવાનો ઠરાવ કીધો. છતાં આ ઠરાવને તોડીને ચીનના એક વેપારીએ જપાનથી માલ મગાવ્યો. જેથી ત્યાંના મંડળે તે વેપારીને સમાજ બહાર મૂકી તેની સાથેનો લેવડ દેવડનો સઘળો સંબંધ તોડી નાખ્યો છે.

ગૃહસ્થો, આ ત્રણ દાખલાથી આપને જણાયું હશે કે વેપારી મંડળથી વ્યાપારીઓનું તથા વ્યાપારનું કેવું સંરક્ષણ થાય છે. સંપનું કેવું બળ છે તે તો આપ જાણો છો. જે પવન એકલ દોકલ ઉભેલા ઝાડને જડમૂળમાંથી ઉખેડી નાખે છે તેજ પવન ઝાડનાં ઝુંડ પાસે નીચો નમી જાય છે; જે સાપ પૂંછડીના ન્હાના ઝપાટામાંજ પચીશ પચાશ કીડીઓને ચગદી નાખે છે તેજ સાપ સેંકડો કીડીઓના દંશથી

માર્યો જાય છે; ને જે સાગરનાં મોજાં ન્હાના સરખા પત્થરને ઉંડા પાણીમાં ઘસડી જાયછે તેજ મોજાં અનેક પત્થરની બનેલી પાળોપાસે અથડાઇ અથડાઈ પાછાં વળે છે. સંપનું આવું બળ છે. આપણી નાતો આપણા મહાજનો ને આવાં વ્યાપારી મંડળ તે સંપનાં સ્વરૂપ છે. અને તેથી જ તેનું બળ ઘણું મજબૂત હોય છે. તે જે ઠરાવ અમલમાં મૂકે છે તેની બહુ ભારે અસર થાયછે. એક ન્યાતીલો, એક વ્યાપારી ને એક કર્મકાર પોતાના દુઃખનો અવાજ ઉઠાવશે તો તેનું વજન નહિ પડે. પણ જ્યારે ન્યાત, મહાજન કે મંડળ પોતાના દુઃખનો અવાજ ઉઠાવશે ત્યારે સઘળાની આંખ ઉઘડી જશે. આટલા માટે ન્યાતમાં, સમાજમાં, વેપારવણજમાં, ધંધા રોજગારમાં, ધર્મમાં કે રાજવહીવટમાં કાંઇ પણ મક્કમ સુધારા કરવાની ઇચ્છા હોય તો આપણે તે તે બાબતોને લગતાં મંડળ સ્થાપવાં જોઇએ અને તે દ્વારાજ સઘળું કામ કરવું જોઈએ સુધરેલા દેશમાં દરેક ધંધાને લગતાં મંડળ સ્થપાયલાં હોયછે અને તે મંડળ પોતાની અંગભૂત વ્યક્તિઓના લાભને માટે નિરંતર મહેનત કર્યાં કરેછે. આ મંડળો સામાન્ય રીતે કેવાં કામ બજાવેછે તે હવે હું ત્હમને કહીશ.

અ સરકાર સાથેનો વહીવટઃ—વેપાર સમાચારમાંથી મ્હેં દાખલા ટાંકી બતાવ્યા તે મુજબ સરકાર સાથેનો વહીવટ વ્યાપારી મંડળો બજાવેછે. વ્યાપારીઓના હક ડુબતા હોય, તેનાપર કરનો બોજો વધતો હોય, પરદેશમાં પોતાના વ્યાપારીઓને કાંઈ હરકત કે અપમાન ભોગવવું પડતું હોય, પરદેશી સરકાર પરદેશ ખેડતા પોતાના વ્યાપારીઓને કનડતી હોય વેપાર ઉદ્યોગમાં કાંઇ સુધારા વધારા કરવાને સરકારની મદદની જરૂર હોય, ધંધામાં કોઇ કારણે સામાન્ય નુકશાની થવાથી સરકારની દયા માગવાની જરૂર હોય કે રૈયતના લાભ માટે કોઈ કાયદામાં ફારફેર કરવાની જરૂર જણાતી હોય ત્યારે ત્યારે આવાં મંડળ ઘણા માનપૂર્વક નામદાર સરકારને અરજ કરેછે જે રીતસર દાખલા દલીલો ટાંકી બતાવી પોતાની ફરિયાદનું વજન વધારે છે.

આખા દેશના વેપારીઓના પ્રતિનિધિત્વ વાળું મંડળ આ પ્રમાણે જે અરજ કરે છે તેનાપર સરકાર બહુ સંભાળ પૂર્વક ધ્યાન આપેછે. ને જેમ બને તેમ રૈયતના વેપાર ઉદ્યોગના લાભજોગો નીવેડો લાવે છે. આવી બાબતમાં જો કોઇ એકાદ વેપારી કે કર્મકાર અરજ ગુજારે તો તેનું કાંઇ વજન પડતું નથી.

ख બીજા ધંધાદારીઓ તથા પરદેશી વેપારીઓ સાથેનો વહીવટઃ–વેપાર રોજગારમાં, નાણાંની આપલેમાં, સ્પર્ધામાં, મુસારામાં, મહેનતમાં કે એવી બીજી બાબતમાં કાંઇ ગેરવાજબી હીલચાલો થતી હોયછે ત્યારે એક દેશનાં વેપારી મંડળો બીજા દેશનાં વેપારી મંડળોને અથવા એક ધંધાનાં મંડળો બીજા ધંધાનાં મંડળોને આ અવ્યવસ્થા અટકાવવાને વિજ્ઞપ્તિ કરેછે. ઘણે ભાગે સામા મંડળો તે વિજ્ઞપ્તિ ધ્યાનમાં લઇને તેનો સંતોષકારક નીવેડો લાવે છે. છતાં પણ હઠે ભરાઇને કોઇવાર એકાદ મંડળની અરજ ધ્યાનમાં લેવામાં આવતી નથી ત્યારે તે મંડળ કાયદેસર ઈલાજ લેછે. અથવા બહિષ્કાર જેવી હીલચાલો ઉભી કરી સામા મંડળને હંફાવી પોતાની ફરિયાદ કબૂલ કરવા ફરજ પાડે છે. આથી જુદા જુદા ધંધાદારીઓ વચ્ચે કે જુદા જુદા દેશના વેપારીઓ વચ્ચે કલેશ ઉભો થતો અટકે છે.

क પોતાનાજ ધંધામાં વહીવટઃ—વળી દરેક મંડળ પોતાના ધંધામાંજ વ્યવસ્થા જાળવવાને માટે તથા પોતાનાં માણસોના લાભને માટે અમુક ધારા ધોરણો ઠરાવેછે. જેમ દરેક ન્યાતે પોતાને માટે સઘળા પ્રસંગોના ધારાધોરણો બાંધી મૂક્યા છે તેમ દરેક વેપારી પોતાના મંડળના તે ધારાને માન આપે છે. તે જેજે આજ્ઞાઓ બહુ મતિયે ફરમાવેછે તેતે પાળે છે. અને જ્યારે કોઇપણ વેપારી તે કાયદાનું ઉલ્લંઘન કરેછે ત્યારે મંડળ તેને સમાજ બહાર મૂકી તેની સાથેનો સઘળો સંબંધ તોડાહી નાખે છે વળી અંદર અંદરના કેટલાક નજીવા ને સાદા કજીયા પણ મંડળો ચૂકાવી દે છે. જેથી વકીલાતમાં કે કોર્ટમાં પૈસા પાથરવાની જરૂર પડતી નથી.

ड સામાન્ય વ્યવસ્થાઃ—આ સિવાય કયારે પાખી પાળવી, કયારે હડતાલ પાડવી, કયારે હડતાલ ખોલવી, પરદેશના કે પરધંધાના કર્મકારો ને મૂડીદારો સાથે કેવો સંબંધ કયારથી કયાં સુધી રાખવો વગેરે બાબતપર પણ તે ધ્યાન આપેછે.

પરંતુ સુધરેલા દેશનાં વ્યાપારી મંડળો જે અતિ પ્રશંસનીય કામ કરેછે તે તો હવેજ હું દર્શાવું છું.

૧ ભંડોળ ને તેનો ઉપયોગઃ—દરેક મંડળ પાસે અમુક ભંડોળ એકઠું થયેલું હોય છે. પોતાના સહાયકો ઉપર કે કમાણી ઉપર કે દુકાન ઉપર કાંઇક લવાજમ ઠરાવેલું હોય છે. ને તે દ્વારા એકઠા થયેલા ભંડોળમાંથી પોતાના ધંધાના લાભને માટે નીચે પ્રમાણે ખર્ચ કરવામાં આવે છે.

अ કેલવણીઃ—પોતાના ધંધાને લગતી સારી ઉંચા પ્રકારની કેલવણી આપવાતે તે શાળાઓ અથવા ખાનગી વર્ગો ઉઘાડેછે. ને તેમાં પોતાના કર્મકારો તથા મૂડીદારોને મફત શિક્ષણ આપેછે. આ કેલવણીને પરિણામે તે મંડળ દિવસે દિવસે ઉચ્ચ પ્રતિનું બનતું જાય છે.

ब રોગ નિવારણઃ—જે સ્થાનમાં સવડ પડે તે સ્થાનમાં પોતાના મંડળને માટે તથા તેના કુટુંબને માટે મફત દવા આપવાને માટે દવાખાના ખોલે છે.

क અનાથાશ્રયઃ—આગ, પાણી, ચોરી, લૂટફાટ કે તેવીજ બીજી કુદરતી કે મનુષ્યકૃત આફતોને લીધે કોઇ નીતિવાન ધંધાદારી પાયમલ સ્થિતિમાં પહોંચી જાય તો તેને તે ભંડોળમાંથી બનતી મદદ અપાય છે.

ड હક સંરક્ષણઃ—પોતાના હકનું સંરક્ષણ કરવાને માટે કોર્ટદ્વારા જે ખર્ચ કરવો પડે તે ખર્ચ આ ભંડોળમાંથી જ આપવામાં આવે છે.

૬ પરચુરણઃ—હડતાળ પાડવા જેવા નૈમિતિક પ્રસંગોમાં જ્યારે પોતાના રોજંદાર માણસોની રોજી બંધ થઇ જાયછે ત્યારે તથા રોજંદાર કે કર્મકારો માંદા પડી કમાવે અશક્ત થાય છે ત્યારે ત્યારે તેના તથા તેના કુટુંબના વાજબી ભરણ પોષણને માટે તે ભંડોળમાંથી અમુક મદદ આપવામાં આવેછે.

૨ વર્ત્તમાન પત્રોઃ—વળી પોતાના ધંધાને લગતા દેશ પરદેશના સઘળા સમાચારો આપવાને માટે દરેક મંડળો પત્રો કાઢે છે. તેમાં દરેક વસ્તુનાં રોજે રોજનાં દેશ પરદેશનાં બજાર ખરીદી તથા વેચાણના આંકડા, વાયદાના, હુંડી પત્રીના હકો બક્ષીના, શિક્ષાના, કે એવાજ બીજા સમાચારો,ધંધાને લગતું શાસ્ત્રીય જ્ઞાન,ધંધાનું સાહિત્ય, દેશ પરદેશના વેપારને લગતાં ધારાઓ, વેપારીઓની સ્થિતિ વગેરે વગેરેના સમાચારો તેમાં આપવામાં આવે છે. આથી દરેક વેપારીને લાભ થાય છે.

૩ બેંકોઃ—પોતાના વેપારીઓને તેની સાખ પ્રમાણે ઓછે વ્યાજે નાણાં ધીરવાને માટે ખાસ બેંકો સ્થાપે છે. જેથી તે વેપારીને વ્યાજનો બચાવ થાય છે તથા વેપારને નાણાની લેવડ દેવડ પર સારી અસર થાય છે.

૪ વીમા કંપનીઓઃ—વળી તે મંડળો પોતાના ભંડોળને મજબૂત બનાવવાને તથા પોતાના વેપારનું આગ પાણીથી સંરક્ષણ કરવા બનતા ઉપાયો લઇ વીમા કંપનીઓ સુદ્ધાં ઉભી કરેછે. જેના દર પોતાના વેપારીઓને માટે છેક સસ્તા રાખવામાં આવે છે.

૫ ચુંટણીઃ—પાર્લમેન્ટમાં, કોરપોરેશનમાં કે ધારાસભામાં પોતાના પ્રતિનિધિને મોકલવાને માટે આ મંડળો ચુંટણી કરેછે.

આ અને આવાં બીજા ઘણાં અગત્યનાં કામો તેઓ બજાવે છે. વખતોવખત પોતાના ધંધાને લગતાં પ્રદર્શનો ભરે છે, સારી લાઇબ્રેરીઓ સ્થાપી ધંધાનું વાંચન પુરૂ પાડેછે, પોતાના ધંધાને લગતી જુદી જુદી પરીક્ષાઓ લઇ તે દ્વારા ધંધાની કેલવણીનો ફેલાવો કરે છે.

ગૃહસ્થો, આ પરથી આપને સમજાયું હશે કે વેપારી મંડળો તથા મહાજનો ઘણાં ઘણાં કામ બજાવે છે. આપણા દેશમાં હજુ આવાં કેળવાયલાં ને સારી સ્થિતિયે પહોંચેલા બહુ મંડળો નથી ને તેથી ધંધાને લગતી અંદરની તથા બહારની કેટલીક મુશ્કેલીઓ આપણે દૂર કરી શકતા નથી. પરદેશમાં તથા દેશમાં આપણા વેપારને ઘણું ઘણું સહન કરવું પડે છે. માટે સંપ કરી સુધરેલાં મંડળોની પદ્ધતિ પર સારાંસારાં મંડળો સ્થાપવા પ્રયત્ન કરો. મંડળો કેમ સ્થાપવાં તથા તેમાં કેવા ધારા ધોરણ રાખવાં તે વિષે હું કોઈ બીજી વખતે આપ આગળ બોલીશ. હાલ તો આટલેથી જ વિરમું છુ.

તાળીઓ ને હર્ષના પોકારો વચ્ચે પંડિતજીએ પોતાનું સ્થાન લીધું. પછી કેટલાક વકતાઓએ ને છેવટે પ્રમુખે ભાષણોનો ઉપસંહાર કરી સભા બરખાસ્ત કરી.

---

## જોઈન્ટ સ્ટૉક કંપની

( પંત્યાળું. )

પ્રભુલાલના નિમંત્રણને માન આપીને બંને મિત્રો બીજે દહાડે સવારે જમવાને માટે પ્રભુલાલને ત્યાં ગયા. પ્રભુલાલ શેરદલાલ હતો. ને લાંબા વખતથી આ ધંધામાં જોડાયલો હોવાથી તથા જાતે નીપૂણ ને પ્રમાણિક હોવાથી અત્યારે સારૂં કમાતો હતો. જયારે બંને મિત્રો તેને ત્યાં પહોંચ્યા ત્યારે તે તેની રાહ જોતો બેઠોહતો. બંનેને આવતા જોઇ તે સામો ગયો ને આદર સત્કારથી તેમને અંદર લઇ, બેસાડી કુશળ વાર્ત્તા ને આનંદ પ્રસંગમાં કેટલોક વખત ગાળ્યો. ચા પાણી લીધા પછી પ્રભુલાલ કંઇ કારણસર ઘરમાં ગયો ત્યારે મનુએ સવાલ કર્યો: “પ્રભુલાલભાઈ શો ધંધો કરે છે?”

“તેઓ શેરના દલાલ છે.” ન્હાનાલાલે કહ્યું.

શેર એટલે શું તે માલમ નહિ હોવાથી મનુને સ્વાભાવિક રીતેજ તોલવાનાં શેરનાં તોલાંનો ખ્યાલ આવ્યો. તેની દલાલી વળી શાની? એવો

સહજ મનમાં નવાઈ સાથે પ્રશ્ન ઉઠયો. પોતાની આ શંકાનું નિવારણ કરવા તેણે પૂછ્યુ.:—શેર વળી શાના ? શું શેરનાં તોલાં આવે છે તેના દલાલ ?

" ના ના " હસતાં હસતાં ન્હાનાલાલે કહ્યું.

" ત્યારે ? "

ન્હાનાલાલ આ પ્રશ્નનો જવાબ વાળે તે પહેલાં પ્રભુલાલ ઘરમાંથી બ્હાર આવ્યો તેને જોઇ ન્હાનાલાલે કહ્યું. " મનુ, ત્હારા પ્રશ્નનો જવાબ પ્રભુલાલભાઇ સારી રીતે આપી શકશે. કેમકે તેને તે બાબતની ઘણીજ માહિતી છે. "

" શી બાબતનો જવાબ ? " પ્રભુલાલે આતુરતાથી સવાલ કર્યા.

ન્હા૦—એ તો મનુ પુછેછે કે શેર એટલે શું ?

" શેર એટલે ભાગઃ "—ટુંકોને ટચ જવાબ પ્રભુલાલે બેસતાં બેસતાં આપ્યો.

મનુ૦—શાના ?

પ્રભુ૦—જોઈન્ટ સ્ટૉક કંપનીની મૂડીના.

મનુ૦—જોઇન્ટસ્ટૉક કંપની શું અને તેના શેર તે શું ? મ્હને આ બાબતની કશી માહિતી નથી.

પ્રભુ૦—જુઓ હું તમને તે સમજાવું. એકાદ દુકાન માંડવા, ખેતી કરવા કે ન્હાનું સરખું કારખાનું ઉભું કરવા માટે તેઃ ખુશીથી એક માણસ મૂડી કાઢી શકે છે; પરંતુ મુંબઈ જેવા ગંજાવર શહેરમાં ટ્રામ દોડાવવા કે મ્હોટા વિસ્તારમાં રેલવે કરવા, દેશાવરો વચ્ચે સ્ટીમરોનો કાફલો આવતો જતો કરવા કે મ્હોટાં ગંજાવર કારખાનાંઓ ઉભાં કરવાને માટે જોઇતી મૂડી એક જણ પાસેથી નીકળી શકે નહિ. આવે વખતે તો ઘણાએક ભાગીદારોની કંપની બંધાય છે. ને દરેક ભાગીદાર અમુક હિસ્સામાં મૂડી કાઢે છે.ભાગીદારો અને મૂડી મેળવવાને માટે શેરો

કાઢવામાં આવે છે. એટલે કે માનોકે ૧૦૦૦૦૦ રૂ. ની થાપણવાળી એક કંપની ઉભી કરવીછે. આવે વખતે આ એક લાખ રૂપિયાની થાપણ ને સો સો રૂપિયાના ( કે તેથી વત્તા ઓછા ) ૧૦૦૦ ભાગોમાં વહેંચી નાખવામાં આવે છે. આ પ્રત્યેક ભાગ શેર કહેવાય છે. જે ગૃહસ્થને આ મીલમાં પોતાની મૂડી રોકવાની ઇચ્છા થાય તે પોતાની શક્તિ પ્રમાણે શેર ખરીદે છે. મ્હારે ૫૦૦ રૂ. રોકવા હોય તો હું પાંચ શેર લઉં. આથી હું તે મીલનો ( ૨૦૦ માં ભાગનો ) ભાગીદાર ગણાઉં. પછીથી દરવરસે મ્હને તેટલી મૂડીનું વ્યાજ ને પ્રમાણમાં નફામાં ભાગ મળે જાય છે. આ પ્રમાણે સઘળા શેર ભરાઈ જાય છે ત્યારે પોતાનો વહીવટ શરૂ કરે છે.

મનુ૦—એટલે દેશમાં જેને પંત્યાળું કે સહીયારૂં કહે છે તેને જ ત્હમે જોઇન્ટ સ્ટૉક કંપની કહો છો. ખરૂં ?

મ્હા૦—હા એમજ, પરંતુ પંત્યાળાના ને જોઈન્ટ સ્ટૉક કંપનીના વહીવટ—બંધારણમાં કેટલોક ફેર હોય છે.

મનુ૦—શો ?

પ્રભુ૦—પંત્યાળું કે સહીયારો વેપાર ચલાવવાને કંઇ ખાસ નિયમો બંધાયલા નથી. એમાં તો ગમે તેટલા ભાગીદારો એકઠા મળી ગમે તે પ્રમાણમાં મૂડીને મહેનત રોકે છે. અને તેનાં પ્રમાણમાં લાભાલાભનો હિસ્સો વહેંચી લેવામાં આવેછે. વળી જ્યારે હરકોઈ ભાગીદારને છૂટા થવાની ઇચ્છા થાય છે ત્યારે બીજા ભાગીદારોને પોતાની મસલત, ગરજ ને વખત પ્રમાણે ઠરાવ કરી છૂટા થઈ શકાય છે. જ્યારે જોઇન્ટ સ્ટૉક કંપનીનાં ધારા ધોરણો તો સરકારમાંજ મંજુર થઈ ઘડાયલાં છે. તે તે ધારા પ્રમાણેજ દરેક કંપનીને વહીવટ ચલાવવો પડેછે. જેથી પંત્યાળામાં જેમ ઘણીવાર ગોટાળા થઇ લોકોના પૈસા ઘલાઇ જાય છે તેમ જોઈન્ટ સ્ટૉક કંપનાના વહીવટમાં બનતા સુધી થવા પામતું નથી.

મનુ૦—એવા શા ધારાઓ તેને માટે ઘડાયલા છે ? મ્હને એકાદ બે કહેશો ?

પ્રભુ૦–સાંભળો. પહેલું તો એકે ઓછામાં ઓછા સાત ભાગીદાર વગર આવી રજીસ્ટર્ડ ( સરકારે મંજુર કરેલી ) કંપની ઉભી થઈ શકતી નથી. જ્યારે પંત્યાળામાં તો ગમે તેટલા ભાગીદારો–બે કે ત્રણ પણ–હોય તોએ ચાલે. વળી સામાન્ય રીતે આપણા પંત્યાળામાં ઘણા ભાગીદારો હોતા નથી. જ્યારે જોઈન્ટ સ્ટૉક કંપનીના શેરોની સંખ્યા તો લાખોની પણ હોય છે. તેમ ભાગીદારો પણ હજારો હોય છે.

મનુ૦–ત્યારે તો કંપનીનો વહીવટ ઘણો ગુંચવડીઓ થઇ જતો હશે. જેમ ઝાઝા સુકાનીઓના હાથમાં સોંપાયલું વહાણ બહુધા બુડેજ છે. તેમ ઘણા ભાગીદારોમાં વહેંચાયલો વહીવટ સરલ ચાલે નહિ.

પ્રભુ૦–ના, ના. રજીસ્ટર્ડ કંપનીના વહીવટમાં તેવું બનવા પામતું નથી, કેમકે શેર ખરીદનારાઓ જે જબરી સંખ્યામાં હોયછે તે સઘળાને કંઇ કંપનીના વહીવટમાં માથું મારવાની સત્તા હોતી નથી. પરંતુ અમુક સંખ્યા કરતાં વધારે શેરો ખરીદનારાનેજ વહીવટમાં હાથ ઘાલવાની સત્તા હોય છે. આવા હકદાર ભાગીદારોની એક કમીટી નીમાય છે. તે તે પોતાનામાંથી બાહોશ ભાગીદારોની ચુંટણી કરે છે. તે ચુંટાયલા મંડળે ઠરાવેલા કાયદા પ્રમાણેજ કંપનીનો વહીવટ ચલાવવાની ગોઠવણ કરે છે. આથી સઘળો કારભાર સરલ રીતે ચાલે છે.

મનુ૦–સરકારના ઘડેલા કાયદાથી જુદી રીતેજ કોઈ કંપની વહીવટ ચલાવા ઇચ્છતી હોય તો ?

પ્રભુ૦–અલબત્ ચલાવી શકે,પરંતુ કંપની જે ધારાધોરણ પ્રમાણે પોતાનો વહીવટ ચલાવવા ઇચ્છતી હોય તે ધારા ધોરણ ઘડી કાઢી તેણે સરકારમાં નોંધાવવા જોઇએ. જો કોઇ કંપની પોતાના ખાસ ધારાઓ ઘડે નહિ કે સરકારમાં નોંધાવે નહિ તો તે સરકારે ઘડેલા કાયદા પ્રમાણે જ વહીવટ કરવાને બંધાયલી છે એમ જાણવું. ઇ૦ સ૦ ૧૮૬૨ ના A ધારામાં જોઈન્ટસ્ટૉક કંપતીના કાયદા કાનુન આપેલા છે.

મનુ૦–વારૂ ત્યારે તો ઠીક. પંત્યાળામાં તો તેવું કશું હોતું નથી.

પ્રભુ૦—વળી કંપનીને દરવરસે પોતાનો હિસાબ ને વહીવટ લોકોની, ભાગીદારોની ને સરકારની જાણ માટે પ્રસિદ્ધ કરવો પડે છે. હિસાબની એક નકલ રજીસ્ટ્રાર ઑફ ધી જોઇન્ટ સ્ટૉક કંપની–ને મોકલવી પડે છે. આથી તેના વહીવટમાં કયે ઠેકાણે કેવા પ્રકારનો સુધારો વધારો કરવાનો છે તે જણાઈ આવેછે, તેમજ કંપની પોતાના હિસાબના ચોપડા અમુક દિવસે ખુલ્લા મૂકે છે. અને તે દહાડે હરકોઈ શેર હોલ્ડર તે તપાસી શકે છે. તથા સૂચના કરી શકે છે.

મનુ૦—વારૂ. પંત્યાળામાં જેમ ભાગીદાર ગમે ત્યારે છૂટો થવા માગે ત્યારે જો લખી આપ્યું ન હોય તો છૂટો થઇ શકે છે, તેમ જોઇન્ટ સ્ટૉક કંપનીના શેર હોલ્ડરો છૂટા થઇ શકે નહિ ?

પ્રભુ૦—ઓ હો ! એમાં તો પંત્યાળા કરતાં કંપનીમાં બહુજ છૂટ છે. પંત્યાળામાં તો ભાગીદારોના મત પ્રમાણેજ ને લખત પ્રમાણે જ છુટા થવાયછે. પણ કંપનીના શેર હોલ્ડરો તો પોતાની પાસેના શેરો ગમે ત્યારે બજારમાં વેચી શકે છે ને છુટા થઇ શકે છે. મ્હારી પાસે અમુક કંપનીના દશ પંદર શેર હોય અને તે કંપનીનો વહીવટ બહુ આશાજનક ન હોય તો હું બજારમાં મ્હારા શેરો વેચી નાખી નાણાં ઉપજાવી શકું. તેમજ કંપનીનો વહીવટ બહુ સારો ચાલતો હોય ને તેના શેરના પૈસા સારી પેઠે વધારે ઉપજતા હોય તો નાણાં-ભીડ વખતે હું તે શેરો કાઢી શકું. શેરો વેચી નાખ્યા પછી હું કંપનીનો ભાગીદાર મટી જાઉંછું ને તે શેર ખરીદનાર થાય છે.

ન્હા૦—આ લેવડ દેવડની ખબર કંપનીને કરવી પડતી હશે?

પ્રભુ૦—હાસ્તો. કેમકે પછીથી શેર પરનું વ્યાજ ને લાભ તે નવા ખરીદનારને મળવો જોઇએ ખરૂં કે નહિ.

મનુ૦—ત્યારે તો ત્હમે કોઇવાર પારકાં છોકરાં જતિ કરી શકો ખરા.

પ્રભુ૦—કેવી રીતે ?

મનુ૦—ત્હમે કંપનીના ભાગીદાર હો એટલે કંપનીની કેવી સ્થિતિ

છે તે તો ત્હમે સારી પેઠે જાણતા હો. હવે ત્હમને એમ જણાય કે કંપનીનો વહીવટ છેકજ નિરાશાજનક છે, ને થોડા વખતમાં કંપની બેશી જશે, ત્યારે ત્હમે ત્હમારી પાસેના શેરો વેચી મારો. કંપનીની સ્થિતિની લોકોને ખબર ન હોવાથી તેઓ શેર વેચાતા લે. આમ ત્હમે છુટા થઈને બીજાને ફસાવીદો એમ બને ખરૂં કે નહિ ?

પ્રભુ૦—ત્હમારો તર્ક વાજબી છે. પણ તેમ બનતું નથી. કેમકે તેને માટે કાયદામાં એવું ઠરાવેલું છે કે શેરો વેચી નાખ્યા પછી પણ જો કંપની એક વરસની અંદર બેશી જાય તો તેનું નુકશાન શેર વેચનારને સહન કરવું પડે, લેનારને નહિ, લેનારપર વરસ દહાડા પછીથી તે જોખમ આવે છે.

મનુ૦—ત્યારે તો ઠીક, પણ વારૂ, જ્યારે કંપની બેશી જાય તે વારે તેનું દેણું પુરેપુરું વાળી દેવાને માટે ત્હમને એટલે શેર હોલ્ડરોને સપડાવવામાં આવતા હશે.

પ્રભુ૦—નહિ. કંપનીને ગમે તેટલી નુકશાની થાય તેની સાથે અમારે લેવા દેવા નહિ. અમારી ખાનગી મિલકત ઉપર કંપનીનો કશો હક નહિ. કંપનીને માથે દશ લાખનું દેણું હોય ને હું ૨૦૦ માં ભાગનો ભાગીદાર હોઉં તો મ્હારે ૧૦ લાખ÷૨૦૦=૫૦૦૦ રૂા. આપવા પડે એવો કંઇ ધારો નથી.

મનુ૦—ત્યારે તમે નુકશાનીના બદલામાં કેટલો હિસ્સો આપો ?

પ્રભુ૦—કંપનીનો વહીવટ જ્યારે શરૂ થાય છે ત્યારે ઠરાવેલ શેરનાં પૂરેપૂરાં નાણાં ભાગીદારો પાસેથી વસુલ લેવામાં આવતાં નથી, પણ તેમાંથી અમુકજ રકમ વસુલ કરી વહીવટ શરૂ કરવામાં આવે છે. ધારો કે એક લાખની થાપણથી એક કારખાનું ઉભું કરવું છે. ને ૧૦૦ રૂ. ના શેરમાં તેની થાપણ વહેંચી નાખી છે. હવે ડાયરેક્ટરોને એમ લાગે કે ૨૫૦૦૦ રૂ. માંથી કંપનીનો વહીવટ સરૂ કરી શકાશે તો પછી તે દરેક શેર પેટે રૂા. ૨૫ ઉઘરાવી લેવામાં આવે છે. ને

બાકીના ૭૫ જ્યારે જોઇએ ત્યારે લેવાની શરતે બાકી રાખવામાં આવે છે. હવે માનોકે કંપનીએ આ બાકીના રૂપિયા વસુલ કર્યા નહિ ને તે તુટી ગઇ. અને તેને માથે ૧૦ લાખની ખોટ આવી પડી. આવે વખતે શેર હોલ્ડરો તો ફક્ત બાકી રહેલા કોલ (હપતા) જેટલું જ નાણું આપવાને બંધાયલા છે. મ્હારી પાસે ૧૦૦ રૂા. નો ૧ શેર હોય તો મ્હને રૂા. ૭૫ની નુકશાની ખમવી પડે.વધુ નહિ. આ પ્રમાણે ભાગીદારો પાસેથી જે નાણું વસુલ થાય તેમાંથી જેટલું પતાવી શકાય તેટલું દેણું પતાવવામાં આવે છે. પરંતુ અમારી ખાનગી મૂડીપર કંપનીના દેણાદારો હાથ લગાડી શકતા નથી.

મનુ૦–વાહવા, ધારાઓ તો બહુ મજાના છે.

પ્રભુ૦–આવા ધારાઓને લીધેજ પંત્યાળા કરતાં આવી કંપનીઓના વહીવટ વધારે વિશ્વાસપાત્ર હોય છે. જો આવા ચોક્કસ કાયદાઓ બાંધેલા ન હોય તો અનેક માણસો, ઉપરથી ખોટી ડોળડમાક બતાવી લોકોનાં મન ભમાવીને નાણાં ઉચાપત કરી જાય. જેથી લોકોનો વિશ્વાસ કંપનીઓ પરથી ઉઠી જાય અને કંપનીઓ પણ ઉભી થતી અટકે ને દેશને મ્હોટી હાનિ થાય.

મનુ૦–કંપનીઓ ઉભી થતી અટકવાથી દેશને શી હાનિ ?

પ્રભુ૦–કેમ નહિ ? એથી મ્હોટી થાપણ રોકવી પડે તેવાં કામો થતાં અટકે છે. ને દેશની મૂડીમાં જબરો ઘટાડો થાય છે. કેમકે મ્હારી પાસે ૧૦૦ રૂા. હોય, ત્હમારી પાસે ૫૦૦ હોય, ન્હાનાભાઇ પાસે ૧૦૦૦ હોય તો પણ આપણે નોકરીઆત માણસ હોવાથી કંઈ તે મૂડીને કોઇ બીજા ધંધામાં રોકી તેનો વહીવટ ચલાવી શકીએ નહિ. આથી તે મૂડી કાંતો સહેજે કોઇ અનુત્પાદક કાર્યોમાં ખરચાઇ જાય. અથવા તો કંઇપણ ઉપયોગમાં આવ્યા વગર નકામી જમીનમાં કે પેટીમાં દટાયલી પડી રહે. આથી દેશની મૂડીમાં કાંઇ વધારો થાય નહિ. હવે જો કંપનીઓ સારા વિશ્વાસપાત્ર વહીવટથી મ્હોટાં કામો હાથમાં લઇ પાર પાડતી હોય તો આપણી આ નજીવી ને છુટી છવાઇ

સંતાયલી મૂડી પણ તે કંપનીમાં રોકી શકાય. ને આપણે નોકરી કરતાં કરતાં આપણાં નાણાંને મૂડી તરીકે રોકી શકીએ. આથી દેશની મૂડીમાં પણ વધારો થાય અને જે દેશનું મૂડીનું ભંડોળ વધારે તે પરિણામે સુખી થાય છે તે તો ત્હમે પણ જાણો છો. વળીઃ—

વળી શબ્દવાળું વાક્ય પ્રભુલાલ આગળ લંબાવે તે પહેલાં પ્રભુલાલનો ન્હાનો પુત્ર રતિ ત્યાં દાખલ થયો. ને પોતાની બોબડી કાલી વાણીમાં તે વાક્યને અટકાવી દઈ બોલ્યોઃ ચાલો જમવાનું પીરસ્યું છેઃ સર્વે ઉઠ્યા ને કપડાં કહાડતાં કહાડતાં મનુએ કહ્યું.–ઓહોહો ! "શેર" શબ્દનો અર્થ પૂછતાં કેટલું બધું નવું નવું જાણવાનું મળ્યું

---

## વીમો.

જેમ જેમ યાંત્રિક શક્તિનું પરિબળ વધતું જાય છે, જેમ જેમ વસ્તી ગીચ થતી જાય છે, જેમ જેમ પ્રજાની પ્રવૃત્તિ વધારે વધારે વિશાળ થતી જાયછે ને જેમ જેમ વધારે જોખમી સાહસો ખેડાતાં જાયછે તેમ તેમ અકસ્માત થવાનો સંભવ વધતો જાયછે. ગમે તેટલી સાવચેતી રાખીએ છીએ છતાં પણ હર ઘડી ને હર ઠેકાણે કાંઇ ને કાંઇ અકસ્માતો બન્યે જાય છે. તેમાંના કેટલાક અકસ્માતોની અસર થોડોક વખતજ રહેછે. ને કેટલાકની અસર જન્મભર રહે છે. કેટલાક અકસ્માતો સ્હેજસાજ નુકશાની આપે છે જ્યારે કેટલાક અકસ્માતો જાનમાલની જબરજસ્ત ખુવારીમાં પ્રજાને કચરી નાખે છે. ક્યારે ને ક્યાં કયો અકસ્માત થશે તે કંઈ ચોક્કસ કહી શકાતું નથી.

પુષ્કળ સાવચેતી રાખ્યા છતાં આજ દિન સુધીમાં હજારો સ્ટીમરો ને મનવારો બુડી ગઇ છે, સળગી ગઈ છે કે ભાંગી ગઇ છે. લાખો ઘરો ઘરી પડયાં છે. બળી ગયાં છે ને સાથે તેમાં વસનારાના જાન લેતાં ગયાં છે. યાંત્રિક શક્તિના રાજ્યમાં ઠામ ઠામ કોઇના હાથ, કોઇના પગ ને કોઇકના માથાં ચકદાઈ ગયાં છે, ને સેંકડો જીવના ભોગ અપાયા છે. નદીનાં પૂરોએ સેંકડો ગામડાં તાણી લીધાં છે ને પુષ્કળ ધન-દોલત દરિયાને તળીએ પાછી હાથ ન આવે તેમ ઘસડીને મૂકી દીધી છે જ્યારે ન્હાના ને નજીવા અકસ્માતોનો તો પાર રહ્યો નથી.

પરંતુ અકસ્માતો જેટલા ત્રાસદાયક નીવડે છે તેના કરતાં ઘણી વખત અકસ્માતમાં સપડાયલાનાં કુટુંબીઓની અવસ્થા પાછળથી એવી તો દયાજનક થઇ પડે છે કે આપણને તે જોતાં કંપારી છુટે. ઘણીવાર ગરીબ પણું બહોળા કુટુંબનો વડીલ કે જેની કમાઇપર આખા કુટુમ્બનો નિર્વાહ ટકી રહેલો હોય છે તે જ્યારે અકસ્માતનો ભોગ થઇ પડેછે ત્યારે તેના નિરાધાર કુટુમ્બને આશરો આપનાર ઉપર આભ ને નીચે ધરતી સિવાય બીજું કોઇ રહેતું નથી. તેનાં બિચારાં ન્હાનાં બાળકો, તેની સુશીલ રાંક પત્ની, તેનાં ઘરડાં અશક્ત માબાપ એ સઘળાંને પોતાનું પેટ ભરવું પણ મુશ્કેલ થઇ પડે છે. ને ઘણીવાર આવાં કુટુમ્બોનો આપઘાત કરી પોતાનો જીવ કાઢી નાખે છે. અરેરે આવે પ્રસંગે ન્હાનાં અણસમજુ બાળકોનું શું થતું હશે ! ! નદી નાળાનાં પૂરથી જ્યારે ગામડાં તણાઇ જાયછે ત્યારે કુટુમ્બનાં કુટુમ્બ પાયમાલ થઇ જાય છે. શહેરમાં જ્યારે આગ લાગેછે ને સેંકડો ઘરો ભડ ભડતી ચિતામાં ભસ્મ થઇ જાય છે ત્યારે હજારો કુટુંબો છેક નિરાધાર બની જાય છે. જેની સ્થિતિ જોતાં ગમે તેવા કઠણ હૈયાવાળાની આંખમાંથી પણ આંસુ પડયા વિના રહેતાં નથી.

આવી સ્થિતિ જોતાં સ્હેજે આપણા મનમાં પ્રશ્ન ઉઠેછે કે શું આવા દુઃખમાંથી બચવાનો કશો રસ્તો નહિ હોય ! અલબત અકસ્માત થવા ન થવા એ આપણી સત્તાની વાત નથી. અને ગમે તેવા ઇલાજો યોજીએ તો પણ અકસ્માતોથી થતી નુકશાની અટકતી નથી. છતાં તેના રાક્ષસી પંજામાં સપડાયલાંની દુર્દશા વધતી અટકે અને તેને મદદ મળી આવે એવી યોજનાઓ સુધરેલા દેશમાં ઘડાયલી છે. વિમો એ એક આવીજ મદદગાર યોજના છે. વિમો ઉતરાવવાથી કાંઇ આપણા જાનમાલની સલામતી વધી જતી નથી. પણ અકસ્માતમાં સપડાઇ જાનમાલ નાશ થયે તેની નુકશાનીનો ઘટતો બદલો આપણને કે આપણા વારસોને મળી આવે છે, ને તેથી આપણી કે આપણાં વારસોની ભવિષ્યની જીંદગી પાયમાલ થતી અટકે છે.

હરકોઇ વસ્તુનું જોખમ આપણે માથેથી ઉતારી નાખવું ને તે જોખમ વહોરનારને અમુક રકમ જોખમ થાય કે ન થાય તોપણ આપી દેવી તેને વિમો ઉતરાવ્યો એમ કહેછે. ને જે માણસ કે કંપની તેવાં જોખમ વહોરે છે તેણે વિમો ઉતાર્યો એમ કહેવાય છે. સામાન્ય રીતે વિમો ઉતારવાનું કામ કંપનીઓ કરેછે. ને તે આગ, પાણી, વીજળી, ધરતી કંપ વગેરે અકસ્માતો

નો વીમો ઉતારે છે. જો તેના અકસ્માતોમાં માલ નાશ પામે તો તેની કિમત તે કંપની ભરી આપેછે. અને નાશ ન થાય કે થાય તોપણ ઠરાવેલું લવાજમ તે લે છે. આથી વિમો ઉતરાવનાર માણસને જો કે માલ સહીસલામત રહે તોપણ લવાજમ ભરવું પડેછે, પરંતુ ભોગ જોગે જો તે માલ નાશ પામે તો તેથી થયલી નુકશાની તેને વિમા કંપની પાસેથી મળવાને લીધે તે પાયમાલ થતો અટકી જાય છે,

મકાનો તથા તેની અંદરના માલને આગ તથા પાણીની બીક હોય છે. તેથી તેનો આગ પાણીનો વીમો ઉતારવામાં આવે છે. માલ પરદેશ મોકલતી વખતે કે પરદેશથી મગાવતી વખતે તે સમુદ્રમાં ડુબી જવાની ધાસ્તી રહેછે માટે તેના સમુદ્રના વીમા ઉતારવામાં આવે છે. અને માલની જેટલી કિમત આંકી વીમો ઉતારાવવામાં આવે છે તેટલી રકમ પર અમુક ટકા લવાજમ ભરવું પડે છે. સળગી ઉઠે તેવા પદાર્થોનું કે સળગી ઉઠે તેવી સ્થિતિમાં રહેલા માલનું લવાજમ વધારે ભરવું પડે છે. જો માલ સહીસલામત રહે છે તો તો માલિકને લવાજમ નકામું ભર્યા જેવું લાગેછે. પણ માલની કજા રજાએ જે બદલો મળે છે ને પાયમાલી થતી અટકે છે તે જોતાં દરેક ચતુર વ્યાપારી તેવું લવાજમ ભરતાં અચકાતો નથી. અલબત જેટલા માણસો માલના વીમા ઉતરાવે છે તેટલા બધાનો માલ કંઇ સળગી જતો નથી કે પાણીથી નાશ પામતો નથી. જો તેમ થાય તો તો તરતજ બધી વિમા કંપનીઓ દીવાળાં ફુંકે. ને કોઇ પણ વીમો ઉતારવાનું સાહસ કરી શકે નહિ, પણ ભાગ્યેજ સેંકડો વીમા ઉતરાવનારામાંથી એકાદનાં માલને અકસ્માતનું જોખમ નડે છે અને તેવે વખતે તે ધણીને વીમા કંપનીમાં એકઠા થયલા લવાજમમાંથી મદદ મળી જાય છે આ મદદ જો કે વીમો ઉતરાવનારાના ગજવામાંથીજ નીકળે છે પણ પંચકી લકડી ને એકકા બોજ જેવું થાય છે. જુદા જુદા માણસોને તે લવાજમ રૂપે ને જુજ આપવું પડતું હોવાથી કશું જણાતું નથી. ને પેલા માણસની જીંદગી સુધરી જાયછે. સુધરેલા દેશના વ્યાપારીઓ તો વીમો ઉતરાવ્યા વગર ઘડીભર પણ રહેતા નથી, ગોદાઉન (વખારો)માં માલ પડયો હોય તો ત્યાંનો, સ્ટીમર પર ચ્હડાવવામાં આવતાં ગોદીમાં જાય એટલે ત્યાંનો, સ્ટીમરમાં રહે એટલે ત્યાંનો ને ત્યાંથી કાંઠે ઉતરે એટલે ત્યાંનો એમ ઠામઠામનો વીમો ઉતરાવી રાખે છે. જેથી પછી તે નિશ્ચિંત રહી શકેછે. આપણા લોકો "હવે એમ કયાં માલ સળગી જાય છે, શું

કાંઇ એમ તે સ્ટીમર બુડી જતી હશે ? બધાના નશીબ ભેળાં છે ને ? વળી વીમાના તે પૈસા કોણ ભરે ? રાખનારો તો રામ છે ને !" આવા હઠાગ્રહી ને જુના વિચાર રાખી વીમો ઉતરાવતા નથી. ને તેથી કદાચિત્ તેઓ અકસ્માતમાં સપડાઇ પડેછે ત્યારે પસ્તાય છે.

જેમ આગ પાણીના માલના વીમા ઉતરાવવામાં આવેછે તેમ જીંદગીના વીમા પણ ઉતરાવવામાં આવે છે. માણસ જીવતાં સુધી કે ઠરાવેલી મુદત સુધી અમુક લવાજમ ભર્યે જાય તો તેના મરણ પછી કે ઠરાવેલી મુદત પછી અમુક રૂપિયા તેને કે તેના વંશવારસને મળે છે. આ એક જાતની ફરજીઆત બચત છે પરંતુ તેથી પાછળનાં કુટુમ્બીને કે આપણી વૃદ્ધાવસ્થાને ઘણો ફાયદો થાયછે. ન્હાનાં બાળકોના તેમજ સ્ત્રીઓના પણ વીમા ઉતરાવવામાં આવે છે. આથી જે ફરજીઆત સંઘરો કરવો પડે છે તે કામ લાગે છે.

હજી આપણા લોકોના વિચાર વીમાની વિરૂદ્ધમાં છે તેઓ એમ કહે છે કે વીમા કંપનીઓ ફાયદાને માટેજ આ ધંધો કરેછે ને તે આપણા લવાજમ માંથીજ ફાયદો મેળવે છે તો પછી નાહકનો આપણે પૈસે તેને નફો મેળવવા દઇ આપણે શા સારૂ નુકસાન વેઠવું તેના કરતાં માલનું જતન વધારે ન કરીએ, અથવા પૈસા સંઘરી ન રાખીએ. પરંતુ આ વિચારો ભૂલ ભરેલા છે. અલબત્ જ્યાં સુધી આપણે કુદરતના કોપના ઝપાટમાં ન આવીએ ત્યાં સુધીતો આપણને વીમાનું લવાજમ ફોકટનુ ભર્યા જેવું જ છે. પણ જીંદગી અનિશ્ચિત છે. ભવિષ્ય અગમ્ય છે ને અકસ્માતનું કંઇ ઠેકાણું નથી. ન કરે નારાયણ ને આપણે જોખમાયા તો તેવે પ્રસંગે કંપની તરફથી મળતી મદદ કેટલી બધી કિમતી થઇ પડેછે. તે જ જોવાનું છે. વળી આપણા કોઇ બીજા વ્યવસાય બંધુઓ અકસ્માતમાં સપડાય તેને જે મદદ મળશે તે આપણે ભરેલા લવાજમ માંથીજ મળશે. આપણાં ભાઇ ભાંડુઓની મદદને માટે આપણો પૈસો વપરાય તે પણ કેટલું બધું ખુશ થવા જેવું છે. માટે દરેક ચતુર વ્યાપારીએ પોતાની માલ મત્તાનો તેમજ દરેક વિચારવંત પુરૂષે પોતાની જીંદગીનો વીમો ઉતરાવ્યા વિના રહેવું નહિ. ખાસ કરીને મુંબઇ જેવી ગીચ વસ્તીમાં રહેનારાઓએ તો ભૂલવુંજ નહિ. કેમકે ગીચ વસ્તી તે અકસ્માતનું ખાસ સ્થાન છે.



# ભૂગોળ

ઉનાળાની એક રમણીય સાંજને વખતે પ્રાણજીવન ને શંકરલાલ બેન્ડ સ્ટેન્ડ તરફ ફરવા ગયા હતા. સૂર્યાસ્તનો સુંદર દેખાવ, સમુદ્રમાં આવેલી ન્હાની ભરતી, આકાશની સાથે વાતો કરતાં ઉંચાં સરકારી મકાનો, મધુર ગાયન ગાતો રાજાબાઇ ટાવર અને બેન્ડ સ્ટેન્ડ પર એકઠું થયેલું પચરંગી ટોળું,–એ સર્વથી બંનેનાં મન ઘણાં જ આનંદિત થયા. આ શોભા નિહાળવા તેઓ દરિયા કિનારા પરના પથરાઓ ઉપર બેઠા. પાસેના ફુટપાથ પરથી સેંકડો યુરોપીઅન ને પારસી સ્ત્રીઓ, પુરૂષો ને બાળકો પસાર થતાં હતાં. પ્રાણજીવનની નજર પોતાની પાસેથી પસાર થતાં બાળકોનાં શરીર પર હતી. તેણે ઘણાં ખરાં લોકોનાં શરીર નબળાં જોયાં ને તેથી ચીડાઇને શંકરલાલને કહ્યું:– શંકર, જો નિશાળના નકામા બોજાથી આ બધાં ફુલો કેવાં કરમાઇને ફીક્કાં પડી ગયાં છે. દિવસે દિવસે નિશાળમાં શીખવવાના વિષયોનો નકામો બોજો વધારવામાં આવે છે અને તેથી બાળકોનાં શરીર લેવાતાં જાય છે.

**શંકર૦**—નિશાળમાં જો કસરત ને રમત ગમતની ગોઠવણ કરવામાં આવે તો આવું પરિણામ ન આવે.

**પ્રાણ૦**—ઉંહુ! એ પણ વળી નકામો બોજો જ છે ને! તેને વધારવાની શી અગત્ય છે? હિસાબ કિતાબ સિવાયના સઘળા વિષયો મને તો નકામાં લાગે છે. જો તે બધા કાઢી નાખવામાં આવે તો બાળકોનાં શરીર સારાં રહે.

**શંકર૦**—બધા વિષયો નકામા છે એમ કેમ કહેવાય?

**પ્રાણ૦**—આપણા વેપારીના છોકરાઓને વળી વ્યાકરણ, ભૂગોળ, વ્યુત્પત્તિ, પદાર્થપાઠ, ડ્રોઇંગ, ઇતિહાસ વગેરેની શી જરૂર છે, કહે જોઇએ.

**શંકર૦**—એ બધા વિષયના સામાન્ય જ્ઞાનની તો જરૂર છે જ. ચાલો આપણે હરકોઇ એક વિષય વિષે જ વાત કરીએ. હું ત્હને સમજાવું કે એ દરેક વિષય આપણા કામનો છે.

**પ્રાણ૦**—વારૂ, ત્યારે કહે કે આપણાં બાળકોને ભૂગોળની શી જરૂર છે? બુખારા ને ખોતાન; એબી એનીસી ને લીના, ન્યુયૉર્ક, વૉશિંગ્ટન, એવાં એવાં નામો ગોખાવવાથી ફાયદો શો? નકશામાં ગામડાં બતાવતાં આવડી ગયાં તેથી તેનામાં શી ચાલાકી વધી? આ બધી ગોખણપટ્ટી શું નકામી નથી?

શંકર૦—જો હરકોઇ વિષય ખરી રીતે જેમ શીખવવો જોઇએ તેમ શીખવવામાં ન આવે તો તો જાણે ગેરફાયદો જ થાય એમાં શક નહિ. પણ ખરી પદ્ધતિથી ને વિચાર પૂર્વક તે શીખવવામાં આવે તો ફાયદો થયા વિના રહે જ નહિ. હરકોઇ દેશની ભૂગોળ આપણે શીખીએ છીએ ત્યારે તે દેશને લગતી મુખ્ય ત્રણ બાબતોનું જ્ઞાન આપણને થાય છે. ૧ ત્યાંની કુદરતી સ્થિતિનું; ૨ ત્યાંની રાજકીય સ્થિતિનું ને ૩ ત્યાંના વ્યાપાર ઉદ્યોગની સ્થિતીનું.

પ્રાણ૦—એમાં કંઇ બરાબર સમજ ના પડી. જરા વિસ્તારથી સમજાય.

શંકર૦—દેશનાં હવા પાણી કેવાં છે? જમીનનું બંધારણ કેવું છે? પર્વતો, નદીઓ, સમુદ્ર વગેરેની છત ને સગવડ કેવી ને કેટલી છે? વરસાદ કેટલો પડે છે? ગરમી ઠંડી કેવી પડે છે? વગેરે કુદરતી સ્થિતિનું જ્ઞાન આપણને તે દેશની પ્રાકૃતિક ભૂગોળ—ભૂતળ શીખવાથી મળે છે. ત્યાં કઇ કઇ જાતના પાક વધારે ઓછા કે સારા નરસા થાય છે? કયા કયા પદાર્થો જમીનમાંથી નીકળે છે? કયાં કયાં પ્રાણીઓ થાય છે? વેપાર રોજગારનાં સાધનો કયાં કયાં છે બંદરો, સ્ટેશન વગેરેની સગવડ કેવી છે? વગેરે વગેરે વ્યાપાર રોજગારને લગતી બાબતો આપણને તે દેશની વ્યાપારી ભૂગોળ શીખવાથી મળે છે. અને ત્યાં રાજ્ય બંધારણ કેવું છે? લોકોની રીતભાત કેવી છે? ધર્મ કયો છે? વસ્તી કેટલી છે? ત્યાંની પૈસે ટકે સ્થિતિ કેવી છે? વગેરે હકીકતો તે દેશની રાજકીય ભૂગોળમાંથી મળે છે. આમ હરકોઇ દેશને લગતી તમામ હકીકત તેની રાજકીય, વ્યાપારી ને પ્રાકૃતિક ભૂગોળમાંથી મળે છે.

પ્રાણ૦—એ બધું ખરું પણ આ બધી હકીકતો મગજમાં ભરવાથી આપણને કે આપણાં બાળકોને લાભ શો?

શંકર૦—કેમ! આમાંની ઘણી ખરી હકીકત આપણા વેપારી વર્ગને જ કામની છે. અમુક પ્રકારની ખનીજ પેદાશ, વનસ્પતિની પેદાશ, કે પ્રાણીની પેદાશ કયા દેશમાં વધારે કે સારી થાયછે તે આપણે ત્યાં લાવવી હોયતો તે લાવવાનાં સાધનો કયાં કયાં છે ને કયે રસ્તેથી મંગાવતાં આપણને તે સસ્તે ભાવે પરવડે વગેરે પણ તેથી જ જણાય છે. આપણે ત્યાં ઉત્પન્ન થતો માલ કયા દેશમાં વધારે ખપી શકશે તે આપણે તે દેસના લોકોની રીતભાત પરથી જાણી શકીએ છીએ. એટલે કે અમુક માલની છત કયાં વધારે છે ને માલની ખપત કયાં વધારે છે તે તથાં તે છત અને ખપતનો લાભ આપણે કયે રસ્તે લેવો તે વગેરે ભૂગોળથી જ જણાય છે.

**પ્રાણુ૦**—ત્હેં બતાવેલા લાભ હવે હું કંઇક સમજી શકું છું ખરો, પ મ્હને જરા દાખલા આપીને સમજાવશો તો ઠીક પડશે.

**શંકર૦**—ભલે એમ કરૂં, જો જ્યાં ટાઢ વધારે પડતી હોય ત્યાં ગરમ કાપડની જરૂર વધારે પડે ખરૂં કે નહિ?

**પ્રાણુ૦**—હા. અને જ્યાં ગરમી વધારે પડતી હોય ત્યાં ઝીણા સુતરાઉ કાપડની જરૂર વધારે પડે.

**શંક૦**—ત્યારે ભૂગોળ શીખવાથી આપણને તરત જ માલમ પડી આવે છે કે અમુક દેશ વધારે ઠંડો છે ને અમુક દેશ ગરમ છે. અને તે પરથી ગરમ કાપડની ખપત કયા દેશમાં વધારે છે ને સુતરાઉ કાપડની ખપત કયા દેશમાં વધારે છે તે સહજ જણાઈ આવે છે. વારૂ આ ત્હેં જે ધોતીયું પહેર્યું છે તે કયાંની બનાવટનું છે તેની ત્હને ખબર છે?

**પ્રાણુ૦**—હા. તે માન્ચેસ્ટરનું છે.

**શંકર૦**—માન્ચેસ્ટર ઇંગ્લંડમાં આવ્યું–ખરૂં? ને ઇંગ્લાંડ અતિ ઠંડો દેશ છે. ત્યાંના લોકોને તો ગરમ કપડાં જ પહેરવાં પડે છે, આવા ધોતીઅ તેઓ પહેરવા જાયતો ટાઢથી ઠુંઠવાઇને મરી જ જાય. હવે તે લોકોને ધોતીયાંની બીલકુલ ગરજ નથી છતાં તે ધોતીયાં શા માટે બનાવેછે?

**પ્રાણુ૦**—ફક્ત આપણા માટે જ.

**શંકર૦**—આપણને ધોતીયાંની જરૂર છે એમ તેણે શાપરથી જાણ્યું?

**પ્રાણુ૦**—(હસીને) ઠીક હવે સમજ્યો. આપણા દેશની રીતભાત, પહેરવેષ વગેરે વિષે તેમણે ભૂગોળ દ્વારા જ્ઞાન મેળવેલું ને તેનો ઉપયોગ આમ પોતાના ઉદ્યોગમાં કર્યો.

**શંકર૦**—આપણી સ્ત્રીઓ જે છાયલ હોડે છે. તેવા છાયલ દુનિયાના કોઇ પણ ભાગની સ્ત્રીઓ ઓઢતી નથી. ફક્ત આપણે ત્યાં જ તે વપરાય છે. છત તે છાયલ ઇંગ્લાંડના લોકો બનાવી આંહી મોકલાવે છે. તેઓ જાણે છે કે કય દેશને કઇ જાતના માલની જરૂર છે. આપણા લોકો જુદા જુદા દેશનાં રીત રીવાજ, સ્વભાવ ને જરૂરીઆતો જાણતા નથી ને તેથી કેવી જાતનો માલ બનાવવે યા કયો માલ કયાં ખપાવવો તે તો તેને ખબર પણ નથી વારૂ. ચીના લોકે ને શાની વધારે આદત છે તેની ત્હને ખબર છે?

પ્રાણુ૦—નહિં.

શકંર૦—ત્યારે જો ચીનની સાથે ત્હારે માલની આપલે કરવી હોય તો તે પહેલાં જ જાણવું જોઇએ. તે લોકોને અફીણુ પીવાની ઘણી જ આદત છે. ને ત્યાં પોતાના દેશની હાજતને પહોંચી વળે એટલી અફીણુની પેદાશ થતી નથી આપણે ત્યાં અફીણુની પેદાશ સારી થાય છે. આથી જો તું ચીનની સાથે વ્યાપાર શરૂ કરે તો આંહીથી પૈસા મોકલવાને બદલે અફીણુની પેટીઓ ચ્હડાવવાથી ત્હને બેવડો નફો થાય. વારૂ ઘઉં કેવા દેશમાં થાયછે તે જાણે છે?

પ્રાણુ૦—હા ગરમ દેશમાં જ થાય.

શંકર૦—ત્યારે ઇંગલાંડ ઠંડો દેશ છે. ને ત્યાં તે થઈ શકે નહિ. આથી જો આપણે કે બીજા દેશો ત્યાં ઘઉં મોકલાવે તો તે ત્યાં ઝટ ખપી જાય ખરૂં કે નહિ?

પ્રાણુ૦—અલબત.

શંક૦—ત્યારે આ રીતે ભૂગોળમાંથી આપણુને વ્યાપાર ઉદ્યોગને લગતી ઘણી ઘણી માહિતી મળે છે. ને તે માહિતીનો જો વિચાર પૂર્વક આપણે ઉદ્યોગ કરીએ તો ઘણો લાભ થાય છે.

પ્રાણુ૦—વાહવા, ઘણી સારી સમજ આપી. આથી તો ઉલટું એમ સાબીત થયું કે વ્યાપારીના દીકરાઓ ભૂગોળ ને તેમાં પણ વ્યાપારી ને કુદરતી ભૂગોળ તો ખાસ શીખવી જ જોઇએ.

શંકર—હાસ્તો પરદેશની તેવી ભૂગોળનું ભલે આપણુને જરા ઓછું જ્ઞાન થાય. પણુ આપણા દેશની ભૂગોળતો બહુ જ બારીકીથી આપણે શીખવી જોઇએ. આપણા કયા કયા પ્રાંતોમાં કયો કયો કાચો માલ થાય છે? કયાં કયાં પાકો માલ થાય છે? કયાં કયાં મજુરી કેટલી પડે છે? કયાં કયાં રેલવે સ્ટીમર વગેરેની સગવડ છે? કયાં પાક વધારે થયો છે? કયાં ઓછો થયો છે? ખનીજ પદાર્થો કયાં કયાં નીકળે છે? શી રીતે તે આપણુને પરવડી શકે તેમ છે? વગેરે બાબતોનું ચોક્કસ જ્ઞાન આપણે આપણી ભૂગોળમાંથી મેળવવી જોઇએ.

પ્રાણુ૦—જેમ ભૂગોળના લાભો તમે ગણાવ્યા તેમ બધા વિષયના લાભો પણુ હશે. હું કોઇ બીજે વખતે બીજા વિષયો પર ચર્ચા કરીશ. અત્યારે તો સૂર્યાસ્ત થઇ ગયો છે ને ફરવા આવેલા માણુસો વિશેષે કરીને ઘર તરફજ વળતાં જણાય છે માટે આપણે ઉઠીએ.

# વર્ત્તમાન પત્રો.

ચાલતા વખતની દેશ પરદેશની ખબર જણાવનારાં પત્રોને વર્તમાન પત્રો કહેછે. સુધરેલા રાજ્યની તે એક સારી નિશાનીછે. અને જ્ઞાનનો ફેલાવો કરવાનું અત્યુત્તમ સાધનછે. વ્યાપાર વણજમાં, રાજ્ય વ્યવસ્થામાં તથા જીવન વ્યવહારમાં તે ઘણી ઉપયોગી સેવા બજાવે છે.

જમાનાની સાથે દરેક માણસને તથા દેશને આગળ વધવાની જરૂર છે. અને તેટલા માટે પોતાની આસપાસની દુનિયામાં શી હીલચાલ ચાલી રહીછે તે જાણવાની ખાસ જરૂર છે. દેશ પરદેશની રાજ્ય વ્યવસ્થામાં શી નવાજુની ચાલી રહી છે? સલાહશાંતિ કેવી છે? લડાઈ ટંટા કેવા ચાલે છે? હુન્નરોની શોધ ખોળ કેટલે સુધી પહોંચી છે? વ્યાપાર વણજનાં સાધનો શાં શાં છે? લોકોનાં રીત રીવાજો કેવાં છે? વરસાદ પાણીથી પાકપર કેવી અસર થઇ છે? લોકોની નાણા સંબંધી તથા બીજી હાલત કેવી છે? કયા કયા દેશ કઇ કઇ વસ્તુઓની આયાત નિકાશ વધારે કરેછે? આપણે આપણી સામાજીક, ધાર્મિક, રાજકીય ને વ્યાપારીય સ્થિતિ સુધારવાને શી શી હીચચાલો કરવી જોઇએ? સુધરેલા દેશોએ શી શી હીલચાલો કરી છે ને કરેછે? વગેરે કાળચક્રના ફેરફાર ને પ્રજાઓની પ્રવૃતિ જાણવાની જરૂર દરેક વર્ગના માણસને છે.આ જરૂરીઆત વર્ત્તમાનપત્રો પૂરી પાડેછે.

દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, માસિક, ત્રિમાસિક વગેરે વર્ત્તમાન પત્રોની જુદી જુદી જાતોછે અને તે જાતો તેના બહાર પડવાના સમય પ્રમાણે પાડવામાં આવી છે. પાક્ષિક, માસિક, ત્રિમાસિક વગેરે પત્રો કરતાં દૈનિક ને સાપ્તાહિક પત્રોનું વલણ જુદા રસ્તા ઉપર હોયછે. માસિક વગેરેમાંના વિચાર પુસ્તકોની પેઠે પુખ્ત હોઇ હમેશને માટે મનન કરવા જેવા હોય છે. જ્યારે દૈનિક કે સાપ્તાહિકમાંના વિચાર તો ફક્ત જાણવા માટે, નજર ફેરવી જવા માટે કે ટુંક વખતને માટે યાદ રાખવા જેવા હોય છે.

સુધરેલા દેશમાં વર્ત્તમાન પત્રોનું વજન ઘણું પડે છે. ત્યાં તો કુલીનતાનું તે એક જરૂરનું લક્ષણ ગણાય છે. દરેક ગૃહસ્થે વર્ત્તમાન પત્ર વાંચી દેશ પરદેશની સ્થિતિથી માહિતગાર રહેવું એ ખાસ જરૂરનું છે. ગૃહસ્થોની મંડળીમાં આનંદને પ્રસંગે તેનીજ વાતો ચાલી રહી હોય છે. ને સ્ત્રીઓની આનંદચર્ચા પણ તેનેજ ઉદ્દેશીને હોય છે. તેમ ત્યાંનાં વર્ત્તમાન પત્રોના અધિપતિયોનું માન પણ ઘણું હોય છે. તે અધિપતિયો વિદ્વાન, રાજ્ય કુશળ, સમર્થ લેખક, નિષ્પક્ષપાતી ને સર્વાનુભવી હોયછે ને તેથી તેમની ટીકાપર રાજ્યના મ્હોટા મ્હોટા પ્રધાનો પણ બારીકીથી ધ્યાન આપે છે. ને ઘણી વખત તેના વલણને અનુસરે છે. વર્ત્તમાન પત્રોની મુખ્ય નજર પ્રજાનાં દુઃખ રાજ્યની નજરમાં લાવવા તરફ તથા રાજ્યાધિકારીઓનાં અયોગ્ય કૃત્યોને વખોડી કાઢવા તરફ વધારે હોયછે. વળી સુધરેલા દેશોમાંતો જુદા જુદા ધંધાને લગતાં વર્ત્તમાન પત્રો પણ નીકળેછે. ને તેથી ધંધાદારીઓને પોતાના ધંધાને ઉપયોગી ઘણી ખબરો તેમાંથી મળે છે.

આપણા દેશમાં હમણાં હમણાંમાં વર્ત્તમાન પત્રોનો ફેલાવો સંતોષકારક રીતે વધ્યો છે. છતાં હજી તેના વધારે ફેલાવાની જરૂર છે. આપણા રાજા રાણીઓને, કારભારીઓને, વ્યાપારીઓને, ખેતી કારોને તથા બીજા ધંધાદારીઓને વર્ત્તમાન પત્રો વાંચવાનું વ્યસન પડવાની જરૂર છે. આપણા વેપારી વર્ગને બીજા વર્ગ કરતાં વર્ત્તમાન પત્રોપર નજર રાખવાની વધારે જરૂર છે. કેમકે બજારની તેજીમંદી, આયાત નિકાશ, વરસાદ પાણી, લડાઇ ટંટા, સુલેહ શાંતિ, શોધ ખોળ, કર વેરા, નવા જુના કાયદા, નવી જુની ફેશનો, નવીનવી હાજતો અને પ્રજાની બીજી હીલચાલો વગેરેની વ્યાપારપર ઘણી જબરી અસર થાય છે. અને જો વર્ત્તમાન પત્રોદ્વારા આ હીલચાલો પર નજર રાખી હોય તો ઘણું કરીને ફાવી જવાય છે. જુદી જુદી વસ્તુઓના રોજના ભાવતાલ, આપણે તે જ દ્વારા જાણી શકીએ છીએ. તેમજ માલના ઉઠાવ ને આયાતના આંકડા પણ આપણને તેમાંથીજ જણાઇ આવે છે.

તે પરથી બજાર ભાવપર શી અસર થશે તેની આપણે ચોક્કસ અટકળ કરી શકીએ છીએ. ને તેથી પ્રસંગનો લાભ લઈ શકીએ છીએ.

ઈંગ્લાંડ ઠંડો દેશ હોવાથી ત્યાં રૂની ઉત્પત્તિ નથી. છતાં પરદેશનું રૂ ખરીદીને તેનું કાપડ બનાવી તેની જબરી નીકાસ તે કરે છે, અમેરિકા, ઇજીપ્ત ને હિન્દુસ્થાનથી કરોડો રૂપિયાનું રૂ દરવરસે ઈંગ્લંડ જાય છે. આ રૂમાં અમેરિકા તથા ઇજીપ્તનું રૂ ઉંચી જાતનું હોવાથી તેનો વાપર ઝીણાં કાપડમાં ઘણો થાયછે. હવે સને ૧૮૬૬ માં જ્યારે અમેરિકામાં લડાઇ સળગી ત્યારે ત્યાંના રૂની ઇંગ્લંડમાં બીલકુલ આયાત થઈ શકી નહિ. જેથી હિન્દુસ્તાનના રૂની ઘણીજ ખપત જાગી ને ભાવ ઘણા ઉંચા ચ્હડી ગયા. વર્ત્તમાન પત્રોદ્ધારા જે જે વેપારીઓ આ લડાઇની અસર સમજી ગયા હતા તેમણે મંદ બજાર વખતે અગાઉથી સોદા કરી લીધા હતા. ને જયારે ભાવ એકદમ ચ્હડી ગયા ત્યારે વેચાણ કરી પુષ્કળ નફો મેળવી લીધો હતો. જયારે આ બનાવ ને તેની અસરનું જેને ભાન ન હતું તેવા વેપારીઓ આ પ્રસંગનો લાભ લઇ શકયા નહોતા. બીજે વરસે લડાઇ શાંત થઈ જેથી આગલા વરસનું તથા ચાલુ વરસનું એમ બે સાલનું રૂ અમેરિકાથી ઇંગ્લંડ આવી પડયું. અને તે રૂ ઉંચી જાતનું હોવાથી ત્યાંના બજારમાં હિન્દુસ્તાનના રૂનો કોઇએ ભાવ પૂછયો નહિ જયારે આંહી તે આગલી સાલ ભારે નફો થયેલો તેથી રૂની ઉત્પત્તિ પણ વધારે કરવામાં આવી ને વહેલા વહેલા દરેક વેપારીએ વધારે ભાવે સોદા કરી લીધા, પણ અંતે તે રૂ બધું માથે પડયું, ને ભાવ છેક નીચે બેશી જવાથી વેપારીઓ પાયમાલ થઇ ગયા. આ સાલમાં પણ જેજે કુશળ વ્યાપારી હતા તે લડાઈ બંધ થતાંજ સમજી ગયા હતા કે હવે હિન્દના રૂનો ઘડો થવાનો નથી જેથી તેમણે બીલકુલ રૂ ખરીદ્યું નહોતું તેથી તેઓ નુકશાનીમાંથી બચી ગયા. આમ વર્તમાન પત્રનો લાભ જેણે લીધો તે ફાવ્યા ને જેણે તેના તરફ નજર નાખેલી નહિ તે પાયમાલ થયા.

વળી માલની જાહેરાત આપવાનું સાધન વર્તમાન પત્રો જેવું બીજું છે જ નહિ આપણે ગમે તેવો સારી કે નવી જાતનો માલ

ઉત્પન્ન કરતા હોઈએ પરંતુ લોકોને તે માલની કશી ખબર ન હોય તો તેનો ઉઠાવ શી રીતે થાય ? કંઈ ઘરમાં આપણને કોઇ પૂછવા આવે કે ભાઈ ત્હમારે ત્યાં કયો માલ સારો બનેછે ? પણ જો આપણે વર્તમાનપત્રમાં તેની જાહેરખબર આપીએ તો તે જાહેરખબર હજારો જણા વાંચે ને તેને લીધે આપણા માલનો ઉઠાવ થાય. આ પ્રમાણે વર્નમાન પત્રોથી વ્યાપારપર બહુ સારી અસર થાયછે.સાહસને વર્તમાન પત્ર ઉત્તેજિત કરેછે,દીર્ઘદ્રષ્ટિને તે વધારેછે, બીજાના અનુભવનું જ્ઞાન આપે છે અને એ રીતે તે ઉત્તમ ગુરૂનું કામ કરે છે.

હજી આપણે ત્યાં વ્યાપારી વર્ગને માટે જ ખાસ વર્તમાન પત્રો નીકળતાં નથી. તેમજ વ્યાપારી વર્ગમાં વર્ત્તમાન પત્રોનો બહુ ફેલાવો થયો નથી. જેમ જેમ કેલવણી વધતી જશે તેમ તેમ તેનો ફેલાવો થતો જશે તેમાં શક નથી.

વર્ત્તમાન પત્રો વાંચવાનું વ્યસન પાડવામાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે તે એ• કે વર્ત્તમાન પત્રોની તમામ હકીકત બહુ ચીપી ચીપીને વાંચી લાંબો કાળ ગુમાવવો નહિ. દરેક પ્રકારની હકીકતો વાંચવાની દરેક માણસને જરૂર નથી. પરંતુ પોતાના ધંધા વગેરેને ઉપયોગી થઇ પડે તેવીજ હકીકતો તેનાં મથાળાં પરથી જોઇ જઇ વાંચવી. ને બાકીની હકીકતોનાં મથાળાં પરજ રહેજસાજ દૃષ્ટિ ફેરવી જવી.

વર્ત્તમાન પત્રોની વાતો વળી પ્રાસંગિક હોવાથી તે યાદ રાખવાની જરૂર નથી. તેમજ ઘણે ભાગે વર્ત્તમાન પત્રોનું વલણ હમેશાં એક તરફ જ હોયછે માટે આપણે તેની એકતરફી વાતો સાંભળીને દોરાઈ જવું નહિ પણ બંને બાજુનો વિચાર કરીનેજ અમુક મત બાંધવો. આપણાં કેટલાંક હલકાં વર્ત્તમાન પત્રો તો ગપો મારવામાં, બીજાની ખોટી નિંદા કરવામાં, મશ્કરી કરવામાં, કે બીજી એવી હલકાઇમાં ઉતરી પડવામાં શૂરાંપૂરાં હોય છે. માટે તેવાં હલકાં વર્ત્તમાન પત્રો તો કદી હાથમાંજ લેવાં નહિ. સારાં પત્રોજ ખરીદવાં ને નિયમિત રીતે હમેશાં વાંચવાં

# વ્યાપારની કળ

મૂલ્ય રૂા. ૦-૮-૦

મળવાનું ઠેકાણું—કાલબાદેવી પ્રીન્ટીંગ પ્રેસ.
સરકારી તાર ઓફીસની બાજુમાં કાલબાદેવી રોડ-
મુંબઈ.

## અભિપ્રાયો.

'કેળવણી' એ નામના ખાસ કેળવણીને લગતા પત્રના તંત્રી રા. રા. છોટાલાલ નરભેરામ લખેછે કેઃ—

અર્થશાસ્ત્રના પ્રસિદ્ધ વિષયો એમાં સહેલી ભાષામાં અને રસિક ઇબારતથી સમજાવ્યા છે. ગુજરાતી પાંચમું છઠું ધોરણ શીખનાર વિદ્યાર્થીઓ તથા સાધારણ વાંચતાં લખતાં શીખેલા બીજા લોકો પણ એને આનંદની સાથે વાંચે તથા અર્થશાસ્ત્રને લગતી કેટલીક સામાન્ય બાબતો સમજી શકે એમ કરવામાં ગ્રંથકાર જરૂર સફળ થયા છે. 'મુંબઈની મુસાફરી'ના નામથી લખાયલો પ્રસંગ ઘણો રમુજ ઉપજાવે એવો છે, તે સાથે સૃષ્ટિમાંનાં પ્રાકૃતિક જડ તત્વોનો અભ્યાસ કરવાની કેટલી બધી અગત્ય છે તે વાંચનારને તેમાંથી દૃઢ સમજાય છે. અર્થશાસ્ત્રના આવા સાદા અને સેહેલા ગ્રંથની પ્રજાને આજની સ્થિતિમાં ઘણી જરૂર છે.આવા સેહેલા વિષય દ્વારા પ્રજાને ગહન વિષયમાં પ્રવેશ કરવાની ઇચ્છા થશે તો તે કાંઇ થોડું શ્રેયસ્કર નથી. કિંબહુના.

રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇ, B. A. LL. B. હાઇ કોર્ટ વકીલ લખેછે કેઃ—

આ પુસ્તક બહુ સુંદર રીતે, સરલ ભાષામાં, અને નવીન શિક્ષણ પદ્ધતિ પુરસ્સર નિયોજાયું છે. 'અર્થશાસ્ત્ર' અને 'અર્થશાસ્ત્રની વાતો' ઇત્યાદિથી આ પ્રયત્ન ભિન્ન, નવીન અને વિશેષ પ્રશંસાને પાત્ર છે. કેમકે ઉક્ત પ્રયત્નો ભાષાંતરનાં પરિણામો છે, તેમજ ઉંચી કેળવણીવાળા માટે છે. જ્યારે આ તદ્દન નવીન ને સ્વતંત્ર કૃતિ છે એટલુંજ નહિ પરંતુ ગુજરાતી ચોથા પાંચમા ધોરણના વિદ્યાર્થીઓ યથાર્થ અને સરલરીતે સમજી શકે એવી પદ્ધતિ ને ભાષામાં પ્રયોજાયેલ છે. આ પુસ્તક દરેક શાળામાં ચલાવવું ઘટે છે.

---

મુંબઇની સ્મોલ કૉઝીઝ કોર્ટના જડજ રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ્એલ્. બી.—જેઓએ ભાગ્યે કોઈ પુસ્તક વાંચ્યા વિના રહેવા દીધું હશે તે લખે છે કે—

ગુજરાતીમાં મ્હેં હજી સુધી આવું પુસ્તક જોયું નથી. વ્યાપારને લગતી દરેકે દરેક બાબત એમાં એવી સ્પષ્ટ પણ સરળ રીતે સમજાવવામાં અને ગોઠવવામાં આવી છે કે તેથી વાંચનારને કોઈ ઈતિહાસ કે વાર્તાનું પુસ્તક વાંચતાં જેટલો રસ પડે તેટલો રસ પડે છે. વ્યાપાર જોડે સંબંધ રાખતી અટપટી બાબતોનું આ સ્પષ્ટિકરણ નિશાળમાં શિખતા છોકરાઓને તો શું પણ વ્યાપારના વિષયથી અજ્ઞાન એવા સાધારણ વર્ગને પણ ઘણું ઉપયોગી ને બોધદાયક થઇ પડશે.

---

રા. રા. ભોગીદ્રંરાવ ર. દીવેટીઆ બી. એ. લખછેકે:-

અર્થશાસ્ત્રના જ્ઞાનની કેટલી આવશ્યક્તા છે તે હજુ આપણા વ્યાપારીયો સમજ્યા નથી અને ત્યાં સૂધી દેશની આર્થિક ઉન્નતિ થવી કઠિણ છે. બીજા દેશના વ્યાપારીઓની આર્થિક સ્થિતિ શામાટે ઉંચીછે અને આપણી શામાટે નીચી છે તે જાણવા માટે અર્થશાસ્ત્ર જેવું એકકે સાધન નથી. ગુજરાતીમાં આવા ઉપયોગી અને ગંભીર વિષયને નાના બાળકો રસથી વાંચે–સમજે એવું પુસ્તક અત્યાર સૂધી મ્હેં જોયું નહોતું. દરેક શાળા, દરેક પુસ્તકાલય, દરેક વ્યાપારી ને દરેક ઘરમાં આ પુસ્તક હોવું જોઇએ એટલુંજ નહીં પણ ગુજરાતી ઉંચા ધોરણોના અભ્યાસ ક્રમમાં આ પુસ્તક દાખલ કરવું જોઇએ. ગમે તે પાનું ઉઘાડો અનેઅર્થશાસ્ત્રના સિધ્ધાંન્તો સૂર્યના પ્રકાશની માફક સ્પષ્ટ સમજાશે.

---

મુંબઈમ્યુનીસિપલ ગુજરાતી સ્કુલોના આસિ. સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ રા.રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ. M. A. એઓ લખેછે કે:—

આ બુકમાં અઘરા વિષયો સહેલાઇથી ઘરગથુ ભાષામાં રસ પડે તેવી રીતે સમજાવવામાં આવેલા છે, તેથી મને બહુ સારાં લાગ્યાં. વેપારીને ઉપયોગી ભાગે.માં તે વર્ગના છોકરાને શીખવાનું ઘણું મળે તેવું છે.

---

રાજકોટ ટ્રેનીંગ કૅાલેજના માજી પ્રીન્સીપાલ સાહેબ રા. રા. ભગુપતરામ અનુપરામ ત્રવાડી.

જીવાભાઈ મારા બુધ્ધિમાન, ઉદ્યોગી અને સુશીલ વિદ્યાર્થીઓમાં એક હતો. તેનો આ લેખ વાંચી મને અભિમાન અને હર્ષ પ્રાપ્ત થયાં—કૉલેજમાં 'અર્થશાસ્ત્ર' હુંજ શીખવતો. જે ઉદ્દેશથી એ લેખ લખાયો છે તેને જીવાભાઈએ ઈન્સાફ આપ્યો છે. અને તમામ પ્રાથમિક શાળાઓમાં દાખલ કરવા યોગ્ય મને ભાસ્યો છે. સંવાદરૂપે, સહેલી ભાષામાં તે રચાયો હોવાથી તે સૌ કોઈ સમજી શકે એમ છે. આપણા દેશમાં વાર્તા અને નાટકની ચોપડીઓ જેટલો બીગાડ કરેછે તેના કરતાં આવાં પુસ્તકો ઘણો વધારે લાભ કરે તેથી તે સર્વ પ્રકારે આવકાર દાયક છે.

———:o;———

બાબુ પનાલાલ પુરણચંદ જૈન હાઈસ્કુલના પ્રીન્સીપાલ સાહેબ રા. રા. ડી. એ. તેલંગ, બી. એ.—એઓ લખેછે કેઃ—

The book will supply the long felt want of an easy and useful treatise on political economy. In these days of commercial rivalry our merchants ought to be conversant with the principals of commerce and Mr, Jivabhoy has lucidly and scientificaly treated the subject that it is bound to be popular amongst merchants traders and students. He who desires to see his country prosper will find here directions his efforts should take. I think every school & library ought to possess a copy of this useful book

———:o;———

# કાલબાદેવી પ્રીન્ટિંગ પ્રેસમાં મળતાં બીજાં પુસ્તકો.

# Notes.

ON

**WORDS** FROM THE **POETS**

By an

EXPERIENCED GRADUATE.

BEST to prepare one for the Examination.

*PRICE 6 Annas.*



**ઘર કામ**—સમય એવો આવ્યો છે કે ઘણે ઠેકાણે રસોઈયાની ગેરહાજરીને લીધે ઘરમાં સ્ત્રી જાતિ હોવા છતાં કમ આવડતને લીધે નાસ્તા ઉપર રહેવું પડે છે. સાહેબી ભલે હો, પણ એ કળા હાથમાં હોવાથી નુકશાનતો નથી જ. વળી મૅનેજમેન્ટ વધારે સારી રીતે રાખી શકાયછે. આના માટે શાળાઓ કંઈક કરી શકે તેમ છે. એમ ધારી 'ઘર કામ' એ નામની નાની ચોપડી તૈયાર કરવામાં આવી છે, કે જેની અંદર બાળાઓએ ઘરનું અમુક કામ અને અમુક રસોઈ ઘેર આગળ કરી, તેની નોંધ લેવાય છે અને કલાસની અંદર તે અમલમાં મુકવા માટેની તજવીજ કરી શકાય છે. કીમત માત્ર એક આનો.

**શરીર સંરક્ષણ**—'વ્યાપારની કળ'-એ પુસ્તકના લેખક સ્વ. શ્રીયુત જીવાભાઈ અમીચંદ પટેલ-એમના હાથે શ્રી કચ્છી વીશા ઓશવાલ દે. જૈન પાઠશાળાના વિદ્યાર્થીઓને આરોગ્યના સિદ્ધાંતો સમજાવવા માટે લખાયેલું પુસ્તક 'વ્યાપારની કળ'ના જેટલું ઉપયોગી છે. થોડા સમય માં બહાર પડશે.